શ્રી મોતીચંદ કાપડિયા ગ્રંથમાળા ગ્રંથાંક-૪

# શ્રી આનંદઘનજીનાં પદો

## ભાગ બીજો

(૫૧ થી ૧૦૮ સુધીના પદોનો શબ્દાર્થ, અર્થ અને તે ઉપર વિશદ વિવેચન)

લેખક

સ્વ. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

બી. એ. એલએલ. બી. સોલિસિટર

સંપાદક

રતિલાલ દીપચંદ દેસાઈ



પ્રકાશક

શ્રી મહાવીર જૈન વિદ્યાલય

ગોવાળિયા ટેંક રોડ

મુંબઈ ૨૬

પ્રકાશક
ચંદુલાલ વર્ધમાન શાહ
મનુભાઈ ચુનીલાલ કાપડિયા
જયંતીલાલ રતનચંદ શાહ
માનદ મંત્રીઓ
શ્રી મહાવીર જૈન વિદ્યાલય
ગોવાલિયા ટૅન્ક રોડ
મુંબઈ ૨૬

•

પહેલી આવૃત્તિ
વિ સં ૨૦૨૦ શ્રાવણ
વીરનિર્વાણ સંવત ૨૪૯૦
ઈ સ ૧૯૬૪ ઑગસ્ટ

•

કિંમત દસ રૂપિયા

•

મુદ્રક
જયંતિ દલાલ
વસંત પ્રિન્ટિંગ પ્રેસ
પાનાભાઈની વાડી
ઘીકાંટા રોડ
અમદાવાદ

# પ્રકાશકીય



સ્વર્ગસ્થ શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયાની એક અપ્રગટ સાહિત્યકૃતિ પ્રગટ કરતા અમે આનંદ અને કૃતકૃત્યતાની લાગણી અનુભવીએ છીએ. શ્રી આનંદઘનજીના પદો ભાગ પહેલાની બીજી આવૃત્તિ સને ૧૯૫૬માં વિદ્યાલય તરફથી પ્રગટ કરવામા આવી ત્યારથી એનો બીજો ભાગ પ્રગટ કરવાની માગણી અવારનવાર થતી રહેતી હતી. આજે એ ગ્રંથરત્નનો બીજો ભાગ ધર્મજિજ્ઞાસુઓના કરકમળમા ભેટ ધરીને એ માગણીને પૂરી કરતાં અમે સંતોષ અનુભવીએ છીએ.

આ ગ્રંથના પહેલા ભાગમા યોગીરાજ શ્રી આનંદઘનજીના પચાસ પદો શ્રી મોતીચંદભાઈએ કરેલ શબ્દાર્થ, અર્થ અને વિશદ વિવેચન સાથે આપવામા આવ્યા હતા. આ બીજા ભાગમાં ૫૧ થી ૧૦૮ સુધીના ૫૮ પદો એ જ રીતે શ્રી મોતીચંદભાઈએ કરેલ શબ્દાર્થ, અર્થ અને વિસ્તૃત વિવેચન સાથે આપવામા આવ્યા છે. બીજા ભાગનુ સંપાદન ભાઈશ્રી રતિલાલ દીપચંદ દેસાઈને સોંપવામા આવ્યુ હતું. આ ગ્રંથ એનુ સંપાદન, યોગીરાજ શ્રી આનંદઘનજી અને શ્રી મોતીચંદભાઈ અંગે એમણે પોતાના નિવેદનમા જરૂરી વિગતો આપી છે. એટલે એને અહીં ઉમેરવાની જરૂર નથી. આ કામ એમણે સ્વીકાર્યું તેથી અમને ખૂબ આનંદ થયો છે.

વિદ્યાલયની સ્થાપના એના ઘડતર અને એના સર્વમુખી વિકાસમા શ્રી મોતીચંદભાઈ પ્રાણરૂપ બન્યા હતા. જીવનભર તેઓ સંસ્થાની અને સંસ્થા મારફત સમાજની નિઃસ્વાર્થ અને નિષ્ઠાપૂર્ણ સેવા બજાવતા રહ્યા. તેથી સમાજ ઉપર અને વિશેષે કરીને વિદ્યાલય ઉપર એમનુ ભારે મોટુ ઋણ છે. એ ઋણને અદા કરવા માટે અમે જેટલો પ્રયત્ન કરીએ તેટલો ઓછો છે. આ ગ્રંથનુ પ્રકાશન એ, એ ચિરસ્મરણીય ઋણમાંથી મુક્ત થવાનો એક અલ્પ પ્રયત્ન સમજવો જોઈએ.

પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓ વચ્ચે પણ શ્રી મોતીચંદભાઈએ ધર્મજ્ઞાન પ્રત્યેની પોતાની અભિરુચિને જે રીતે જાગૃત કરી વિકસાવી પોષી અને જિંદગીના અંત સુધી ટકાવી રાખી એ બિના એમના પ્રત્યે ખૂબ આદર ઉત્પન્ન કરે એવી અને એમના આત્માની ભક્તિ અને સરસ્વતિના સુભગ દર્શન કરાવે એવી છે. આ જ્ઞાનપ્રીતિને લીધે તેઓ નાની-મોટી સંખ્યાબંધ સાહિત્યકૃતિઓ સમાજને ભેટ આપીને અમર બની ગયા. શ્રી આનંદઘનજીના ગૂઢાર્થથી ભરેલા પદો અને સ્તવનો તરફ તો એમને અસીમ અનુરાગ હતો. એના ઉપર એમણે દાયકાઓ સુધી ઊંડું ચિંતન-મનન કર્યું હતું. આ ગ્રંથ તેઓશ્રીના એ જ્ઞાનમંથનનું જ નવનીત છે.

પોતાની જીવનવ્યાપી સાહિત્ય-ઉપાસના દ્વારા શ્રી મોતીચંદભાઈએ જે વિપુલ સાહિત્યનુ સર્જન કર્યું હતું એમાંની મોટા ભાગની કૃતિઓ એમના જીવનકાળ દરમ્યાન જ પ્રગટ થઈ શકી હતી. આમ છતા હજી પણ કેટલીક કૃતિઓ અપ્રગટ છે તે ક્રમે ક્રમે પ્રગટ કરવાની અમારી ઉમેદ છે.

આ ગ્રંથનું સુંદર મુદ્રણ કરી આપવા બદલ અમે અમદાવાદના વસંત પ્રિન્ટીંગ પ્રેસના સંચાલકોનો આભાર માનીએ છીએ.

આશા છે, યોગ અને અધ્યાત્મ જેવા ગહન વિષયને સરળ અને સુગમ રીતે રજૂ કરતા આ ગ્રંથનો સામાન્ય ધર્મજિજ્ઞાસુઓ અવશ્ય લાભ લેશે, અને મહાત્મા આનંદઘનજીના સુમધુર, સુગમ અને મસ્ત કવનોના અમૃતનો આસ્વાદ માણીને પોતાના હૃદયને આહ્લાદિત કરશે.

આષાઢ સુદિ ૫ વિ. સં. ૨૦૨૦<br>
તા. ૧૩-૭-૧૯૬૪<br>
ગોવાલિયા ટેંક રોડ<br>
મુંબઈ ૨૬

ચંદુલાલ વર્ધમાન શાહ<br>
મનુભાઈ ગુલાબચંદ કાપડિયા<br>
જયંતીલાલ રતનચંદ શાહ<br>
માનદ મંત્રીઓ<br>
શ્રી મહાવીર જૈન વિદ્યાલય

**જરૂરી સૂચના**

આ પુસ્તકને અંતે આપેલ શુદ્ધિપત્રક પ્રમાણે પહેલાં સુધારીને પછી જ પુસ્તકનો ઉપયોગ કરવા વિનંતિ છે.

# દ્વિતીય ભાગની પ્રસ્તાવના

શ્રી આનંદઘન પદ્ય રત્નાવલીના પ્રથમ પચાસ પદની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તે પ્રમાણે એ પચાસ પદો સં. ૧૯૬૭ના ઉનાળામાં પંન્યાસ શ્રી ગંભીરવિજય ગણિએ મને ભાવનગરમાં સમજાવ્યા હતા. સત્તર દિવસ સત્તર કલાકમાં તેઓશ્રી જેટલું બોલ્યા તેમાં લગભગ સર્વ મેં લખી લીધું. મારા સહાધ્યાયીની સંખ્યા બાર લગભગની થઈ. પ્રથમ પદોના અર્થપ્રકાશન અને તેને અંગે પંન્યાસજીની અર્થઝળકાવટની પ્રસ્તુત હકીકત ત્યાં રજૂ કરવામાં આવી છે.

બાકીના પદો સમજવાની જિજ્ઞાસા કાયમ હતી, પણ રજા પૂરી થતી હોવાથી હું મુંબઈ આવ્યો. અમારી બારની સંખ્યાના વર્ગ પૈકી શ્રીયુત **નરોત્તમદાસ ભાણજીભાઈ કાપડીઆ** એક હતા. તેમણે તે જ વર્ષના ચાતુર્માસમાં બાકીના પદો પંન્યાસ શ્રી ગંભીરવિજયજી પાસે બેસી સમજી લીધા અને શબ્દાર્થની નોંધ કરી લીધી. ત્યાર પછી લગભગ ત્રીસ વર્ષે બાકીના પદોનું વિવેચન લખી નાખ્યો તે એ નોંધનું પરિણામ છે. એ નોંધનો મેં પચાસ પછીનાં પદોના અર્થ અને વિવેચનને અંગે ખૂબ ઉપયોગ કર્યો છે. એ શબ્દાર્થ માત્ર નોંધ છે, પણ ખૂબ ઉપયોગી નીવડી છે. પંન્યાસ શ્રી **ગંભીરવિજય** ગણિનો અર્થપ્રકાશન માટે અને સુરંગી શ્રી **નરોત્તમદાસ** કાપડીઆનો નોંધ કરી લેવા માટે, તેને જાળવી રાખવા માટે અને મને સોંપવા માટે ખાસ આભાર માનું છું.

'આનંદઘન પદ્ય રત્નાવલી'ના સં. ૧૯૭૧માં પ્રકાશન પછી શ્રી નરોત્તમદાસે એ નોટબુક મને આપી હતી અને એ નોટ મારી પાસે મોજૂદ છે. આવી શીવી સહાય ન મળી હોત તો બાકીના પદોનું વિવેચન શક્ય થાત નહિ. આ સંબંધમાં પ્રથમ વિભાગની પ્રસ્તાવના તરફ ધ્યાન ખેંચવામાં આવે છે.

એ પ્રસ્તાવનામાં એક અનામિક (nameless) ભાષા-ટબાકારનું વર્ણન કરવામાં આવ્યું છે. બાકીના પદો પૈકી આઠ પદ પર ટબો તે પ્રતમાંથી મને મળ્યો છે. તેનો ઉપયોગ વિવેચન કરતી વખતે મેં કર્યો છે. મને હજુ એ ટબાકારનું નામ મળ્યું નથી. મારી પ્રત પણ અધૂરી છે. એના ટબાકાર ખૂબ રસિક અને આત્મગવેષી જણાય છે. તેમનું નામ મળી આવશે તો જરૂર પ્રકટ કરીશ. ટબો લખનાર આત્માર્થી અને આનંદઘનજીની ભાષાના જાણકાર છે. તેઓ કોઈ સ્થાને લખે પણ છે કે આનંદઘન મહારાજનો આશય તેઓ સમજી શક્યા નથી. ટબામાં આપેલા ઉપરના આઠે પદો ઉપર મને શેઠ **માણેકલાલ ઘેલાભાઈ** ઝવેરીનું વિવેચન મળી ગયું હતું. તેમણે કરેલ વિવેચન એ જૂના ટબાને અનુસરતું હોવાથી મને વિવેચન લખવામાં ખાસ ઉપયોગી નથી નીવડ્યું, છતાં ભાષારપષ્ટતા તેથી સહજ થઈ છે. તેથી અત્ર તેની પણ નોંધ લેવી આવશ્યક જણાય છે.

આ બાકીના પદોનું વિવેચન લખી નાખવાનો વિચાર સં. ૧૯૯૦માં કર્યો. વચનો બાર ન લાગે અથવા મનની ભાવના મનમાં ને મનમાં ન રહી જાય એને અંગે એ કામ શરૂ કર્યું. ૫૧, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૫૯, ૬૦, ૬૧ અને ૬૨ તથા પદ ૧૦૦નું વિવેચન 'જૈન ધર્મ પ્રકાશ'માં બહાર પાડ્યું.

ચાર વીશીના નાનકડા પુસ્તકમાં પણ મને ખૂબ ભાવ લાગ્યો. વધુ વિચારણા કરી, પણ ખરો સૂર ઝળક્યો નહિ. લગભગ બે વર્ષ સુધી એના પર વિચારણા કરી. સ્યાદ્વાદમંજરી ટીકામાંથી કાંઈક

ભાવ જેમ એ નાનકડા પદ પર સૂઝ્યું તેટલું વિવેચન અને ૧૯૯૭મા લખી પ્રગટ કરી દીધુ અને બાકીનું વિવેચન તેને મગના ૮૯મા પદ પર મુલતવી રાખ્યું

ત્યાર પછી ચાર વર્ષ સતત પદ પરનુ વિવેચન લખવાનું ચાલુ કર્યું સં ૧૯૯૭ થી ૨૦૦૦ સુધીમા પદોનુ વિવેચન લખ્યું તેનો ક્રમ આ પ્રમાણે રાખ્યો હતો —

એક પદ લેવુ તેનો અર્થ ધારી લેવો તે પર દશ દિવસ વિચાર કરવો રાત્રે સૂતા, બસમા સમય મળતા અન્ય નવરાશ મળતાં તેનો જાપ કરવો, અને મનનાં ઘાટ બેસે એટલે એનુ વિવેચન લખી નાખવું વિવેચન લખતી વખતે એનુ લાગુ થશે કે કોને ઉપયોગી થશે, તેનો મે કદી વિચાર કર્યો નથી મને પોતાને જે સ્ફુરણા થાય તે નોંધી લેવી અને કોઈ તેનો ખપી નીકળે તે તેનો ઉપયોગ કરે તો ભલે, એ નહિ જ વિવેચનમા રાખી છે મને એવી આદત પડી ગઈ છે કે કાઈ લખુ અથવા તૈયાર થઈને કોઈ વિષય પર ભાષણ કરુ ત્યારે તે વાત મારા મનમા બરાબર જામી જાય છે પદોને અંગે લખાણુ વિવેચન કોઈને લાંબુ લાગે કોઈને નિરર્થક લાગે, કે કોઈને અપ્રસ્તુત લાગે એ બનવાજોગ છે મે આ પદોને કેવી દૃષ્ટિથી વિચાર્યા છે તેનો ખ્યાલ આપવા આ નોંધ કરી છે અમુક પદ લીધા પછી તે પર ખૂબ વિચાર કરેલો અને મનમા ઝગમગાટ થાય ત્યારે વિવેચન લખતુ મે પદો અનુક્રમ પ્રમાણે વિવેચન માટે લીધા નથી પણ ભીમશી માણેકનો ક્રમ જાળવી રાખ્યો છે જે વખતે કયા પદનુ વિવેચન લખ્યુ તેની નોંધ રાખી છે આજુબાજુના વાતાવરણને એ તારીખો કામની છે કોઈ જગોએ એ તારીખોની નોંધ મળી આવશે

આ પદોનુ વિવેચન "શ્રી જૈન ધર્મ પ્રકાશ" માસિકમા પ્રગટ કરવાની ધારણા પ્રથમ હતી પ૧ થી ૬૨ સુધીના પદો તે રીતે તેમા પ્રગટ થયા પછી મને લાગ્યુ કે માસિકમા તેને માટે જેટલુ જોઈએ એક અંકના માટે તેમા વિવેચન પૂરુ સમાઈ શકે તેમ નથી અને પદનુ વિવેચન ટૂકુ કરવાનો ઇરાદો નહોતો વાચનારને તૂટકતૂટક વિવેચન મળે તો લખવાનો ઉદ્દેશ માર્યો જતો હતો, એટલે ૬૨મા પદની આખર પછી માસિકમા તેનુ પ્રકાશન બંધ કર્યું માસિકમા છાપેલા વિવેચનને સુધારી પુસ્તકમા પ્રગટ કરવાની કોપી તૈયાર કરતો તો તેનો ઉપયોગ વિવેચનના પ્રકાશનમા થયો

મારી ઇચ્છા આ પદો મારા ભાઈ મ કુંવરજીભાઈ વાંચી આપે તેવી હતી, તેવી દરેક વખતે ભાવનગર જઉં ત્યારે ત્યા સુધી તૈયાર થયેલ પદોનુ વિવેચન તમની પાસે લઈ જતો અને સભામા (શ્રી જૈન ધર્મ પ્રસારક સભામા) અથવા તેમની પાસે તે સંભળાવતો હતો તેમાં ૭૨ સુધીના પદ વિવેચન સાથે વાચ્યા સુધારો અને સૂચનો કર્યાં છે ત્યાર પછીના પદોનુ વિવેચન તેઓ આખની અગવડથી વાંચી ન શક્યા તે ખેદની વિના છે તેમનુ શાસ્ત્રસંપ્રદાયનુ જ્ઞાન જ્ઞાનક્રિયાની તુલનાત્મક શક્તિ અને જૈન સંસ્થાની જરૂરીઆતના અભ્યાસને અંગે તેઓના સુધારા સર્વમાન્ય જ હતા અને અગાઉની તેમણે કરેલી સુધારણા મે વગર સંકોચે સ્વીકારી હતી તેઓ વાંચે તેના વિભાગને એક જાતનુ પ્રમાણપત્ર મળે છે એવી મારી માન્યતામા બીજા અનેક સ્નેહીઓનો સહકાર હતો ૭૨ પછીના બાકીના પદોના વિવેચન માટે મારી જવાબદારીમા એ રીતે વધારો થયો છે તેમણે પદ ૮૮–૮૯ની હરિયાળીઓ વિવેચન સાથે વાંચી છે તે આનંદનો વિષય છે

તેઓશ્રીએ પદો બહુ ગમતા વિવેચન ખાસ પસંદ આવતું અને જરૂરી સુધારા સૂચવવામા ખાસ રસ પડતો તેમના સં ૨૦૦૧ પોષ શુદ ૧૧ના સ્વર્ગવાસને લઈને હવે એમના તરફની સૂચનાને અવકાશ નથી રહેતો અકસ્માતની વાત છે પણ સાચી હકીકત છે, કે મે છેલ્લા પદનુ વિવેચન તેમના અવસાનને

નિયમે જ પૂરું કર્યું। ત્યાર પછી તુરત ભાવનગર જઈ આગળનાં વિવેચન કરવા પદો સંભાળી લીધાં અને સુગમતાની સગવડને અંગે જાળવી રાખ્યાં

સંવત ૧૯૯૭થી ૨૦૦૦ સુધીનાં ચાર વર્ષ મુખ્યત્વે કરીને ઉત્તર (૫૭થી અંત સુધીનાં) પદોનાં વિવેચનમાં મસ્ત લીધાં કે મેં કોઈ પદોનું વિવેચન કરતાં ખૂબ નમાણું કર્યું છે મને એમાં મોજ આવી છે મને એને અંગે ખૂબ વાંચવાનું મળ્યું છે અને અનંત માર્ગમાં કોઈ સમાનધર્મા એને વાંચશે તો મને તેનો લાભ મળશે—શ્રી સિદ્ધર્ષિ મહારાજની દૃષ્ટિએ એને નાસ્તાની પેટીમાં ભરીને જાહેર જનતા સમક્ષ મૂકવાનો સંકલ્પ થયો છે એમાં વિમળાલોક અંજન તત્ત્વપ્રીતિકર પાણી અને મહાકલ્યાણક ભોજન રાખી રાખીને ભર્યાં છે૧ અને ખૂબ વિચાર કરીને વિવેચનો કર્યાં છે જેને સ્થિરતા હોય તેમણે આ વિવેચનો વાંચવાં શ્રી સિદ્ધર્ષિ મહારાજના શબ્દોમાં કહું તો, કલ્પાંતમાં મૂકવા યોગ્ય છે એની યોગ્યતા ગુણાર્થ કે જગત પાત્ર માટેની નથી તે ઉપરાંત એ ... લખેલ હોવાથી એમાં પુનરાવર્તનો પણ જરૂર થયાં છે બનતા સુધી શાસ્ત્રસંપ્રદાયને અનુસાર લખવા ખાસ ચીવટ રાખી છે છતાં ક્ષયોપશમની તરતમતાને કારણે તેમાં સ્ખલનાનો સંભવ પણ ખરો આટલી હકીકત લક્ષ્યમાં રાખી વિવેચન વાંચવું જેને તેની જરૂર ન હોય પણ યોગીરાજનાં પદો સીધાં સમજવાં હોય તેમણે રાગ ... અને સીધા અર્થો વાંચી જવા અને વિવેચન છોડી દેવું વિવેચન લખવામાં મેં બહુ અભ્યાસ કર્યો છે મેં મનની ચીવટ રાખી છે અને ... વાતાવરણ ... ત્યારે જ કલમ હાથમાં લીધી છે પણ જે એમનું વાતાવરણ એને માટે જોઈએ જે અનાસક્તિભાવ એના વિષયો પર ઉલ્લેખ કરનારમાં જોઈએ જે આનું અધ્યાત્મની સૌરભ એને અંગે જમાવવી જોઈએ એ મારા ... વ્યવસાયોને અંગે પ્રાપ્ત થયેલ ન હોવાને કારણે હું તો આ પદોને અધ્યાત્મીની દૃષ્ટિથી ... ગયો છું ... એના પર વિવેચન લખવાની મારી યોગ્યતાના સંબંધમાં મારે માટે હમેશાં મારા મનમાં આશંકા જ રહી છે જાણ્યું તેની નોંધ કદાચ અન્યને સ્વલ્પ લાભ કરનાર પણ થાય તે દૃષ્ટિએ આ વિવેચન બહાર પાડવાની ધૃષ્ટતા કરી છે તેને માટે ક્ષમા માગનારી સમજી આભારી લેવી એમાં જ મોજ જણાય છે

સ્વપરનું વિવેચન કરવું એ એક રીતે સહેલી વાત છે પણ એને ઊંડી જાગવું એ મુશ્કેલ વાત છે એ જીવવાની ભાવના કરવી એ એક વાત છે એને જીવવું એ બીજી વાત છે અનેક કારવ્યવસાયમાં એને જીવવાના પ્રયત્નો કરવા એ ભાવનાદૃષ્ટિમાં સુંદર દેખાય તેવી વાત છે પણ એ જીવવાની ભાવના અને વ્યવહાર વચ્ચે ઘણો તફાવત છે એટલી જ મુશ્કેલ પરિણતિની નિર્મળતાને અંગે જણાય છે અના સક્તિ ભાવ પર વિચારો કરવા એ ત્રીજો મહત્ત્વનો મુદ્દો છે આ મુખ્ય ત્રણ મુદ્દા (૧ સ્વપરનું વિવેચન ૨ પરિણતિની નિર્મળતા અને ૩ અનાસક્તિ ભાવ) પર પદોનો ગૂઢાર્થ છે એ ઝળકાવવા મેં પ્રયત્ન કર્યો છે પણ જીવી શક્યો હોઉં એમ કોઈ વાર મને લાગ્યું નથી અને આવા વિષય પર લખવાની મારી યોગ્યતાને અંગે મારા મનમાં અનેક વાર શંકા ઊઠી છે છતાં મારા મનમાં વિચારસ્પષ્ટતા થાય તે સારુ હું પ્રયત્ન કરતો રહ્યો છું સામાન્યતાએ સમજમાં એ કાર્ય થતું તેની મીઠાશ મારા અંતરાત્માએ અનુભવી છે એટલા માટે જ્યાં જ્યાં ધોરણ નીચું પડી જતું જણાય, ત્યાં મારી વિકૃત મનોદશા સમજવી

હું યોગી નથી હું યોગની પ્રક્રિયા કરી શકતો નથી એવી ખુલ્લી જાહેરાત કરવા સાથે હું યોગાભ્યાસી છું અને યોગને જીવનમાં ઉતારવાનો પ્રામાણિક પ્રયાસ કરનાર છું આટલી હકીકત મારી આ મખ્યાતિ માટે રજૂ નથી કરતો પણ ખરા ત્યાગીને જ્યાં જ્યાં મારું ધોરણ શિથિલ માલૂમ પડે ત્યાં મારો અભ્યાસ કારણરૂપ ગણી તેને ચલાવી લેવા માટે આ સૂચન કરું છું અને એ પ્રકારની કબૂલાત વગર સર્વેને કરું

૧ આની અર્થસ્પષ્ટતા માટે જુઓ ઉપમિતિ—ભાષાંતર પ્ર ૧ પૃ ૨૧૪-૫

પદ ૭૨માં કર્મનો વિષય હાથ ધર્યો છે આત્માના મૂળ સ્વરૂપે જો ગુણો વિચારતા કર્મનો સિદ્ધાંત ધારા સ્વરૂપે લખવા વિચાર થયો એ પદનુ વિવેચન લગભગ છે ને લંબુ અને તેને પરિણામે શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિદ્યાર્થીઓ પાસે કર્મના વિષય પર ભાષણશ્રેણી આપી કદાચ કર્મના વિષય પર એકાદ પુસ્તક પણ લખાઈ જાય એટલી વ્યાપકતા એ વિચાર કરતા અને સર્વ પદનુ વિવેચન તૈયાર કરતા લાગી છે[1] પદોના વિવેચનની તૈયારીએ મને પોતાને કેટલો લાભ કર્યો છે તેનો આ એક નમૂનો છે લાભ થયો કે નહિ તે જ્ઞાની કહી શકે પણ પ્રસંગ તો જરૂર સાંપડશે એ ઉઘાડી વાત છે બાકી દરેક પદ મને તો એક એક ગ્રંથ જેવુ લાગેલ છે મને એના પર વિવેચન કરતા ખૂબ આનંદ થયો છે એને પૂર્ણ કરવા હજુ હું મનો ત્યારે આનંદ શબ્દ પર એક હળવો પણ વિચારપૂર્ણ લેખ લખવાની ભાવના રાખુ છુ અને આશા રાખુ છુ કે, કદાચ બની શકે તો આનંદઘનજી મહારાજની ચોવીશીના પદ પર પણ મારા વિચારો એકત્ર કરવા સમય પ્રાપ્ત થશે મને એ પ્રત્યેક સ્તવન એક એક ગ્રંથ જેવા લાગે છે પ્રત્યેક સ્તવન દીર્ઘ વિચારણા માગે છે યથાવકાશ એ કાર્ય બનાવવાની તીવ્ર ભાવના છે કારણ કે એ આત્મસર્વેનમા પ્રમુખ સ્થાન ધરાવે છે

૮૯મા પદ પરત્વે પચાવનમા પદનો ઉલ્લેખ ઉપર થઈ ગયો તેમા સત્-અસત્ની વ્યાખ્યા પર અને અન્વય-વ્યતિરેક હેતુ પર જે વિવેચન થયુ તેથી મનને પૂર્ણતા ન લાગી તે પરત્વેની હકીકત ૮૯મા પદમા હાથ ધરી તેનો ભાવ આચાર્યશ્રી સાગરાનંદસૂરિએ વર્ણવ્યો તે પણ લખી લીધા અને અને કાયમ કર્યો છે છતા એ પદમા ઘણી ગૂઢતા રહી ગઈ છે એમ મને લાગ્યા કરે છે એ બન્ને પદોને અનુભવી અભ્યાસી હજુ પણ વધારે અપનાવશે એવી આશા રખાય

પદોમા વ્યવહાર-નિશ્ચયનો સમન્વય કરવા યત્ન થયો છે (પદ–૮૮) બ્રહ્મચર્ય જેવા માનસ અને ચેતનતત્ત્વના વિષયને હાથ ધર્યો છે (પદ–૮૨) અને ભજનનો મહિમા પણ ગાયો છે (પદ–૧૦૩) વૈરાગ્ય-અભ્યાસનો ઉપદેશ થયો છે (પદ–૧૦૫) અને નિધર્મીના સંગનો ત્યાગ કરવા વિચારો બતાવ્યા છે (પદ ૧૦૮) છેવટ પોતાને શુ જોઈએ છે તેની માગણી પૂરવણીના પદમા કરી છે (પરિશિષ્ટ ૧ પૂરવણી પ ) આવી રીતે પદને અંગે વિવેચન કરતા મને જે જે સૂઝ્યુ તેની આ ટૂંકી નોંધ પ્રસ્તાવનારૂપે કરી લીધી છે આ પદોનુ પ્રમાણ ઓછું હોત તો થઈ શકે તેમ નથી કાગળ અને મુદ્રણના ભાવો તથા બંધનો આકરા છે અને આવા પુસ્તકના ક્રયવિક્રયની નજરે કોઈ એ કામ હાથ ધરે તે બને તેમ નથી ચાલુ પરિસ્થિતિમા એની મુશ્કેલી તો છે જ અને એનુ પ્રમાણ પણ વધારે મોટું થઈ જાય છે તેથી તેમા તેનો વધારો થાય છે

ગ્રંથ પ્રસિદ્ધ થાય તે પહેલા આનંદ ' શબ્દ પર નિબંધ લખવાની ભાવના છે કદાચ આ પદોના કર્તૃત્વને અંગે ઝીણી તપાસ કરવાનુ બનવાજોગ છે કેટલાક પદો અન્યના બનાવેલા હોય છતા આનંદઘનજીને નામે થઈ ગયા છે આ વાતમા તથ્ય કેટલુ છે તે શોધખોળ માગે છે એને માટે અભ્યાસ અને તપાસની જરૂર છે એ કાર્ય કરવા પ્રયત્ન કરીશ બાકી આનંદઘનજી મહારાજને તેમા પોતાનુ નામ કાઢવાનો આગ્રહ હતો નહિ અને પોતે તો કોઈના બનાવેલ પદોને પોતાના નામ પર કરે જ નહિ એટલે એ ચર્ચાસ્પદ વિષયમા બહુ ઊતરવા જેવુ નથી જ્યા મનભેદને સ્થાન હોય ત્યા માત્ર ચર્ચા ખાતર ચર્ચા ઉપસ્થિત કરવી અને નિરર્થક આક્ષેપ કરવો એ આત્માર્થીને પાલવે નહિ આને અંગે એક વાત તો વગર વાંધાએ કહી શકાય તેમ છે અને તે એ છે કે કુલ ૧૦૮ નહિ તો મોટા ભાગના પદો તો ખુદ આનંદઘનજી મહા

[1] ત્યાર પછી કર્મના વિષય પર એક લેખ લખ્યો છે, પણ તે હજુ સુધી બહાર પાડ્યો નથી

# અવસર બેહેર બેહેર નહીં આવે !

## ( સંપાદકીય )

ભરતીમાં ઘૂઘવતો મહાસાગર ઊંચે ઊછળી ઊછળીને પછડાટો ખાતાં મોજાંઓની અપરંપાર પરંપરા જાણે ક્ષિતિજ સુધી વિસ્તરતી, ખાડા-ટેકરાની અનંત હારમાળા દેખો અને નિત્ય આવતા સમુદ્રમંથનનું ધમ્મરવલોણું જ જોઈ લ્યો. જ્યાં નજર નાખો ત્યાં બસ સંક્ષોભ જ સંક્ષોભ! અને ખારાશની તો કોઈ સીમા જ નહીં! ત્યાં સરોવરના સ્ફટિક કાય જેવાં નિર્મળ ચમકતાં, શાંત ગંભીર મીઠાં-મધુરાં નીરનાં દર્શન દોહ્યલાં!

જેવો ભરતીમાં ઘૂઘવતો ઊછળતો અશાંત મહેરામણ એવું જ કામના વાસના અને લાલસાની ભરતીમાં સપડાયેલા સંસારીઓનું જીવન: કંઈ કંઈ પ્રવૃત્તિઓ, કંઈ કંઈ દોડધામો અને કંઈ કંઈ આશા-નિરાશાના ખાડાટેકરાથી સંકુલ બનેલું એ જીવન: ન સુખ, ન શાંતિ, ન નિરાંત. આઠે પહોર અને સાતે ઘડી જ્યારે જુઓ ત્યારે બસ ધમાલ, ધમાલ અને ધમાલ!

આવા અશાંત જીવનમાં ક્યારેક કોઈક વિરલા જીવનવીર સંતનો સહવાસ સાંપડે, એમની સેવાનો લહાવો મળે અથવા હૃદયના ઊંડાણમાંથી વહી નીકળેલી આત્મઅનુભવની ખુમારીભરી એમની વાણીનું અમૃત આસ્વાદવાનો ધન્ય અવસર મળે તો જગતના રણમાં શીળી છાંયડી અને મીઠી વીરડી લાધી ગયા; જેના આસ્વાદે અને આહ્લાદની દિવ્ય અનુભૂતિ થાય. સંતો અને તેમની વાણી એ જ સંતપ્ત સંસારની સાચી શાંતિ, દુખિયા દિલનો સાચો વિસામો અને જીવનની હતાશાને હટાવનાર સાચી સંજીવની!

યોગીરાજ આનંદઘનજી આવા જ આત્મશૂર સંત થઈ ગયા. જેવા અનાસક્ત એવા જ મસ્ત. આત્મભાવના ખરેખરા આરાધક. પુદ્ગલભાવ તો એમને સ્પર્શતો જ નહીં; પછી પરભાવની ખેવના કેવી? એમણે જીવનના અમૃતનો ખજાનો આત્મામાં માણી જાણ્યો. એ અમૃતના ભોક્તાએ જેમ દુનિયાની પરવા ન કરી તેમ પોતાના જીવનની ઘટનાઓની પણ કશી ખેવના ન કરી. નામ એનો નાશ એ જ વિશ્વનો અટલ નિયમ. પછી ક્યાં જન્મ્યા? ક્યારે જન્મ્યા? કોણ માતાપિતા અને કોણ ભાઈ-ભગિની? ક્યાં ખેલ્યા અને ક્યાં મોટા થયા? કોણ ગુરુ અને કોણ ચેલા? શું નામ અને શું કામ—એ બધી વાતોની સાચવણીની ચિંતાનો ભાર માથે શા માટે વેંઢારવો? જીવનની પળેપળ અપ્રમત્તપણે આત્મસાધનામાં વિતાવીને નિજાનંદના અનુભવરસનું પાન કરવાનો અવસર મળ્યો એટલે બસ! મસ્ત યોગી આનંદઘનજીના જીવન અંગે અંતરમાં કેટકેટલી જિજ્ઞાસાઓ જાગે છે! અને છતાં કાળનો અનંત અંતરપટ ઓઢીને એ યોગીશ્વરે પોતાની જાતને એવી તો ગુપ્ત કરી દીધી છે કે એ જિજ્ઞાસાને સંતોષવાનું કામ અતિ મુશ્કેલ બની ગયું છે!

અને છતાં કાળના એ અનંત સીમાડાઓને ભેદીને પણ એ અવધૂતનું જીવન લોકહૃદયમાં જાણે અજર-અમર પદને પામી ગયું છે. ભલા, જેને જીવનનું અમૃત લાધ્યું હોય એનું ભક્ષણ કાળ કેવી રીતે કરી શકે! યોગીશ્વર આનંદઘન લોકહૃદયમાં જીવંત છે એમની જીવનઘટનાઓથી નહીં પણ મસ્તીભર્યા આત્માનુભવરસથી ઊભરાતી એમની કાવ્યમય હૃદયંગમ અમર વાણીથી. એ મધુર વાણીનો થોડો પણ આસ્વાદ લેનાર એ વાણીના સ્વામીનો કાયમનો આશક બની જાય અને એની જીવનઘટનાઓને જાણવાની તાલાવેલી અનુભવે તો એમાં નવાઈ શી? મહાત્મા આનંદઘનજીનાં પદો અને સ્તવનો એ તો સંસારની

અપૂર્વ સંપત્તિ છે. એણે કંઈક આત્માઓને મોહનિદ્રામાંથી જાગ્રત કરીને નિજાનંદની મસ્તીના આશક બનાવ્યા છે.

જેવી સરિતા એવી જ કવિતા. બંનેના ઉદ્‌ગમ અને વિકાસમાં ખૂબ સરખાપણું છે. સરિતાનો જન્મ વરસાદથી પરિપ્લાવિત થતા પર્વતમાંથી થાય; કવિતાનો જન્મ લાગણીથી સિંચાયેલા હૃદયમાંથી થાય. વરસાદના અનરાધાર નીર પર્વત ઉપર વરસે, પહાડના પેટાળમાં એ નીર સમાઈ ન શકે, ખળખળ પ્રવાહરૂપે એ વહેવા લાગે અને લોકમાતા—સરિતાનો ઉદ્‌ભવ થાય. સંવેદનશીલ માનવીના હૈયામાં લાગણીનાં પૂર ઊમટે, એનો વેગ હૃદયના સીમાડા વીંધીને હૃદયસ્પર્શી વાણીરૂપે વહેવા લાગે. સંસારમાં માતા શારદાની લાડકવાયી પુત્રી કવિતાનો પ્રાદુર્ભાવ થાય.

કેટલીક કવિતાઓમાં ન શબ્દાડંબર હોય છે, ન ઉપમા કે અલંકારનો આડંબર હોય છે. સાવ સીધીસાદી સરળ કાવ્યકૃતિ છતાં એ હૃદયને સ્પર્શી જાય છે. કેટલીક કાવ્યકૃતિઓ શબ્દો, ઉપમા અને અલંકારના વૈભવથી સભર હોય છે. એ બુદ્ધિને જરૂર ડોલાવી જાણે છે, પણ બુદ્ધિના સીમાડા પાર કરીને એ હૃદય સુધી પહોંચી શકતી નથી. કેટલીક અનાયાસે પ્રગટેલી કવિતા હૃદય ઉપર સચોટ ચોટ કરી જાય છે. અભ્યાસ અને પ્રયત્નપૂર્વક બુદ્ધિની પ્રતિભામાંથી જન્મેલી કવિતા બુદ્ધિને ડોલાવવાની ચમત્કૃતિ સર્જીને કૃતકૃત્ય થાય છે.

સંતો અને સાધકોની વાણી અંતરના ઊંડાણમાંથી પ્રગટે છે અને લોકહૃદયમાં સંઘરાઈ જાય છે. જે કવિતાને જેટલો હૃદયનો આધાર એટલી એ હૃદયસ્પર્શી અને મર્મવેધક! યોગીરાજ આનંદઘન આવા જ હૃદયસ્પર્શી વાણીના સ્વામી હતા. એ વાણીએ એમને અમર બનાવ્યા; કંઈક સુષુપ્ત આત્માઓને જાગ્રત કર્યા, કંઈક સંતપ્ત જીવોને શાંતિ આપી.

આવી હૃદયંગમ વાણીનું આચમન કરવાનો સુયોગ પ્રાપ્ત થયો એ પણ જીવનમાં ક્યારેક જ સાંપડતો અતિવિરલ અવસર છે. આવો અવસર વારે વારે નથી મળતો—અવસર બેહુર બેર નહીં આવે! કોઈક ભાગ્યરેખા જાગતી હોય તો જ આવો લાભ મળે છે. કેવા અત્યારે મોટે ભાગે રોજી અને રોટી માટે દોડધામ કરતું મારા જેવાનું સંયમ અને ઉપાસના રહિત જીવન, અને ક્યાં પ્રશમરસથી સભર યોગીરાજની ધીર-ગંભીર-પ્રશાંત-મધુર વાણી! એનાં બે-પાંચ બિંદુઓનો આસ્વાદ કરતાં પણ અંતર ભારે શાતા અનુભવે છે અને ઘડીભર દુનિયાની દોડધામ દુન્યવી અને પ્રવૃત્તિઓની સંકુલતાનો સંતાપ વીસરી જવાય છે.

આ ગ્રંથના સંપાદન નિમિત્તે શ્રી મહાવીર જૈન વિદ્યાલયે આ સંતવાણીનું આચમન કરવાનો અને મહાત્મા આનંદઘન જેવા યોગીશ્વર સંતના અક્ષરદેહનું યત્કિંચિત્ સાંનિધ્ય સાધવાનો, વારંવાર નહીં મળતો વિરલ અવસર મને આપ્યો, એ માટે પ્રારંભમાં જ વિદ્યાલયના સંચાલકોનો અંતઃકરણથી આભાર માનવો ઉચિત છે. આવો જ એક નાનો સરખો વિરલ સુઅવસર અમદાવાદના શ્રી જીવન-મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટ તરફથી શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત 'રાજપ્રશ્ન'નું સંપાદન કરવા સાંપડ્યો હતો. અને એ કાર્ય નિમિત્તે શાનગરીમાંની ઓપતા એ જીવનસાધક સંતની ભવ્યતાના સ્વરૂપ દર્શન કરી શક્યો હતો. આવો અપૂર્વ અવસર મળ્યો જોઈને મનમાં એવી બેચેની થઈ આવે છે કે આવી અમૃતવાણીને અંતરમાં સદાને માટે સંઘરી રાખવાનું અને એને જીવનમાં ઉતારવાનું થોડુંક પણ હૃદયબળ મેળવી શકાયું હોત તો કેવું સારું! પણ એ તો જેવો ભાગ્યયોગ!

## પ્રસ્તુત ગ્રંથ અને તેનું સંપાદન

આ ગ્રંથમાં શ્રી આનંદઘનજીના ૫૧ થી ૧૦૮ એમ ૫૮ પદો અને એ ઉપર સદ્‌ગત શ્રી મોતીચંદભાઈ કાપડિયાએ કરેલ શબ્દાર્થ, અર્થ અને વિવેચન આપવામાં આવ્યાં છે. ઘણાંખરાં પદો સાથે એના પાઠાંતરો

પણ મૂકવામાં આવ્યા છે આ એક ધર્મગ્રંથ છે અને એમા યોગ અને અધ્યાત્મ જેવા ગહન વિષયને બની શકે તેટલી સરળતાપૂર્વક રજૂ કરવામા આવ્યો છે

બે-એક વર્ષ પહેલા વિદ્યાલય તરફથી આ પુસ્તકની પ્રેસકોપી મને આપવામા આવી અને એને કેવી રીતે છપાવવુ—એટલે કે પ્રેસકોપી પ્રમાણે અક્ષરશ છપાવવુ કે એમા કઈ સક્ષેપ કરી શકાય એમ છે—એ જણાવવાનુ મને કહેવામા આવ્યુ હું એ ત્રણ પહેલાનુ વિવેચન બે-એ ક ત્રણ–ત્રણ વાર ધ્યાનપૂર્વક વાચી ગયો એ વાચતા મને સ્પષ્ટ લાગ્યુ કે આમા સક્ષેપને પૂરો અવકાશ છે એટલુ જ નહીં એમ કરવામા આવે તો, એમાથી વિવેચન અને દાખલા–દલીલોની કેટલીક પુનરુક્તિ ઓછી થવાને લીધે, પુસ્તક વધારે વાચનક્ષમ પણ બને

શ્રી મોતીચદભાઈનો વિદ્યાભ્યાસ ગ સુખ્યત્વે સ્વાન્ત સુખાય–પોતાના આત્મસતોષ–જેવા ઉદાત્ત આશયથી પ્રેરાયેલો હતો અને એમની તત્ત્વજિજ્ઞાસા અને ધર્મરુચિ એવી ઉત્કટ હતી કે અનેકવિધ પ્રવૃત્તિઓની ભીસની વચ્ચે પણ તેઓ એને માટે ગમે તેમ કરીને સમય મેળવી લેતા આ જ્ઞાનપ્રવૃત્તિ એમને મન શ્વાસ અને પ્રાણ જેવી મહત્ત્વની હતી અને એ માટે તેઓ યથાશક્ય પૂરેપૂરી નિયમિતતા સાચવતા એટલે પછી શ્રી આનંદઘનજીના પદ નિમિત્તે કે બીજા કોઈ નિમિત્તે કોઈ પણ ગહન તાત્ત્વિક મુદ્દા ઉપર દિવસો સુધી મુક્ત મને વિચારવાની અને જ્યારે મનમા સ્ફુરણા થાય ત્યારે વિસ્તારપૂર્વક લખવાની એમની આદત હતી આમ કરતા કદાચ પુનરુક્તિ થઈ જતી તો તેની તેઓ વિશેષ ચિંતા કરતા નહીં આ પુસ્તકની પ્રસ્તાવનામા તેઓએ પોતે જ લખ્યું છે કે—

' વિવેચન લખતી વખતે કેટલુ લાબુ થશે કે કોને ઉપયોગી થશે તેનો મે કદી વિચાર કર્યો નથી મને પોતાને જે સ્ફુરણા થાય તે નોંધી લેવી, અને કોઈ તેનો ખપી નીકળે તો તેનો ઉપયોગ કરે તો ભલે એ દૃષ્ટિએ વિવેચનમા રાખી છે મને એવી આદત પડી ગઈ છે કે હુ કાંઈ લખુ અથવા તૈયાર થઈને કોઈ વિષય પર ભાષણ કરુ ત્યારે તે વાત મારા મનમા બરાબર જામી જાય છે પછી એ લંબાણ વિવેચન કોઈને નકામુ લાગે કોઈને નિરર્થક લાગે, કે કોઈને અપ્રસ્તુત લાગે એ બનવાજોગ છે (પૃ૦ ૬) એ કારણે કારણે ન હોવાથી એમા પુનરાવર્તનો પણ જરૂર થયા છે (પૃ૦ ૭)

આ પુનરાવર્તનો કમી કરવામા આવે તો પુસ્તકના લખાણને કોઈ પણ જાતની ક્ષતિ પહોંચવાને બદલે એની ગુણવત્તામા ચોક્કસ વધારો થાય એમ મને લાગ્યું, એટલે એક પદનો એ રીતે જરૂરી સક્ષેપ કરીને એ નમૂનો મે વિદ્યાલયના સચાલકોને મોકલ્યો અને મારો અભિપ્રાય જણાવીને એ માટે અનુમતિ માગી એ અનુમતિ મળતા આ પુસ્તકનુ સપાદન મે હાથ ધર્યું, અને સાવે નાથે એનુ મુદ્રણ ચાલતું રહ્યુ એના પરિણામરૂપે આ ગ્રથ આજે પ્રગટ થાય છે આ સપાદન કેવુ થયુ છે એ અગેનો અભિપ્રાય ઉચ્ચારવાનુ કામ આ વિષયના જાણકાર મહાનુભાવોનુ છે

અહીં હુ નમ્રતાપૂર્વક એટલુ જણાવવાની રજા લઉ છુ કે આ ગ્રથનુ સપાદન કરતા એક ધર્મગ્રથનુ સપાદન કરવાની જવાબદારી માથે લીધી હોય એવી ચિંતાની લાગણી મે સતત અનુભવી છે એટલે વિવેચનમાથી પુનરુક્તિ વગેરે દૂર કરીને એનો સક્ષેપ કરવામા મે એ બાબતની પૂરેપૂરી ચીવટ રાખી છે કે જેથી અર્થસગતિમા જરા પણ ખામી ન આવવા પામે વિવેચનમા જરાય અધૂરાપણું ન રહે કે કોઈ પણ મુદ્દો અસ્પષ્ટ ન રહી જાય અથવા કે વિવેચનકારના મૂળ હેતુને કે કથનની મૂળ વસ્તુને જરા પણ હાનિ ન પહોંચે એ રીતે જ આ સક્ષેપ કરવામા આવ્યો છે આમ છતા આવી કોઈ ક્ષતિ આમા આવી જવા પામી હોય તો તે તરફ ધ્યાન દોરી વિદ્વાનો મને આભારી કરે એટલુ માગી લઉ છુ

અમુક શબ્દથી શરૂ થતુ પદ તરત મળી જાય એ માટે ગદ્ય પદોનો અકારાદિ અનુક્રમ મુખ્ય અનુક્રમણિકાની પછી આપવામાં આવ્યો છે

શ્રી મોતીચદભાઈએ આ બીજા ભાગની પ્રસ્તાવના તો તા ૭-૨-૪૫ના રોજ પૂરી કરી અને તે આ પુસ્તકમા છાપવામા આવી છે પણ કેટલાક પદોનુ વિવેચન જોતા (દા ત પૃ ૧૫૭ ૧૬૦ ૧૬૮ ૧૬૪ ૨૮૦ ૨૮૭ ૩૦૦ ૩૧૧, ૩૨૮ ૩૪૫ ૩૪૬ ૪૦૮ ૪૩૭ ૪૪૫ ૪૫૫ ૪૬૭, ૪૭૩, ૪૭૭ ૪૮૪ ૫ ૨) આ ગ્રથ અગે વિસ્તૃત ઉપોદ્ઘાત લખીને એમા કેટલાક શબ્દરૂપ કે મહત્ત્વના મુદ્દાઓની વિશદ છણાવટ કરવાની તેઓની ઇચ્છા હતી એમ ચોક્કસ જણાય છે પણ સ્વર્ગવાસ પામેલા તેઓના મૂકી ગયેલા લખાણોની બારીક તપાસ કરવા છતા ઉપોદ્ઘાતનુ કોઈ લખાણ મળી શક્યુ નથી એ દુખની વાત છે એમ લાગે છે કે તેઓ એ લખી શક્યા જ નહીં હોય આમ કેમ થયુ એનો ખુલાસો આ પુસ્તકની એમની પ્રસ્તાવનાના અતિમ શબ્દોમાથી જ મળી રહે છે તેઓએ કહ્યુ છે કે બાકી ઉપોદ્ઘાત, ગ્રથપરિચય યોગીપરિચય અને અન્ય જરૂરી બાબતો પદવિવેચનના ઉત્તર ભાગની પ્રસિદ્ધિ વખતે થશે (પૃ૦ ૧૦) પણ બીજુ વિશ્વયુદ્ધ પૂરુ થયુ ત્યાર પછીના કેટલીક વસ્તુની તગીના ૧૯૪૫-૪૬ના સમયમા આવા મોટા પુસ્તકનુ મુદ્રણકાર્ય હાથ ધરવુ મુશ્કેલ હતુ આ અગે પણ શ્રી મોતીચદભાઈએ પોતે જ આ પુસ્તકની પ્રસ્તાવનામા (પૃ ૯) લખ્યુ છે કે—

> આ પદોનુ પ્રકાશન હાલ તો થઈ શકે તેમ નથી કાગળ અને મુદ્રણના ભાવો તદ્દન વધેલા છે અને આવા પુસ્તકના ક્રય-વિક્રયની નજરે કોઈ એ કાર્ય હાથ ધરે તે બને તેમ નથી

એટલે એમની હયાતિ દરમ્યાન આ પુસ્તકનુ મુદ્રણ જ શરૂ ન થયુ તો પછી એ મુદ્રણ દરમ્યાન કરવા ધારેલી નોંધોને આધારે ઉપોદ્ઘાત લખવાની તો વાત જ ક્યા રહી? જો તેઓના હાથે આવો ઉપોદ્ઘાત લખાયો હોત તો જિજ્ઞાસુઓને આ ગ્રથના કેટલાક અગમ્ય કે અગત્યના મુદ્દાઓ અગે વિશેષ પ્રકાશ મળત અને કેટલુક વિશેષ જાણવાનુ પણ મળત

પ્રસ્તાવનામા (પૃ૦ ૯) શ્રી મોતીચદભાઈએ જણાવ્યુ છે કે આ ગ્રથ પ્રસિદ્ધ થાય તે પહેલા આનદઘન પર નિબધ લખવાની ભાવના છે' પણ તેઓ આ ભાવના પૂરી કરી શક્યા હોય એમ નથી લાગતુ આ કે આવી બીજી ભાવના તેઓ પૂરી કરી શક્યા કે નહીં એ તો ભાવી યોગની વાત છે પણ આ ઉપરથી એટલુ તો ચોક્કસપણે જાણી શકાય છે કે તેઓ જ્ઞાનોપાસનાના રગે કેવા રગાયેલા હતા અને કોઈ પણ વિષયને ઉપર છલ્લો જાણીને સતોષ માનવાને બદલે એમા અને તેના વધુ ઊડા ઊતરવાની એમને હમેશા કેવી તમન્ના રહેતી!

જેમણે સખ્યાબધ ઇતર પ્રવૃત્તિઓની વચ્ચે પણ પોતાની તત્ત્વજિજ્ઞાસા અને જ્ઞાનોપાસનાના દીપકને જીવનભર જીવત રાખ્યો એમના દર્શનાતુરના જિજ્ઞાસુઓ દર્શન કરી શકે એ દૃષ્ટિએ એમના ફોટો ઉપરાત એક પદ(પ ન ૬૭)ની છબી આ પુસ્તકમા આપી છે

પોતાના લખાણમા કોઈ પણ જાતની ભૂલ રહેવા ન પામે એ માટે તેઓ જાતે ખૂબ ચીવટ રાખતા એટલુ જ નહીં પોતાનુ લખાણ પોતાની વિશ્વાસુ અને આ સ્થાને કોઈ યોગ્ય વ્યક્તિ પાસે વચાવી-તપાસરાવી પણ લેતા આ પદોમાના કેટલાક પદોનુ વિવેચન તેઓએ જૈનધર્મના મર્મજ્ઞ અભ્યાસી અને સુપ્રસિદ્ધ ધર્મપરાયણ આગેવાન અને એમના કાકા શ્રી કુવરજીભાઈ આણદજી પાસે વચાવ્યુ હતુ એ તો આ પુસ્તકની એમણે લખેલી પ્રસ્તાવના ઉપરથી જ જાણી શકાય છે આ ગ્રથની પ્રસ્તાવના તેઓએ તા ૨-૨-૪૫ના રોજ પૂરી કરી તે પછી પણ જૈનધર્મના જાણીતા અભ્યાસી શ્રી ફતેહચ૦ ઝવેરભાઈ શાહની સાથે બેસીને આ સર્વ પદો જોઈ લેવાનુ કામ તા ૯-૨-૫૦ના રોજ પૂરુ કર્યાની નોંધ એમણે

પોતે પોતાના જ હાથે આ ગ્રંથની ઝેરોક્ષ નકલના એ પૂઠા ઉપર પોતાની ટૂંકી અંગ્રેજી સહી સાથે કરી છે તેમા લખ્યુ છે કે આ સર્વ પદો કૃતચંદભાઈ સાથે જોઈ લીધા" આ ટૂંક નોંધ શ્રી મોતીચંદભાઈના જીવનના એક વિશિષ્ટ પાસાના સાક્ષીરૂપ હોવાથી એનો બ્લોક બનાવરાવીને આમા છાપવામા આવે છે શ્રી મોતીચંદભાઈ એક કાયદાશાસ્ત્રી હતા એટલે એમના પ્રત્યેક કામમા ચોકસાઈ, શિસ્ત અને વ્યવસ્થા દેખાઈ આવતી હતી આ નોંધ એનો એક વધુ પુરાવો બની રહે એવી છે

જરૂરી ચીવટ રાખવા છતા અરતચૂકથી આમા કેટલાક મુદ્રણદોષો રહી જવા પામ્યા છે આ માટે પુસ્તકને અંતે શુદ્ધિપત્રક આપ્યું છે ગ્રંથનુ વાચન કરતા પહેલા એ ભૂલો સુધારી લેવા વિનંતિ છે

આટલુ આ પુસ્તકના સંપાદન અંગે

## પદોના સંશોધનની જરૂર

આ પુસ્તકમાના બધા પદો ઝીણવટપૂર્વક અને ખાસ કરીને અર્થસંગતિની દૃષ્ટિએ જોવા-વાચવા વિચારવાનો સહજ અવસર મળી ગયો આ કામ નિમિત્તે પહેલા ભાગના કોઈ કોઈ પદો પણ જોવાનો પ્રસંગ આવ્યો આ પદો જોતા મને એમ લાગતું જ રહ્યુ છે કે આ પદોમા દેખાતી અશુદ્ધિઓને દૂર કરવા માટે આ પદોની સંખ્યાબંધ હસ્તપ્રતો મેળવી કરીને અને આ વિષયના જાણકાર બે-ચાર વિદ્વાનોએ સાથે મળીને, આ પદોનુ ચીવટપૂર્વક સંશોધન કરવાની ખૂબ જરૂર છે કેટલાક પદો બીજાની જેમ આનંદઘનજીના નામે ચડી ગયા હોય એવી આશંકા પણ જાગે છે શ્રી મોતીચંદભાઈએ પોતે જ અનેક પદોના વિવેચનમા (દા ત, પૃ ૩૮૬, ૩૯૦, ૪૩૭ ૪૪૫, ૪૪૮ ૪૫૪, ૪૫૫, ૪૭૩, ૪૭૭, ૪૮૪) એના કર્તૃત્વ અંગે શંકા દર્શાવી છે કુલ ૫ ત્રેપન પદો કરતા ૧૪ ની જેટલુ અસાધારણ લાગુ છે જ્યારે ઘણામા પદમા કર્તા તરીકે આનંદઘનજીના નામનો નિર્દેશ જ નથી આ બધી બાબતો સંશોધનની પૂરી અપેક્ષા રાખે છે

સ્વર્ગસ્થ આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજ તો યોગાભ્યાસી વાનુભવી મહાત્મા હતા એટલે આનંદઘનજીની કૃતિઓ એમની જ્ઞાનોપાસનાથી અસ્પૃષ્ટ રહે એ તો ન બનવા જેવી વાત છે એમણે પણ એ અંગે ઘણુ વિચાર્યું અને લખ્યુ છે અને એમણે પોતે પણ શ્રી મોતીચંદભાઈની જેમ ૧૦૮ કરતા વધુ પદોનુ-૧ ૯+૪=૧૧૨ પદોનુ-વિવેચન એમના શ્રી આનંદઘનપદસંગ્રહભાવાર્થ પુસ્તકમા કર્યુ છે અને સાથે સાથે વિસ્તૃત પ્રસ્તાવના પણ એમા લખાઈ છે આમ છતા કર્તૃત્વ અર્થ સંગતિ અને પાઠશુદ્ધિની દૃષ્ટિએ આ પદો પુનઃ સંશોધન માગી રહ્યા છે અને જો આવુ સંશોધનકાર્ય કોઈ હાથ ધરવા આગળ આવે તો એ માટે અત્યાર સુધીમા આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી શ્રી મોતીચંદભાઈ તથા બીજાઓએ જે કંઈ કામ કર્યુ છે તે ઉપરાંત બીજી પણ ઘણી સામગ્રી સુલભ થઈ શકે એમ છે

શ્રી આનંદઘનજીના પદોની સંખ્યા નક્કી કરવાનુ કામ જેટલુ જરૂરી છે એટલુ જ મુશ્કેલ છે સરિતાના પ્રવાહમા નાના નાના વહેળાઓ ભળી જાય અને પછી આગળ વધતા પ્રવાહમાથી એ નવા નવા વહેળાઓના પ્રવાહો પારખી શકાતા નથી છતા પણ જેને તે તે પ્રવાહોનુ મૂળ શોધવાની પૂરી તમન્ના લાગી હોય તે તો નદીના પ્રવાહની સામી ગતિએ પ્રવાસ ખેડીને એ કામ કરી શકે છે એવુ જ કંઈક આ કામ માટે પણ કહી શકાય સામાન્ય રીતે શ્રી આનંદઘનજીના પદોની સંખ્યા મૂળ ૭૨ની હોવી જોઈએ એમ આનંદઘનબહોતેરી કે આનંદઘનપદબહોતેરી' એવા લોકોમાં પ્રચલિત નામનિર્દેશ ઉપરથી સમજી શકાય છે શ્રી મોતીચંદભાઈએ પોતે પણ આ પુસ્તકના પહેલા ભાગની પ્રસ્તાવનામા (પૃ ૫૭) આ વાતની સ્વીકાર કરી છે તેમજ સ્વ સાક્ષરરત્ન શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ પણ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના રજત-મહોત્સવ-સ્મારક ગ્રંથમા એમના અધ્યાત્મી શ્રી આનંદઘન અને શ્રી યશોવિજય' નામે લેખમા (પૃ ૨૦૮) શ્રી આનંદઘનજીએ બહોતેર પદો રચ્યાનુ કહ્યુ છે યોગનિષ્ઠ આચાર્ય બુદ્ધિસાગરસૂરિજી

## સતસંગ

પદ ૬૮ મું

(રાગ-આશાવરી)

સાધુસંગતિ બિનુ કૈસે પઈયે,
પરમ મહારસ ધામરી
કોટિ ઉપાય કરે જો બૌરો,
અનુભવ કથા વિસરામરી સાધુ ૧

શીતલ સફલ સંત સુરપાદપ,
સેવે સદા સુછાઈરી.
વંછિત ફલે ટલે અનવંછિત,
ભવસંતાપ બુઝાઈરી સાધુ ૨

ચતુર વિરંચી વિરંજન ચાહૈ,
ચરણકમલ મકરંદરી,
કો હરિ ભગતિ વિહાર દિખાવે,
શુદ્ધ નિરંજન ચંદરી. સાધુ ૩

દેવ અસુર ઈન્દ્રપદ ચાહૂ ન,
રાજ ન કાજ સમાજરી,
સંગતિ સાધુ નિરંતર પાઉં,
આનંદઘન મહારાજરી સાધુ ૪

સ્વ. શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાના હસ્તાક્ષર

# શ્રી મહાવીર જૈન વિદ્યાલયનાં પ્રકાશનો

## श्री मोतीचंद कापडिया ग्रंथमाळाना पुस्तको

### (૧) અધ્યાત્મકલ્પદ્રુમ

આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિજી મહારાજની ત્યાગ-વૈરાગ્ય-સંયમ બોધક સંસ્કૃત પદ્યબદ્ધ કૃતિનું
શ્રી મોતીચંદભાઈએ કરેલ ભાષાંતર તથા વિવેચન

**ચોથી આવૃત્તિ કિંમત રૂા ૬-૨૫ અપ્રાપ્ય**

### (૨) જૈન દૃષ્ટિએ યોગ

લેખક—શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા બીજી આવૃત્તિ કિંમત રૂા ૨-૫૦

### (૩) શ્રી આનંદઘનજીનાં પદો ભાગ પહેલો

શ્રી આનંદઘનજીનાં ૫૦ પદનું શ્રી મોતીચંદભાઈએ કરેલ ભાષાંતર તથા વિવેચન

**બીજી આવૃત્તિ, કિંમત રૂા. ૭-૫૦**

### (૪) શ્રી આનંદઘનજીનાં પદો ભાગ બીજો

શ્રી આનંદઘનજીના ૨૧ થી ૧૦૮ સુધીના પદોનું શ્રી મોતીચંદભાઈએ કરેલ ભાષાંતર તથા વિવેચન
શ્રી મોતીચંદભાઈના પરિચય સાથે સંપાદક શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ

**પહેલી આવૃત્તિ, કિંમત દસ રૂપિયા**

## अन्य पुस्तको

### (૧-૨) કાવ્યાનુશાસન ભાગ ૧-૨

પહેલા ભાગમાં કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય રચિત સાહિત્ય-અલંકારશાસ્ત્રનો મૂળ ગ્રંથ તેમ જ
સ્વોપજ્ઞ ટીકા વગેરે આપવામાં આવેલ છે બીજા ભાગમાં ગ્રંથ અને ગ્રંથકારનો પરિચય
તેમ જ ગુજરાતનો ઇતિહાસ અંગ્રેજી ભાષામાં આપવામાં આવ્યો છે
સંપાદક-શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ

**પહેલી આવૃત્તિ કિંમત બન્ને ભાગના રૂા ૬-૦૦ અપ્રાપ્ય**

**આ પુસ્તક અપ્રાપ્ય હોવાથી શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ અને પ્રો. વી. એમ. કુલકર્ણીએ સંપાદિત કરેલ એનો પ્રથમ ભાગ સુધારાવધારા સાથે ટૂંકમાં જ પ્રગટ થશે કિંમત પંદર રૂપિયા**

### (૩) યોગશાસ્ત્ર

કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય પ્રણીત ગ્રંથના ચાર પ્રકાશનું ભાષાંતર

**બીજી આવૃત્તિ કિંમત રૂા ૧-૨૫**

### (૪) અષ્ટક પ્રકરણ

કર્તા—આચાર્ય હરિભદ્રસૂરિ કિંમત રૂા ૦-૭૫

### (૫) આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિસ્મારકગ્રંથ

**કિંમત રૂા ૧૭-૫૦ (સભ્યો માટે રૂા ૧૨-૫૦)**

સ્વ. આ. મ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના પરિચય તથા જૈનધર્મ તત્ત્વજ્ઞાન ઇતિહાસ
કળા સાહિત્યને લગતી લેખસામગ્રીથી સમૃદ્ધ સચિત્ર ગ્રંથ

**શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ગોવાલિયા ટૅંક રોડ, મુંબઈ-૨૬**

# પદોના પ્રણેતા અને પદોના વિવેચકને અંજલિ

卐

સતસમાગમ જેમ જીવનને નિર્મળ કે ઉન્નત બનાવવાનું એક ઉત્તમ સાધન છે, તેમ સારા ગ્રંથોનું વાચન એ પણ જીવનનો વિકાસ સાધવાની પ્રેરણા મેળવવાનું ઉત્તમ સાધન છે સતસમાગમના અભાવમાં અથવા એ સુલભ હોય ત્યારે પણ ઊંચી કોટિના ગ્રંથોનું વાચન એ શાણા મિત્રની માર્ગદર્શક સુરક્ષાની અને ક્યારેક તો જ્ઞાની ગુરુની ગરજ સારે છે એમાં પુસ્તકના વાચનને લીધે વાચનારના ચિત્ત ઉપર સચોટ ચોટ લાગી હોય અને એના જીવનનું પરિવર્તન થયું હોય એવા દાખલાઓ મળી આવે છે

જે સંતો સાધકો વિદ્વાનો કે વિચારકો આવા ઉત્તમ ગ્રંથોનું સર્જન કરે છે તેઓ જનસમાજ ઉપર મોટો ઉપકાર કરે છે એમના ગ્રંથો સ્વયં અમર બનવાની સાથે પોતાના સર્જકને પણ અમર બનાવે છે કોઈ પણ પ્રજાના ગૌરવશાળી સાંસ્કૃતિક વારસામાં આવા ગ્રંથોનું સ્થાન સૌથી આગળ પડતું હોય છે ભારતીય સંસ્કૃતિનો જ સમગ્ર રૂપે વિચાર કરીએ તો એનું ગૌરવ વધારવામાં બ્રાહ્મણ જૈન અને બૌદ્ધ સાહિત્યે કેવો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે! દેવમંદિરો અન્ય શિલ્પ-સ્થાપત્યો લોકજીવનમાં ઓતપ્રોત બની ગયેલી ધર્મભાવના ધાર્મિક-સામાજિક આચારો તેમ જ રીત-રિવાજો અને લોકોની સામાન્ય રહેણીકરણી તથા જીવનપદ્ધતિ — એ બધાયનો લોકોના સંસ્કારઘડતરમાં ઘણો અગત્યનો હિસ્સો છે અને તેથી સાંસ્કૃતિક અધ્યયનને માટે એ બધાનો ખૂબ ખૂબ ઉપયોગ પણ છે આમ છતાં એ હિસ્સો સાહિત્યના હિસ્સાની તોલે ભાગ્યે જ આવી શકે છે મતલબ કે જે પ્રજાનું સાહિત્ય જેટલું વિપુલ અને ઉન્નત તે પ્રજાનું સંસ્કાર ઘડતર એટલું જ સમૃદ્ધ અને ગૌરવશાળી

યોગીરાજ આનંદઘનજી મહારાજ આવા જ સંસ્કારપ્રેરક અમર સાહિત્યના પ્રણેતા એક ઉપકારક સત્પુરુષ થઈ ગયા શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયાએ પણ આવા યોગીપુરુષને સુગમ્ય કરવા માટે એમની કૃતિઓનું વિવેચન કરવા દ્વારા તેમ જ બીજી સંખ્યાબંધ કૃતિઓ દ્વારા સમાજઘડતરમાં ઘણો નોંધપાત્ર ફાળો આપ્યો છે એ બંને પુરુષોને અંજલિરૂપે એમનો થોડોક પરિચય અહીં આપવો ઉચિત લાગે છે

## આત્મનિષ્ઠ યોગીરાજ શ્રી આનંદઘનજી

મહાત્મા આનંદઘનજીએ પોતે જ પૂરા વિશ્વાસ સાથે કહ્યું છે (પૃ ૯૭) કે —

या पुद्गलका क्या विसवासा ? है सुपनेका वासा
चमत्कार बिजली दे जैसा, पानी बिच पतासा,
या देहीका गर्व न करना, जंगल होयगा वासा ॥१॥
जूठ तन धन जूठ जोबन, जूठ है घरवासा,
'आनंदघन' कहे सब ही जूठे, साचा शिवपुरवासा ॥२॥

આ નાના સરખા પદમાં જાણે એના ઉદ્ગાતાએ પોતાની જીવનદૃષ્ટિનો અને ધર્મસાધનાની અધ્યાત્મ દૃષ્ટિનો મર્મ રજૂ કરી દીધો છે અને સંક્ષેપમાં આત્મભાવ અને પુદ્ગલભાવ વચ્ચેની ભેદરેખા સમજાવી દીધી છે

પુદ્ગલભાવ—એટલે સંસાર—પ્રત્યે વૈરાગ્યભાવ કેળવીને આત્મભાવ—એટલે નિર્વાણ—પ્રત્યે અનુરાગ કેળવવાનો બોધ આપતી વૈરાગ્યવાણી તો અન્ય સંતો કે કવિઓએ પણ ઉચ્ચારી છે પણ આનંદઘનજીએ પોતાની અપ્રમત્ત અને ઉત્કટ આત્મસાધના દ્વારા પૌદ્ગલિક વૃત્તિથી સાચા અર્થમાં મુક્ત બનીને આત્મભાવ સાથે ખરેખરી પ્રીતિ જોડી બતાવી હતી એને લીધે એમની વાણીમાં આત્મવિશ્વાસ અને સ્વાનુભવનો મધુર રણકો સાંભળવા મળે છે આ રણકો એ વાણીને નવું બળ અને હૃદયસ્પર્શી બનાવે છે આવાં તો એક એકથી ચઢિયાતાં કેટલાંય પદો અને સ્તવનો એ યોગસાધક સંતપુરુષના અંતરમાંથી સરી નીકળ્યાં હતાં એ બધી માર્મિક કૃતિઓ એમના કર્તાના મર્મગામી અને સર્વસ્પર્શી જ્ઞાનની અને આત્મસ્પર્શી સંયમસાધનાની સનાતન કીર્તિગાથારૂપ બની રહે એવી છે જ્ઞાન અને ક્રિયાના સાદૃશ્ય બનીને એ કાવ્યો દ્વારા જાણે આનંદઘનજી કોઈ ઉન્નતિ ભૂમિના ભોમિયારૂપે આપણને દર્શન આપે છે — જો એમની આત્મસાધનાને ઝીલવા જેટલી આપણા ચિત્તની મોકળાશ હોય તો કેવી અર્થસભર અને કેવી આત્મલક્ષી છે એ કૃતિઓ! — જાણે યોગી આનંદઘનજીનું જીવન અને કવન એમ એકાકાર બનીને આપણને આત્મસાધનાના દિવ્ય રસાયનનું દાન કરે છે

## ખમીરવંતી વાણી

જે સાધકે આત્મા અને પુદ્ગલના ભેદને સ્પષ્ટરૂપે પારખી લીધો હોય એને પછી દુન્યવી સગવડોની અપેક્ષા અને લાભાલાભની ગણતરી રહે જ નહીં શ્રી આનંદઘનજીના જીવન સંબંધી જે કંઈ અલ્પસ્વલ્પ સામગ્રી ઉપલબ્ધ થાય છે તે એમની કેવળ આત્મનિષ્ઠ—એટલે સ્વ-ભાવમાં રમમાણ—પ્રકૃતિની જ વાત કરે છે ખાનપાનના કોઈ ગમા-અણગમા નહીં સાધુધર્મને ઉચિત જે કંઈ લૂખોસૂકો નિર્દોષ આહાર મળે તે માત્ર દેહને ટેકો આપવાની દૃષ્ટિથી જ આરોગી જતા વસ્ત્રપાત્રની પણ કોઈ ચિંતા નહીં જે કાળે જેવાં ફાટ્યાં-તૂટ્યાં મળી જાય એનાથી કામ ચલાવી લેવાનું અને કોઈ વાર એવાં પણ ન મળે તો એમાં પણ આનંદ અને નવાં મળી જાય તો એથી હરખાઈ જવાનું કેવું? પુસ્તક—પોથીનું પણ કોઈ વળગણ નહીં જેના અંતઃપાતાળમાંથી જ્ઞાનનો અખૂટ ઝરો વહેતો થયો હોય એને એ બધાની ઓશિયાળ પણ કેવી? નામનાની કોઈ કામના નહીં અને માનાપમાનની કશી ચિંતા નહીં રંક—શાહુકાર કે ભોગી—યોગીની પણ કોઈ પરવા નહીં જે આવે (અને ન આવે) તે બધાય એમને મન સમાન હતા જાણે મહાત્મા આનંદઘનજીનું સમગ્ર જીવન સમભાવનો મહેરામણ બની ગયું હતું જેના જીવનમાં સમત્વની આવી ચેતના પ્રગટી હોય એ જ નિજસ્વરૂપમાં મગ્ન બનીને ઉચ્ચારી શકે કે — આશા ઔરનકી ક્યા કીજે જ્ઞાન સુધારસ પીજે (પ. ૨૮) — આત્મજ્ઞાનના અમૃત પામે બીજા બધા રસ ફીકા છે પછી એવા રસોની આશાના દાસ શા માટે થવું? સાંભળનારમાં પણ સત્પુરુષાર્થની સિંહવૃત્તિ જગાવે એવી એ વાણી કેવી ખમીરવંતી છે!

## એ બડભાગી યુગના ત્રણ મહાપુરુષો

જે યુગમાં આનંદઘનજી થઈ ગયા એ યુગ જૈન શાસનનો એક તેજસ્વી અને બડભાગી યુગ હતો વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધનો કેટલોક ભાગ અને અઢારમી સદીનો પૂર્વાર્ધ—પોણોસોએક વર્ષનો એ સમયને રત્નત્રય સમા ત્રણ જ્ઞાની સંતોએ અજવાળ્યો હતો યોગીરાજ આનંદઘનજી મહાતાર્કિક, મર્મજ્ઞ આગમિક અને શાસ્ત્રસાહિત્યના વિશિષ્ટ ગ્રંથોના ઉપાધ્યાય શ્રી યશોવિજયજી અને સમર્થ ક્રિયોદ્ધારક પંન્યાસ શ્રી સત્યવિજયજી ગણી એ યુગના અમર મહાપુરુષો થઈ ગયા ત્રણેની સાધનાનું ક્ષેત્ર આગવું હતું આનંદઘનજીને તો પોતાના આત્માના દર્શન કરાવે એવી યોગસાધના સિવાય બીજું કંઈ ખપતું જ ન હતું

શ્રી યશોવિજયજી મહારાજ તો જ્ઞાનના એવા ખપી અને ઉત્કૃષ્ટ ઉપાસક હતા કે એમણે અનેક વિદ્યાઓને આત્મસાત્ કરીને પોતાના આત્માને જાણે જ્ઞાનમય બનાવી દીધો હતો અને પંન્યાસ સત્યવિજયજી ગણિની સંયમસાધના એવી નિર્મળ અને ઉગ્ર હતી કે સંઘમાં ચારિત્રની શિથિલતા પ્રવેશેલી જોઈને એમનો આત્મા કકળી ઊઠતો હતો અને સંઘની શુદ્ધિની પુનઃપ્રતિષ્ઠા કરવા ક્રિયોદ્ધાર જેવા ભગીરથ કાર્યનું એમણે બીડું ઉઠાવ્યું હતું આમ આ ત્રણેનું કાર્યક્ષેત્ર જુદું હતું અને છતાં એ ત્રણેની વચ્ચે એવી તો અખંડિતતા રહેલી હતી કે એ ત્રણેના એકીકરણમાં જ જૈનધર્મે પ્રરૂપેલી સમગ્ર સાધના પૂર્ણ થતી હતી — જેમ દર્શન જ્ઞાન અને ચારિત્રની એકરૂપતામાં મોક્ષમાર્ગની પૂર્ણતા થાય છે તેમ અને વિશેષ ખુશનસીબીની વાત તો એ હતી કે આ ત્રણે જીવનસાધક સંતોનું મિલન થયું હતું, એટલું જ નહીં તેઓ એકબીજાનું મહત્ત્વ સારી રીતે પિછાની શક્યા હતા આ સંતમિલન અને પિછાનનો લાભ એ યુગને ભલે ઓછો કે વત્તો મળ્યો હોય પણ એનો લાભ શાસનને માટે શાશ્વત છે એમાં શંકા નથી

## આત્માના સાચા આશક

શ્રી આનંદઘનજી મહારાજનું વતન (અત્યારના મધ્યપ્રદેશમાં આવેલ) બુંદેલખંડમાં હતું એમ માનવામાં આવે છે કેટલાક એમને મારવાડના કહે છે તેઓનું ગૃહસ્થાવસ્થાનું નામ માતા-પિતાનું નામ દીક્ષાગુરુ વિદ્યાગુરુ અને સાધનાગુરુનું નામ--એ બધું જ અત્યારે તો અજ્ઞાતવાસમાં છુપાયેલું છે એમનું સાધુપણાનું નામ લાભાનંદ હતું અને વિખ્યાત સાધક અને કવિ તરીકે તેઓ આનંદઘનના તખલ્લુસથી જનસમુદાયમાં વિશેષ જાણીતા હતા આમ તો તેઓ ઘણે સ્થળે વિચરતા રહ્યા પણ મેડતા અને એની આસપાસના મારવાડ-ગુજરાતના પ્રદેશમાં વિશેષ વિચર્યા હોય એમ લાગે છે જેને સંતી મીરાં બાઈનું જન્મસ્થળ બનવાનું ગૌરવ પ્રાપ્ત થયું હતું તે મેડતા સંત આનંદઘનની સાધનાભૂમિ બન્યું એ પણ એક સુભગ જોગાનુજોગ લેખાય એમની જીવનઘટનાઓ આત્મસાધના, કાવ્યરચના ભાષા, વિહારભૂમિ વગેરે અંગે શ્રીયુત મોતીચંદ ભાઈ ગિરધરલાલ કાપડિયાએ આ ગ્રંથના પહેલા ભાગની શરૂઆતમાં 'શ્રીમદ્ આનંદઘનજી અને તેમનો સમય' એ નામે ઉપોદ્ઘાતમાં ખૂબ લંબાણ અને ઊંડાણથી વિચાર કરી છે એટલે એની પુનરુક્તિ કરવાની અહીં જરૂર નથી જિજ્ઞાસુઓ એ બધું એ પુસ્તકમાંથી જોઈ શકશે

શ્રી આનંદઘનજી આત્માના જ સાચા આશક હતા એટલે આત્મદર્શનમાં સહાય કરે એ સિવાયનું બીજું બધું જ એમને મન આળપંપાળરૂપ હતું જે આત્મભાવનો ઉપાસક બને અને જેને પોતાના આત્મામાં પરમાત્મભાવ પ્રગટાવવાની અજબ અને અભ્ય તાલાવેલી લાગી હોય એનું ચિત્ત બાહ્ય કામનાઓમાં રાચી જ ન શકે એ તો આત્મા ઉપર લાગેલા બહિર્ભાવના-કર્મોના પડોને એક પછી એક ભેદીને-દૂર કરીને-એક બાજુ એના સૂક્ષ્મતમ રૂપના દર્શન કરવા અને બીજી બાજુ વિશ્વના સમગ્ર પ્રાણીઓમાં વસતા આત્માઓ સાથે એ રૂપના સાધવા પુરુષાર્થ કરે છે અને એમ કરીને अप्पा सो परमप्पा અને मित्ती मे सव्वभूएसु ની ઉદાત્ત ધર્મવાણીને પોતાના જીવનમાં સાકાર કરે છે

જે સતપુરુષની જીવનસાધના આવી ઉદાત્ત અને ઉચ્ચાશયી હોય એને ગચ્છ પંથ કે સંપ્રદાયની વાડાબંધી તરફ અણગમો હોય એ સ્વાભાવિક છે ગચ્છના ભેદ બહુ નયણ નીહાળતા તત્ત્વની વાત કરતા ન લાજે (શ્રી અનંતનાથજિનનું સ્તવન) એવી ગચ્છ પંથ કે સંપ્રદાયના વ્યામોહમાં ભાનભૂલેલા આત્માઓને તમાચા જેવો માર મારીને જગાડે એવી વાણી ભાખવાનું ગજું તો યોગીરાજ આનંદઘનજીનું જ!

અને આટલું જ શા માટે? એ તો જાણે વિશ્વરૂપ-બ્રહ્મરૂપ બની જવા ઝંખતા હતા, અને સત્તાગતે સર્વ સાધકોના આત્મામાં પરમાત્મભાવના દર્શન કરતા હતા જેની આત્મસાધનામાં વિશ્વ સાથે તદ્રૂપ બની

જવાનું બળ ઊભરાતુ હોય એ જ ધર્મ ઓ ઈશ્વરના નામે અનેક ભેદ-પ્રભેદોની બુનતુનામણીમાં અટવાઈ પડેલી દુનિયાને બુલંદ સ્વર અને પૂર્ણ આત્મવિશ્વાસ સાથે ઉદ્‌બોધી શકે કે—

राम कहो रहेमान कहो कोउ कहान कहो महादेव री,

पारसनाथ कहो कोउ ब्रह्मा, सकल ब्रह्म स्वयमेव री ॥ (प ६७)

વિશ્વશાંતિ વિશ્વમૈત્રી અને વિશ્વબંધુત્વની ભાવનાને ગાતી આ વાણી કેવી મધુર, પવિત્ર અને હૃદયસ્પર્શી છે!

## દુર્લભ માનવદેહનો ખરો લાભ

બધા ધર્મોએ માનવજીવનને શ્રેષ્ઠ ગણ્યું છે અને એની દુર્લભતાનો સ્વીકાર કર્યો છે જૈનધર્મે તો ચાર દુર્લભ વસ્તુઓમાં (મનુષ્યજન્મ, શાસ્ત્રશ્રવણ, શ્રદ્ધા-સમ્યગ્દર્શન અને સંયમનું આરાધાન કરવાનું પરાક્રમ) મનુષ્યભવને સૌથી પહેલો દુર્લભ વર્ણવ્યો છે પણ કોઈ એમ ન માને કે મનુષ્યભવ મળવામાત્રથી કામ પતી જાય છે ખરી વાત એ છે કે ઉત્કટમાં ઉત્કટ આત્મસાધના મનુષ્યદેહ દ્વારા જ થઈ શકે છે એટલે જે સાધક એનો પૂરો પ્રમાદ સેવ્યા વગર પોતાની પળેપળનો ઉપયોગ જીવનસાધના માટે કરી લે છે તે જ દુર્લભ મનુષ્યભવનો પૂરો લાભ ઉઠાવી શકે છે આ પરમ સત્ય આનંદઘનજી જેવા સજાગ સાધકના ધ્યાન બહાર હોય એ બને જ નહીં તેથી જ તેઓએ પોતાની જાતને સંબોધતાં સંબોધતા સમગ્ર વિશ્વને સમજાવી દીધું કે—

बेहेर बेहेर नहि आवे, अवसर बेहेर बेहेर नहि आवे,

ज्यु जाणे त्यु कर ले भलाई, जनम जनम सुख पावे ॥ (प० १००)

—રે ભાઈ આવો અવસર વારેવારે સાંપડતો નથી, માટે આ દેહથી દુનિયાની ભલાઈ કરીને એવી તો કમાણી કરી લે કે જેથી તારા જન્મ જન્માંતર સુખશાંતિમય બની જાય લોકકલ્યાણમાં જ આત્મકલ્યાણનું દર્શન કરાવતી આ વાણીમાં ભગવદ્‌ગીતાની न हि कल्याणकृत्‌ कश्चित्‌ दुर्गतिं तात गच्छति— એ વાણીના જ પડઘા સંભળાય છે

## અમૃતત્વની પ્રાપ્તિ

યોગિરાજે પોતાની કવિતા-વાણીમાં તો આત્માને જગાડે અને સાધનાનો સાચો રાહ બતાવે એવા કઈ કઈ ભાવો સહજ ભાવે સમાવી દીધા છે એમના કાવ્યોમાં ગૂઢવાણીની ગહનતા, અવળવાણીની અદ્‌ભુતતા અને મર્મગામી વાણીની વેધકતા ઠેર ઠેર જોવા મળે છે અને તેથી જ આનંદઘનજીનાં સ્તવનો અને પદોમાંના ઘણાંખરાંને બાદ કરતાં મોટા ભાગનાં સ્તવનો અને પદોને સમજવા માટે તત્ત્વોનું જ્ઞાન, આત્મસાધનાની ભાવના અને ચિત્તની એકાગ્રતાની અપેક્ષા રહે છે આ વાણી એ માત્ર વાક્યોનો સમૂહ અને શબ્દોના ખડકલા નથી, પણ યોગીરાજના જીવન અને સાધનાની એકરૂપતાએ પ્રગટાવેલું કાવ્યનવનીત યા જીવનને અમરતા બક્ષતું સંજીવની-રસાયણ છે એ વાણીમાં સંત આનંદઘન અમર બની ગયા!

જે આત્મસાધક યોગીને પોતાની સાધનાને બળે આવા અમૃતત્વની પ્રાપ્તિની પ્રતીતિ થઈ હોય એના અંતરમાંથી જ આત્મવિશ્વાસથી સભર અને પ્રતીતિભર વાણી વહી શકે કે—

अब हम अमर भये, न मरेंगे (प० ४२)

જે અમૃતત્વની પ્રાપ્તિ થયાની પ્રતીતિ યોગીરાજ આનંદઘનજીને થઈ એ અમૃતત્વ મેળવવાની ઝંખના આપણા અંતરમાં જાગે એવી આપણી અભ્યર્થના હો!

આત્મનિષ્ઠ યોગીરાજને આપણી શત શત વંદના હો!

# સંસારમૂર્તિ શ્રી મોતીચંદભાઈ

જીવન એટલે સતત ગતિશીલતા. એમાં રુકાવટનું નામ નથી, પીછેહઠનું કામ નથી. બસ આગળ ને આગળ ચાલ્યા કરવાનું—વિચારક્ષેત્રના નવા નવા સીમાસ્તંભોને શોધવા માટે અને કર્મયોગના નવા નવા સીમાડાઓને પહોંચી વળવા વાસ્તે. ગતિ એ જ જીવન, સ્થિતિ એ જ જડત્વ; ગતિ એ જ પ્રગતિ, સ્થિતિ એ જ અધોગતિ! તેથી જ તો આર્ષદ્રષ્ટા ઋષિમુનિઓએ આદેશ આપ્યો છે : चरैवेति चरैवेति चरति चरतो भग—હે માનવી! તું આગળ ને આગળ ચાલતો જ રહે, બસ ચાલતો જ રહે! ચાલતા-ફરતા નરને ભાગ્ય યારી આપ્યા વગર રહેતું નથી.

શ્રી મોતીચંદભાઈ આવા જ એક સતત પ્રગતિશીલ ભાગ્યશાળી પુરુષ હતા. ગતિશીલતાને આત્મસાત્ કરીને એમણે જીવનને ચેતનવંતું બનાવી જાણ્યું, અને આ મનક્તિ પ્રત્યેની આસક્તિના બળે તેઓ અમરત્વના અંશના ઉપાસક અને અધિકારી બની ગયા. જનસેવા, સંસ્કારિતા અને સાહિત્યપ્રીતિના ક્ષેત્રે એમનું નામ ચિરકાળ પર્યંત યાદગાર બની રહેશે.

શ્રી મોતીચંદભાઈ જેમ ગિરિવર સમા ધીર હતા એમ સાગર સમા ગંભીર હતા. મુશ્કેલીઓના ઝંઝાવાત એમને નાસીપાસ ન કરી શકતા; નિરાશાના તરંગો એમની ગંભીરતાને ન સ્પર્શી શકતા. તેઓ નિર્મળ બુદ્ધિથી વિચારતા, સ્વસ્થ ચિત્તે યોજના કરતા અને એ યત્નપૂર્વક કામે લાગી જતા. એમની અનેકવિધ કાર્યસિદ્ધિની આ જ ચાવી હતી. પૂર્ણિમાના ચંદ્રની ચાંદની જેમ સર્વત્ર ફેલાઈ રહે એમ ધર્મનિષ્ઠાની આભા એમના સમગ્ર વિચાર અને આચાર ઉપર પથરાઈ રહેતી, અને એમના જીવનને ભાવનાના રંગે રસી દેતી. લોકકલ્યાણ એ આત્મકલ્યાણનો રાજમાર્ગ છે : न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात! गच्छति—વિશ્વનું કલ્યાણ કરનારનું પોતાનું કલ્યાણ તો આપમેળે જ થઈ જાય છે. શ્રી મોતીચંદભાઈ આવા જ એક કલ્યાણવાંછુ મહાનુભાવ હતા.

## વતન, કુટુંબ, જન્મ, અભ્યાસ, વ્યવસાય

સૌરાષ્ટ્ર જેવી ખમીરવંતી ભૂમિ અને ભાવનગર જેવું સંસ્કારિતાના ધામ સમું નગર શ્રી મોતીચંદભાઈની એ જન્મભૂમિ. એમનું વિદ્યાધ્યયન અને સંસ્કારઘડતર પણ ત્યાં જ થયું. અહીં રહીને પહેલી પચીશી દરમ્યાન એમણે જે જીવનપાથેય મેળવ્યું એ એમનામાં જીવનભર બળ પ્રેરતું રહ્યું, અને એમના જીવનને વધુ ને વધુ ઉન્નત બનાવતું રહ્યું.

શ્રી મોતીચંદભાઈનું કુટુંબ ખૂબ નામાંકિત. આજે પણ શ્રી મોતીચંદભાઈના વડવા શેઠ શ્રી આણંદજી પરશોત્તમના નામે સૌરાષ્ટ્રમાં કુટુંબ સુખ્યાત છે. રાજ્ય અને પ્રજા બંનેમાં સમાન રીતે આદર પામવાનું સૌભાગ્ય આ કુટુંબને વર્યું. લક્ષ્મી, સરસ્વતી અને સંસ્કારિતા—વિશ્વની આ ત્રણે મંગળશક્તિઓના આશીર્વાદ આ કુટુંબ ઉપર વરસેલા.

આ કુટુંબમાં બે પ્રતાપી પુરુષો થઈ ગયા : શ્રી ગિરધરભાઈ અને શ્રી કુંવરજીભાઈ. બંને સગા ભાઈ—શેઠ આણંદજીભાઈના સુપુત્રો. બંને ધર્મપરાયણ, કર્તવ્યપરાયણ અને સેવાપરાયણ; અને છતાં કાર્યક્ષેત્રના બંનેના રાહ કંઈક જુદા. મોટાભાઈ ગિરધરભાઈ ભારે વ્યવહારુ; એટલે વેપાર-વ્યવહાર અને કુટુંબ-વ્યવહાર એમણે સાચવ્યો. શ્રી કુંવરજીભાઈ તો ધર્મના અને વિદ્યાના જ જીવ; એટલે ધર્મ-વ્યવહાર અને વિદ્યાવ્યાસંગ એમને સહજસિદ્ધ બની ગયો. ધર્મશાસ્ત્રોના ઊંડા અભ્યાસી અને ધર્માચારના મર્મજ્ઞ તરીકે એમની ખૂબ નામના થઈ. કંઈક સાધુ-સાધ્વીઓ શ્રી કુંવરજીભાઈ પાસે શાસ્ત્ર-અધ્યયન કરવામાં એક પ્રકારનો આહ્લાદ અનુભવતાં. ધર્મસાહિત્યનું પરિશીલન અને પ્રકાશન એ જ કુંવરજીભાઈનો જીવનવ્ય

સાર બની ગયા હતા ધર્મભાવનાથી સુરભિત સમગ્ર જીવન એમના એ નિર્મળ માર્ગે જ કૃતકૃત્ય બનાવ્યું આ બંધુબેલડી કર્મના સુખદુઃખની સાથી બનીને લોકજીવનમાં ચિરસ્મરણીય બની ગઈ

આ બે પુરુષોએ એ તેજસ્વી પુત્રોરૂપે પોતાનો સંસ્કારવારસો સમાજને ભેટ આપ્યો શ્રી ગિરધરભાઈના પુત્ર તે શ્રી મોતીચંદભાઈ અને શ્રી કુંવરજીભાઈના પુત્ર તે શ્રી પરમાનંદભાઈ બંનેમાં ખમીર હતું, પ્રજ્ઞા હતી અને શીલનિષ્ઠા હતી બંનેએ પોતાના વડીલોના સંસ્કારધનનું સંવર્ધન કર્યું કરી સમાજને ભેટ ધર્યું શ્રી મોતીચંદભાઈએ પોતાના પિતાશ્રી પાસેથી કાર્યદક્ષતા અને વ્યવહારકુશળતાના ગુણો અને પોતાના કાકાશ્રી પાસેથી ધાર્મિકતા અને શાસ્ત્રાધ્યયનની અભિરુચિ પ્રાપ્ત કરી અનેક પ્રવૃત્તિઓની સફળતા વચ્ચે પણ એમની આ સંસ્કાર-સાધના અખંડરૂપે ચાલતી રહી જાણે એ માટે જ શ્રી મોતીચંદભાઈ જીવ્યા અને એ માર્ગે જ કૃતકૃત્ય બની ગયા શ્રી પરમાનંદભાઈ એક ક્રાંતિપ્રિય વિચારક છે એમનું ચિંતન હંમેશા સત્યશોધક સ્વતંત્ર સમન્વયગામી અને સર્વસ્પર્શી હોય છે ચાલુ ચીલે ચાલવું એને તેઓ માનસિક કમજોરી માને છે અને વહેમ અને અંધશ્રદ્ધામાં પડવું એ એમને અપમાન જેવું લાગે છે એમનો આત્મા ક્રાંતિભાવનાનો ભારે આરાધક છે તેથી જ સત્ય શિવ સુંદર એ ત્રણ એમને ખૂબ પ્રિય છે મૌલિક ચિંતનથી ધબકતી પોતાની ધીર-ગંભીર-શાંત કલમ દ્વારા આજે ૭૦ વર્ષની ઉંમરે પણ તેઓ રાષ્ટ્ર ધર્મ, સમાજ અને સાહિત્યની બહુમૂલી સેવા બજાવી રહ્યા છે

શ્રી મોતીચંદભાઈનો જન્મ ભાવનગરમાં વિ સં ૧૯૩૬ માગસર વદિ ૨ તા ૭-૧૨-૧૮૭૯માં થયો હતો એમના માતાનું નામ સમરત બહેન કુટુંબનું વાતાવરણ જ ધર્મ અને વિદ્યામય હતું, એટલે બચપણથી જ એમને ધર્મ તરફની પ્રીતિ અને અધ્યયન તરફની અભિરુચિનું વરદાન મળ્યું હતું એમાં તેજસ્વી અને સ્થિર બુદ્ધિનું બળ ભળ્યું શ્રી મોતીચંદભાઈનું બાળપણ સહજ રીતે ઉજ્જ્વળ ભાવીનું પુરોગામી બની ગયું

બી એ સુધીનો અભ્યાસ એમણે ભાવનગરમાં કર્યો પણ આ અધ્યયન કરવામાં કેવળ કોલેજના પાઠ્યપુસ્તકોના અધ્યયનથી સંતુષ્ટ થાય એવું એમનું મન ન હતું વિદ્યા પ્રત્યેની વ્યાપક રુચિએ એમને દેશ-પરદેશના જુદા જુદા વિષયોના સાહિત્યના પરિશીલન તરફ પ્રેર્યા—ખાસ કરીને ધર્મ અને તત્ત્વજ્ઞાનના સાહિત્ય તરફ તેઓ વિશેષ આકર્ષાયા અને તેમાંય જૈન ધર્મના સાહિત્યનું અભિરુચિપૂર્વક અધ્યયન કરવાનો એમને વિશેષ સુયોગ સાંપડતો કારણ કે આ ગાળા સમય રહ્યા જૈન ધર્મના મર્મજ્ઞ વિદ્વાન અને એમના કાકા શ્રી કુંવરજીભાઈનો એમને સતત સંપર્ક મળતો રહ્યો

એમના સાહિત્યસર્જનની તવારીખ તપાસતાં એ પણ સ્વીકારવું પડે છે કે એમનામાં સાહિત્યસર્જક એટલે કે લેખક તરીકેની પ્રતિભાનો ઉમેશ યૌવનના આરંભથી જ થવા લાગ્યો હતો એમણે ફક્ત વીસ વર્ષની વયે (વિ સં ૧૯૫૬માં) શ્રી સિદ્ધર્ષિ ગણિવિરચિત સંસ્કૃત શ્રી ઉપમિતિભવપ્રપંચ કથા[1] જેવા સંસ્કૃત મહાગ્રંથના પીઠબંધરૂપ પહેલા પ્રસ્તાવનો અનુવાદ કરવાની હામ ભીડી અને બાવીસ વર્ષની ઉંમરે (વિ સં ૧૯૫૮માં) "જૈન ધર્મ પ્રકાશ' માસિકમાં 'આત્મનિરીક્ષણ'[2] નામનો વિચાર અને ચિંતનપૂર્ણ લેખ લખ્યો એ બીના આ વાતની સાક્ષી પૂરે છે

---

૧ આ અનુવાદ 'જૈનધર્મ પ્રકાશ' માસિકમાં વિ સં ૧૯૫૬ના વૈશાખ માસના અંકથી હપ્તે હપ્તે છપાતો અને વિ સં ૧૯૫૭ની સાલમાં શ્રી મોતીચંદભાઈની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના સાથે પુસ્તકરૂપે શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી પ્રગટ થયો હતો

૨ આ લેખ શ્રી મોતીચંદભાઈના 'સાધ્યને માર્ગે" નામે લેખસંગ્રહમાં પ્રગટ થયો છે

બી. એ. નો અભ્યાસ પૂરો કરીને શ્રી મોતીચંદભાઈ કાયદાના ગ્રેજ્યુએટ થયા—એલ. એલ. બીનો અભ્યાસ કરવા—મુંબઈ ગયા અને સને ૧૯૧૦માં વકીલાતની પરીક્ષા પાસ કરીને સોલિસિટર થયા. હવે તો એમણે મુંબઈમાં જ સ્થિર થવાનો નિર્ણય કર્યો અને દાનશાસ્ત્રી શ્રી દેવીદાસ જેઠીસનદાસ દેસાઈની સાથે મળીને મેસર્સ મોતીચંદ એન્ડ દેવીદાસ નામની સોલિસિટરની પેઢી શરૂ કરી. દરેક તત્ત્વમાં હતુ, બુદ્ધિ સત્યશોધક હતી અને વૃત્તિ નાનું કે મોટું દરેક કામ પૂરી નિષ્ઠા, એકાગ્રતા અને ચોકસાઈથી કરવાની હતી. એટલે કાયદાના સલાહકાર તરીકે આ પેઢીને અને શ્રી મોતીચંદભાઈને ખૂબ નામના મળી.

પણ ધીકતી વકીલાતના જોરે ચાલતી પૈસાની ટંકશાળથી સંતુષ્ટ થાય એવો શ્રી મોતીચંદભાઈનો આત્મા ન હતો. પૈસા એને નહોતા ખપતા એવું તો નહીં, પણ પૈસા તરફનું પાગલપન એને હરગિજ નહોતું ખપતું. એને તો જીવનના બધાય સુંદર પાસાઓનો આસ્વાદ લેવો હતો. એને વિદ્યાનું ગાનું પુણ્યસ્નાન કરવું હતું, સમાજ અને દેશની સેવાના મીઠા મનમેવા આરોગવા હતા, ધર્મામૃતનું પાન કરવું હતું અને એ બધાના બળે જીવનને સંસ્કારિતાની સુરભિત બનાવવું હતું. પોતાની સ્વસ્થ, શાંત, યોજનાબદ્ધ કાર્યશૈલી અને કલામય જીવનપદ્ધતિથી શ્રી મોતીચંદભાઈએ એ બધું પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવ્યું — જાણે તેઓ માનવશક્તિના વિકાસના એક આદર્શ બની ગયા.

પ્રાણી ગમે તે ક્રિયા કરે, પણ એના શ્વાસ તો ચાલતા જ રહે છે; શ્વાસ એ જ જીવંતપણાનો પુરાવો બની રહે છે. ધાર્મિકતા એ શ્રી મોતીચંદભાઈના જીવનનો શ્વાસ હતી, અને એમની વ્યાવહારિક કે પારમાર્થિક એકેએક પ્રવૃત્તિમાં હમેશાં વિશાળ ધાર્મિકતાનો પ્રાણ ધબકતો રહેતો. એમણે પોતાના પ્રત્યેક પ્રવૃત્તિક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરી તે આ ધર્મશક્તિના બળે જ. શ્રી મોતીચંદભાઈ તો ધર્મ-શુક્તિમાં પાકેલ માનવમોતી હતા!

શ્રી મોતીચંદભાઈની ધાર્મિકતાને રૂઢિચુસ્તપણાએ જ બાંધેલી સંકુચિતતાના સીમાડા ક્યારેય મંજૂર ન હતા. અલબત્ત, તેઓ ક્રાંતિવીર ન હતા, પણ એમને પ્રગતિરોધક અને પ્રગતિમારક બળોને પારખતા વાર ન લાગતી અને પ્રગતિમારક બળોને ઓળખવા તેઓ સદા તૈયાર રહેતા. એમ કહી શકાય કે તેઓ મધ્યમમાર્ગી સુધારક હતા, અને વિસર્જન કરતાં સર્જનમાં પોતાના સમય અને શક્તિનો ઉપયોગ કરવામાં એમને વિશેષ રસ હતો.

જેવું એમનું હૃદય વિશાળ હતું એવો જ એમનો પ્રેમનો પરિઘ હતો. પરિચિત-અપરિચિત સૌ કોઈ એમને આંગણે સમાન આદર પામતા અને કોઈ પણ બાબતમાં સાચી અને નિખાલસ સલાહ આપવી એ તો શ્રી મોતીચંદભાઈનું જ કામ. તેઓ જેટલા આશાવાદી હતા એટલા જ સમભાવી હતા. ન હરખાવું, ન વિમાસવું, આવેલ કામ સ્વસ્થપણે પૂરું કરવું એ જ એમનો સ્વભાવ હતો.

શ્રી મોતીચંદભાઈએ બે વાર લગ્ન કર્યાં હતાં. એમનાં પહેલાં પત્નીનું નામ શ્રી મણિબહેન અને બીજાનું નામ ચંદનબહેન. એમના પાંચ પુત્રોનાં નામ છે શ્રી દિનકરભાઈ, હિંમતભાઈ, રસિકભાઈ, રવીન્દ્રભાઈ અને પ્રસન્નભાઈ. એમના ત્રણ ભાઈઓ તે શ્રી કેશવભાઈ, ઉત્તમચંદભાઈ અને રતિલાલભાઈ. એમનાં બહેનનું નામ મોંઘી બહેન.

શ્રી મોતીચંદભાઈ ૫૧-૫૨ વર્ષની ઉંમરે વિધુર થયા હતા, પણ વિદ્યાપ્રીતિ અને સેવાપ્રીતિમાં પોતાના મનને પરોવી દઈને એમણે જીવનને સાત્ત્વિક પ્રવૃત્તિઓથી એવું સભર બનાવી દીધું હતું કે જિંદગીના અંત સુધી ક્યારેય એમને એકલતા કે શૂન્યતાનો અનુભવ કરવો પડ્યો ન હતો. સદાય શુભ પ્રવૃત્તિમાં આનંદમગ્ન બનીને એમણે જીવન વિતાવ્યું અને કર્તવ્યપાલનના પૂર્ણ સંતોષનું ભાથું લઈને તેઓ ચાલ્યા ગયા!

## સેવાપરાયણ જાહેરજીવન

મુંબઈમાં સોલિસિટરનો ધંધો શરૂ કર્યો ત્યારે વિદ્યારસ તો ખૂબ જાગ્યો જ હતો. સાથે સાથે સમાજસેવા અને દેશસેવાની ભાવનાએ એમનામાં જાહેરજીવનનો રસ વહેતો કર્યો. એક બાજુ ભારે જવાબદારીથી ભરેલો

અને ખૂબ સમય અને શક્તિનો ભોગ માગી લેતો વકીલાતનો ધંધો—સમય અને શક્તિની તાણ અનુભવીને પણ અસીલોને સંતોષ આપ્યા વગર ન ચાલે, બીજી બાજુ જાહેરજીવનની સંખ્યાબંધ પ્રવૃત્તિઓ પણ સમય અને શક્તિનો એટલો જ હિસ્સો માગે. કહેવું જોઈએ કે શ્રી મોતીચંદભાઈએ પોતાના જીવનમાં ધંધો અને સેવા એ બંનેની સમતુલા જાળવી જાણી હતી એટલું જ નહીં, જાહેર સેવાના પ્રસંગોને વધારે નમતું જોખીને પોતાના જીવનને વધારે કૃતાર્થ બનાવ્યું હતું. એમના જીવનની આ જ અપૂર્વ આનંદ અને પરમસંતોષ.

એમના જાહેરજીવનના અનેક પાસા છે. રાષ્ટ્રીય, ધાર્મિક તેમજ સમાજસેવાની અને સાહિત્યસેવાની અનેક સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ સાથે તેઓ સક્રિય રીતે ગાઢપણે સંકળાયેલા હતા. પણ એ બધામાં એમનું સૌથી મોટું અર્પણ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને હતું. યુગવીર આચાર્ય વિજયવલ્લભસૂરિજીની સમયાનુરૂપ પ્રેરણાને ઝીલીને જે મહાનુભાવોએ વિદ્યાલયની સ્થાપનાનું ભગીરથ કાર્ય ઉપાડ્યું તેઓમાંના શ્રી મોતીચંદભાઈ એક હતા. સને ૧૯૧૫માં વિદ્યાલયની સ્થાપના થઈ ત્યારથી તે ઠેઠ ૧૯૪૯ની સાલ સુધી એકધારા ૩૪ વર્ષ સુધી, તેઓ સંસ્થાના માનદ મંત્રી અને ટ્રસ્ટી તરીકેની ભારે જવાબદારી હોંશપૂર્વક ઉઠાવતા રહ્યા. આ માનદ મંત્રીપદ એ કંઈ માત્ર શોભાનું પદ ન હતું. એ તો ભારે સમય, શક્તિ, નિષ્ઠા, સમજણ અને કાર્યદક્ષતા માગી લે એવું સ્થાન હતું. આ સ્થાને રહીને એક સમયે તો ઝવેરાત વેચવાના માળાની સમજણથી વિદ્યાલયની માવજત કરીને એમણે વિદ્યાલયનો વિકાસ કર્યો હતો. વિદ્યાલયને દીર્ઘદૃષ્ટિભરી રીતે વહીવટથી સુવ્યવસ્થિત કરવા માટે અને આર્થિક રીતે સધ્ધર બનાવવા માટે અને ગમે તેવી મુશ્કેલીના ઝંઝાવાત સામે ટકી શકે એવું પ્રાણવાન બનાવવા માટે શ્રી મોતીચંદભાઈએ જે જહેમત ઉઠાવી હતી તે એમની યશોજ્જ્વળ કારકિર્દીનો સુવર્ણકળશ બની રહે એવી છે. એમની આ સેવાઓનું ઋણ સંસ્થા અને સમાજ ન ભૂલે. માટે યાદ કર્યા કરશે. એમ કહેવું જોઈએ કે વિદ્યાલય એ શ્રી મોતીચંદભાઈની અમૂલ્ય સેવાઓનું ચિરંજીવ સ્મારક છે.

શ્રી મોતીચંદભાઈની સુદીર્ઘકાલીન સેવાઓની વિદ્યાલયની કદરદાનીરૂપે તેમ જ એમના ઉપકારની યત્કિંચિત્ ઋણમુક્તિની દૃષ્ટિએ, એમની આરસની અર્ધપ્રતિમાની વિદ્યાલયમાં સ્થાપના કરીને એનો અનાવરણવિધિ તા. ૨૭-૩-૧૯૬૦ને રવિવારના રોજ કેન્દ્ર સરકારના પ્રધાન માનનીય શ્રી એસ. કે. પાટિલના હાથે કરવામાં આવ્યો હતો. સેવામૂર્તિ શ્રી મોતીચંદભાઈની આ પ્રતિમા ચિરકાળ પર્યંત કાયકર્તાઓને સેવાધર્મની અને કર્તવ્યનિષ્ઠાની તેમ જ વિદ્યાર્થીઓને જીવનઘડતરની અને વિદ્યાનિષ્ઠાની પ્રેરણા આપતી રહેશે.

શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સને પણ શ્રી મોતીચંદભાઈની સેવાઓનો દાયકાઓ સુધી લાભ મળતો રહ્યો હતો. કૉન્ફરન્સના જનરલ સેક્રેટરી તરીકે તેમ જ બીજી રીતે પણ એમણે લાંબા સમય સુધી કૉન્ફરન્સને પોતાનો સહકાર આપ્યો હતો. કેટલીક વાર તો પરિસ્થિતિએ જન્માવેલ ઝંઝાવાત સામે કૉન્ફરન્સની નૌકાને ટકાવી રાખવાના એક કાબેલ સુકાની તરીકે શ્રી મોતીચંદભાઈને ખૂબ જહેમત અને ચિંતાનો ભાર ઉઠાવવા પડ્યાં હતા.

એ જ રીતે ભાવનગરની જૈનધર્મ પ્રસારક સભાની સાથ પણ તેઓ ગાઢ રીતે સંકળાયેલા હતા. શ્રી મોતીચંદભાઈના ઘણા ખરા ગ્રંથો આ સંસ્થા તરફથી પ્રગટ થયા હતા. તેમ જ 'જૈન ધર્મ પ્રકાશ' માસિકને માટે પણ તેઓ હમેશાં લેખસામગ્રી આપતા રહેતા. આમ આ સંસ્થાને એક નામાંકિત પ્રકાશન સંસ્થા તરીકેની પ્રતિષ્ઠા અપાવવામાં શ્રી મોતીચંદભાઈનો ફાળો ઘણો નોંધપાત્ર હતો.

આ ઉપરાંત જૈન એસોસીએશન ઑફ ઇંડિયા, માંગરોળ જૈન સભા અને કેળવણી ઘોઘારી વીસા શ્રીમાળી જૈન દવાખાનું, શેઠ શ્રી દેવકરણ મૂળજી ટ્રસ્ટ, શ્રી ગોડીજી ટ્રસ્ટ, ગુજરાતી સાહિત્ય પરિષદ, ફાર્બસ

સાહિત્ય સભા, હરકિશન દાસ હૉસ્પિટલ વગેરે મુંબઈની અનેક જૈન અને જૈનેતર સાર્વજનિક સંસ્થાઓ સાથે તેઓ જોડાયેલા હતા. મુંબઈના જાહેર જૈન જીવનને ઘાટ આપવામાં અને તે દ્વારા સમાજ-સેવાની પ્રવૃત્તિઓને વિકસાવવામાં શ્રી મોતીચંદભાઈએ બહુ કીમતી ફાળો આપ્યો હતો. મુંબઈના જાહેર જૈન જીવન ઉપર શ્રી મોતીચંદભાઈએ એવી તો અમિટ છાપ મૂકી છે કે વારે વારે તેઓનું સ્મરણ થતું જ રહે છે.

અંતરીક્ષજી તીર્થ અંગેના કેસ માટે સને ૧૯૨૬માં વિલાયતમાં પ્રિવીકાઉન્સીલમાં રજૂઆત કરવાની જરૂર પડી તો એ માટે કાયદાશાસ્ત્રી તરીકે શ્રી મોતીચંદભાઈની પસંદગી કરવામાં આવી હતી. ખંત, ઝીણવટ, મર્મગ્રાહી બુદ્ધિ અને કાર્યદક્ષતાથી તેઓ એ કેસમાં સફળ થઈને આવ્યા.

આ એમની પરદેશની પહેલી યાત્રા હતી. બીજી વાર તેઓ પોતાના કોઈ અસીલના કામે વિલાયત ગયા હતા. બંને વખત તેઓ ગયા હતા તો કાયદાશાસ્ત્રી તરીકે જ, પણ એમની સચ્ચારિત્રતાએ એને સંસ્કારયાત્રાઓ પુરવાર કરી હતી.

જેના અંતરમાં લોકકલ્યાણની ભાવના ધબકતી હોય તે વ્યક્તિ દેશભક્તિની ભાવનાથી અસ્પૃષ્ટ રહી જ ન શકે. દેશભક્તિ એ તો નાત-જાત, ધર્મ, સમાજ, પ્રાંત કે ભાષાના ભેદભાવ વગર દેશની સમગ્ર જનતાની સેવા દ્વારા જીવનને કૃતકૃત્ય કરવાનો રાજમાર્ગ છે. મહાત્મા ગાંધીજીના નેજા નીચે દેશની સ્વતંત્રતાના અહિંસક સંગ્રામના શ્રીગણેશ મંડાયા ત્યારે એ સ્વાતંત્ર્યપ્રેમી મહાસેનાના શ્રી મોતીચંદભાઈ પણ એક અદના સૈનિક બની ગયા, અને ૧૯૩૦ના સત્યાગ્રહસંગ્રામમાં બે વર્ષ માટે જેલવાસનું ગૌરવ પણ તેઓ લઈ આવ્યા. મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના તેઓ વર્ષો સુધી સભ્ય રહ્યા હતા. સને ૧૯૨૯માં તેઓ મુંબઈ કોર્પોરેશનના સભ્ય બન્યા અને ટૂંક ટૂંક મુદતને બાદ કરતાં પંદર વર્ષ સુધી એમણે કોર્પોરેશન દ્વારા મુંબઈ શહેરની સેવા કરી હતી. મુંબઈ યુનિવર્સિટી સેનેટના સભ્ય તરીકે પણ એમણે શિક્ષણ-ક્ષેત્રની કીમતી સેવા બજાવી હતી.

જે કોઈ માર્ગે લોકકલ્યાણ સાધી શકાય એમ હોય એ માર્ગે શ્રી મોતીચંદભાઈ સામે ચાલીને પરોવાઈ જતા અને એમાં દિનરાત જોયા વગર લાગી જતા. એક કાર્યની જવાબદારી સ્વીકારી પછી તેઓ એમાં ન થાકે, ન કંટાળે, ન માનાપમાનની પરવા કરે. વળી બીજાઓનો પોતાના કાર્યમાં સાથ મેળવીને એમની શક્તિઓનો લોકના લાભ માટે ઉપયોગ કરી લેવાની શ્રી મોતીચંદભાઈની આવડત પણ દાખલારૂપ હતી. આ રીતે એમણે પોતાના જીવનમાં વ્યવહાર અને ધર્મનો, અને જ્ઞાનયોગ અને કર્મયોગનો સમન્વય સાધ્યો હતો; અને સહૃદયતા, નમ્રતા, સરળતા, ઉપકારક વૃત્તિ, ગુણગ્રાહક દૃષ્ટિ વગેરે સદ્‌ગુણોથી પોતાના જીવનને સુરભિત બનાવ્યું હતું.

## પોતાની મર્યાદાનો ખ્યાલ

શ્રી મોતીચંદભાઈએ ધંધાના ક્ષેત્રે, સેવાના ક્ષેત્રે અને વિદ્યોપાસનાના ક્ષેત્રે મોટાં અને યાદગાર કહી શકાય એવાં કાર્યો કર્યાં છે, છતાં તેઓ એમાં અનાસક્ત અને નિરભિમાની રહેતા. પોતાની કાર્યશક્તિનો તેઓ જેટલો ખ્યાલ રાખતા તેથીય વિશેષ તેઓ પોતાની મર્યાદાનો ખ્યાલ રાખતા. અને જે વ્યક્તિ પોતાની ખૂબીઓ કરતાં ખામીઓનો વિશેષ ખ્યાલ રાખે છે તે મિથ્યાભિમાન, કીર્તિનો અભરખો અને એવા દોષોથી પોતાના જીવનને બચાવી લે છે. પોતાની જાતને તટસ્થ અને કડક રીતે તપાસવાની અને પોતાની મર્યાદાને સમજવાની એમની જાગૃતિના થોડાક નમૂના જોઈએ —

બાવીસ વર્ષની ઊછરતી યુવાનીમાં લખેલ ‘આત્મનિરીક્ષણ’ નામે લેખમાં આત્મનિરીક્ષણનો મહિમા વર્ણવતાં તેઓ કહે છે કે—

વિ સ ૧૯૫૬મા – માત્ર વીસ વર્ષની વયે – આવા આકર ગ્રંથનું ભાષાંતર કરવાની હામ ધરનાર શ્રી મોતીચંદભાઈનું જ્ઞાનસેવાનું ખમીર કેવું હશે તેનો અંદાજ આવી શકે છે આ પુસ્તક જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર તરફથી પ્રગટ થયું છે

(૨-૪) ઉપમિતિભવપ્રપંચાકથાઅવતરણ ભાગ ૧, ૨, ૩—શ્રી સિદ્ધર્ષિ ગણિવિરચિત સંસ્કૃત ધર્મબોધ-વૈરાગ્ય-પ્રધાન રૂપક મહાકથાનું ભાષાંતર-વિવેચન પ્રકાશક શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર પહેલો ભાગ – પહેલી આવૃત્તિ વિ સ ૧૯૭૭મા બીજી આવૃત્તિ વિ સ ૧૯૮૧મા બીજો ભાગ – પહેલી આવૃત્તિ વિ સ ૧૯૮૦મા ત્રીજો ભાગ – પહેલી આવૃત્તિ વિ સ ૧૯૮૨મા

(૫) અધ્યાત્મકલ્પદ્રુમ—શ્રી મુનિસુંદરસૂરિ વિરચિત સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર તથા વિસ્તૃત વિવેચન. મોતીચંદભાઈના ધાર્મિક અભ્યાસ અને વિવેચનશક્તિના આ ગ્રંથ સારો ખ્યાલ આપે છે આ ગ્રંથની પહેલી આવૃત્તિ વિ સ ૧૯૬૫મા બીજી સ ૧૯૭૭મા અને ત્રીજી ૧૯૮૦મા શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર તરફથી, અને ચોથી આવૃત્તિ વિ સ ૨૦૦૮મા શ્રી મહાવીર જૈન વિદ્યાલય મુંબઈ તરફથી પ્રગટ થઈ હતી આવા આ ગ્રંથ ગ્રંથની આટલી આવૃત્તિઓ તેની લોકપ્રિયતાની સાખ પૂરે એવી છે

(૬-૭) વિનયવિજયજી ઉપાધ્યાયકૃત શાંતસુધારસનું ભાષાંતર-વિવેચન ભાગ ૧ ૨*— પ્રકાશક – શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર પહેલો ભાગ પહેલી આવૃત્તિ વિ સ ૧૯૯૨મા બીજો ભાગ પહેલી આવૃત્તિ વિ સ ૧૯૯૪મા

(૮) જૈન દૃષ્ટિએ યોગ — જૈનધર્મે પ્રરૂપેલી આત્મસાધના એટલે કે યોગસાધનાની પ્રક્રિયા સમજવા માટે ચાવીરૂપ આ મૌલિક ગ્રંથ શ્રી મોતીચંદભાઈના ઊંડા વાચન-ચિંતન-મનનની નિષ્પત્તિરૂપ છે પહેલી આવૃત્તિ વિ સ ૧૯૭૧મા શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર તરફથી, અને બીજી આવૃત્તિ વિ સ ૨૦૧૦મા શ્રી મહાવીર જૈન વિદ્યાલય મુંબઈ તરફથી પ્રગટ થયેલ છે

(૯-૧૦) શ્રી આનંદઘનજીનાં પદો ભાગ ૧, ૨—પહેલા ભાગમાં શ્રી આનંદઘનજીનાં ૫૦ પદોનો અર્થ અને એનું વિવેચન આપવામાં આવ્યું છે પહેલા ભાગની પહેલી આવૃત્તિ વિ સ ૧૯૭૧માં શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર તરફથી શ્રીઆનંદઘન પદરત્નાવલી નામે પ્રગટ થઈ હતી એની બીજી આવૃત્તિ વિ સ ૨૦૧૨મા શ્રી આનંદઘનજીનાં પદો એ નામે, શ્રી મહાવીર જૈન વિદ્યાલય મુંબઈ તરફથી 'શ્રી મોતીચંદ કાપડિયા ગ્રંથમાળાના ત્રીજા ગ્રંથાંકરૂપે પ્રગટ થયેલ છે આમા શ્રી મોતીચંદભાઈએ શ્રી આનંદઘનજીના જીવન અને સાહિત્યની વિશદ છણાવટ કરતી વિસ્તૃત પ્રસ્તાવના લખી છે આ પુસ્તકના બીજા ભાગમાં શ્રી આનંદઘનજીનાં ૫૧ થી ૧૦૮ સુધીનાં ૫૮ પદોનું ભાષાંતર અને વિવેચન આપવામાં આવ્યું છે અને તે વિ સ ૨૦ ૦મા શ્રી મહાવીર જૈન વિદ્યાલય મુંબઈ તરફથી પ્રગટ થયું છે

### ચરિત્રગ્રંથો

(૧૧) સિદ્ધહસ્ત યુગપ્રધાન શ્રી સિદ્ધર્ષિ — ઉપમિતિભવપ્રપંચાકથાના કર્તા અંગેનો અભ્યાસ પૂર્ણ સંશોધનાત્મક ગ્રંથ આ દળદાર ગ્રંથ શ્રી મોતીચંદભાઈની મર્મગ્રાહી અને વ્યાપક અધ્યયનદૃષ્ટિનો ખ્યાલ આપે એવો છે આ વિદ્વત્તાપૂર્ણ કૃતિ નિમિત્તે શ્રી મોતીચંદભાઈને સને ૧૯૩૬નો શ્રી વિજયધર્મસૂરિ જૈન સાહિત્ય સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો હતો પ્રકાશક શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર પહેલી આવૃત્તિ વિ સ ૧૯૯૫મા

---

* આ બંને ભાગો ઉપરથી સાધ્વીજી શ્રી લાભશ્રીજીની પ્રેરણાથી તૈયાર કરવામા આવેલ સંક્ષિપ્ત પુસ્તક શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી પ્રગટ થયેલ છે વિ સ ૧૯૯૫મા

**(૧૨) કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય** — જર્મન વિદ્વાન ડૉ બુલ્હરે લખેલ ચરિત્રનું ભાષાંતર ભાવનગરથી પ્રગટ થતા "જૈન" સાપ્તાહિકની વિ સ ૧૯૯૦ની ભેટ

**(૧૩) મુબઈના નામાંકિત નાગરિક શેઠ મોતીશાહ** — મુબઈના જાણીતા શાહસોદાગર દાનવીર ધર્માત્મા શ્રી મોતીશાહ શેઠની આ ચરિત્રકથા શ્રી મોતીચંદભાઈની ઇતિહાસ અને ચરિત્રની સામગ્રીને આધારે આધારભૂત અને નાટ્યાત્મક પ્રથરચનાની હથોટીનો પરિચય આપે છે આ ગ્રંથ દ્વારા એમણે એક પ્રભાવશાળી ધર્મભાવનાશીલ અને જાહેરજીવનમા પણ એમના જ ઓતપ્રોત થઈ જનાર જૈન મહાજનનો ઇતિહાસ સુરક્ષિત બનાવ્યો છે તે મોટુ ઉપકારક કામ થયુ છે આ ગ્રંથ તેઓના અવસાન બાદ વિ સ ૨૦૧૦મા મુબઈના શ્રી ગોડીજી જૈન દેરાસર અને ધર્માદા ખાતાઓ તરફથી પ્રગટ થયો છે

**(૧૪) પડિત શ્રી વીરવિજયજીનુ જીવનચરિત્ર** — આ નાના સરખા પુસ્તકમા વિવિધ પૂજાઓના રચયિતા કવિવર પડિત શ્રી વીરવિજયજીનો આધારભૂત પરિચય આપવામા આવ્યો છે પ્રકાશક—શ્રી જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર પહેલી આવૃત્તિ વિ સ ૧૯૮૧મા

**(૧૫) યશોધરચરિત** — અહિંસાનો મહિમા સમજાવતા આ સસ્કૃત ગદ્યમય ગ્રંથની રચના વિ સ ૧૮૦૯મા મુનિશ્રી ક્ષમાકલ્યાણજીએ કરી છે શ્રી મોતીચંદ ભાઈએ એનુ ભાષાંતર કર્યું હતુ આ પુસ્તક વિ સ ૧૯૫૫મા શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર તરફથી પ્રગટ થયું હતુ ૧૦ વર્ષની ઊંમરની વયે શ્રી મોતીચંદભાઈએ આ ભાષાંતર કર્યું હતુ

## ઇતર ગ્રંથો

**(૧૬-૧૭) અહોત ગઈ થોડી રહી યાને દાક્ષિણ્યનિધિ મુલ્લક (નવલકથા) ભાગ ૧, ૨** — જૂની કથાવસ્તુને આધારે લખાયેલી આ એક પ્રેરક અને ઉપદેશપ્રધાન નવલકથા છે નવલકથાની વિકસતી કલાની દૃષ્ટિને બાજુએ રાખીને શ્રી મોતીચંદભાઈની સર્જકશક્તિની દૃષ્ટિએ જ આ પુસ્તકનુ મૂલ્યાંકન કરવુ ઘટે છે શ્રી મોતીચંદભાઈ નવલકથાના સર્જનમા પણ પોતાની કલમનો એક નમૂનો મૂકતા ગયાની સાખ આ પુસ્તક પૂરે છે પ્રકાશક—સસ્કૃતિરક્ષક સસ્તુ સાહિત્ય કાર્યાલય વડોદરા પહેલો ભાગ વિ સ ૨૦૦૨મા બીજો ભાગ વિ સ ૨૦૦૫મા

**(૧૮) યુરોપના સસ્મરણો** — યુરોપના પ્રવાસના સસ્મરણો રજૂ કરતુ આ પુસ્તક શ્રી મોતીચંદ ભાઈની વ્યાપક અને સૂક્ષ્મ નિરીક્ષણશક્તિનો અને ચીવટભરી અને સચોટ વર્ણનશક્તિનો પુરાવો બની રહે એવુ છે જેમ એની ભાષા મધુર છે તેમ એમાના એક એક વિષયની રજૂઆત મનને વશ કરી લે એવી રોચક છે પ્રકાશક શ્રી મોતીચંદભાઈ પોતે જ પહેલી આવૃત્તિ વિ સ ૧૯૩૭મા જ્યારે પણ વાચીએ ત્યારે તાજુ લાગે એ રીતે આ પુસ્તકમા વિષયનુ નિરૂપણ થયેલુ છે

**(૧૯) નવયુગનો જૈન** — વિજ્ઞાને જ આવેલ નવીન યુગમા બુદ્ધિશાળી યુવાનવર્ગમા જાગતી જિજ્ઞાસા અને આકાક્ષાની રજૂઆત કરીને અનેક બાબતોની મૌલિક તેમ જ માર્ગદર્શક વિચારણા કરતુ આ પુસ્તક આજે પણ વાચનક્ષમ બની રહે એવુ છે શ્રી મોતીચંદભાઈની સામાજિક અને ધાર્મિક વ્યાપક દૃષ્ટિના આમાં પ્રશસ્ય દર્શન થાય છે સમયની સાથે ગતિશીલ રહેવાની શ્રી મોતીચંદભાઈની દીર્ઘદૃષ્ટિનુ આ એક ફળ છે પ્રકાશક, જ્યોતિ કાર્યાલય અમદાવાદ વિ સ ૧૯૯૨મા પ્રકાશિત પહેલી આવૃત્તિ

**(૨૦) સાધ્યને માર્ગે** — વિ સ ૧૯૫૮થી વિ સ ૧૯૮૩ દરમ્યાન 'જૈનધર્મ પ્રકાશ'મા પ્રગટ થયેલ અને ધર્મસાધનાનો ખ્યાલ આપતા ૨૫ લેખોનો સગ્રહ પ્રકાશક શ્રી મોતીચંદભાઈ પોતે પહેલી આવૃત્તિ વિ સ ૧૯૮૬મા

**(૨૧) કૉલેજ જીવન અને ધાર્મિક શિક્ષણ** — આજે પણ વિચારકોનું ધ્યાન માગી રહેલા પ્રશ્નને છણાવટ કરતી નાની પુસ્તિકા પ્રકાશક શ્રી મહાવીર જૈન વિદ્યાલય મુંબઈ પહેલી આવૃત્તિ વિ સં ૨૦૦૫

**(૨૨) ધર્મકૌશલ્ય** — અધ્યાત્મમાર્ગની પ્રાપ્તિની પૂર્વભૂમિકારૂપ નીતિ સદાચાર વગેરે ગુણોની ખિલવણી દાન ધર્મમાં કૌશલ્ય કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તે વાત, પ્રાચીન-અર્વાચીન સંસ્કૃત અંગ્રેજી સુભાષિતોના વિવેચન દ્વારા આ પુસ્તકમાં શ્રી મોતીચંદભાઈએ સરળતાપૂર્વક સમજાવી છે પ્રકાશક, શ્રી આત્માનંદ જૈન સભા ભાવનગર આ ગ્રંથનું પ્રકાશન શ્રી મોતીચંદભાઈના સ્વર્ગવાસ બાદ વિ સં ૨૦૧૫માં થયું છે

**(૨૩-૨૪) વ્યવહારકૌશલ્ય ભાગ ૧, ૨** — જેનાથી વ્યવહારદક્ષતા પ્રાપ્ત થઈ શકે એવી વ્યાવહારિક વ્યવહારમાં, કુટુંબમાં અને સમાજમાં ઉપયોગી થઈ શકે એવી બાબતો શ્રી મોતીચંદભાઈએ અંગ્રેજી સુભાષિતોનો આધાર લઈને સામાન્ય માણસ પણ સમજી શકે એવી સરળ અને રોચક ભાષામાં રજૂ કરી છે પ્રકાશક શા કુંવરજી આણંદજી ભાવનગર બન્ને ભાગ વિ સં ૧૯૯૦મા પ્રગટ થયા છે

**(૨૫) વ્યાપારકૌશલ્ય** — વ્યાપારમાં કુશળતા કેવી રીતે પ્રાપ્ત કરવી એ વાત શ્રી મોતીચંદભાઈએ અંગ્રેજી અનુભવ-વાક્યોને આધારે જુદા જુદા એકમો વિભાગ ચર્ચાને સમજાવી છે આ પુસ્તક 'જૈન' સાપ્તાહિકના ભેટ પુસ્તક રૂપે સને ૧૯૫૦ (વિ સં ૨૦ )મા પ્રગટ થયું હતું

### શ્રી મોતીચંદભાઈના અપ્રગટ ગ્રંથો

(૧) શ્રી આનંદઘનકૃત ચોવીશી — અર્થ તથા વિવેચન.
(૨) શ્રી ઉમાસ્વાતિ વાચકકૃત પ્રશમરતિ — અર્થ તથા વિવેચન
(૩) કર્મગ્રંથના બે ભાગનું વિવેચન
(૪) મહાવીરચરિત્ર — ૨૬ પૂર્વભવ
(૫) મહાવીરચરિત્ર — ૨૭મો ભવ

**વિદ્યાલયનો રિપોર્ટ** — શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વાર્ષિક રિપોર્ટોનો પણ શ્રી મોતીચંદભાઈના સાહિત્યસર્જનની નોંધમાં ઉલ્લેખ થવો જોઈએ જાહેર સંસ્થાઓના રિપોર્ટોમાં વિદ્યાલયનો રિપોર્ટ એની વ્યવસ્થિત આધારભૂત અને વિગતવાર માહિતી વિવિધ પ્રવૃત્તિઓનું સ્પષ્ટ નિરૂપણ તેમ જ છપાઈ-સફાઈની દૃષ્ટિએ વિશિષ્ટ ભાત પાડે એવો હોય છે આ વિશિષ્ટતાના પાયામાં પણ શ્રી મોતીચંદભાઈની સાહિત્યરુચિ અને આવડત રહેલી છે એમ એમના મંત્રીપદ નીચે આશરે ૫૦ વર્ષ પહેલા પ્રગટ થયેલ વિદ્યાલયનો પહેલો રિપોર્ટ જોતાં જ સ્વીકારવું પડે છે

શ્રી મોતીચંદભાઈએ પોતાની સખ્યાબંધ પ્રવૃત્તિઓ અને મરણાંત સુધી તેમના ધમધોકાર ચાલતા વ્યવસાય વચ્ચે પણ આટલા વિપુલ સાહિત્યનું સર્જન કર્યું એ એમની કારમી વ્યવસ્થિત અને ઘડિયાળના કાંટા જેવી નિયમિત જીવનપદ્ધતિનું જ ફળ છે એમને રોજ સામાયિક કરવાનો નિયમ હતો અને ગમે તે રીતે સમય મેળવીને નવું નવું સાહિત્ય વાંચવાની ટેવ હતી એમના સામાયિકો અનેક વાચનક્ષમ ગ્રંથોરૂપે ઉપયોગક અને યાદગાર બની ગયા પઢતા પંડિત ની લખતા લહિયો (લેખક) થાય — એ લોકોક્તિ શ્રી મોતીચંદભાઈના જીવનમાં પૂર્ણપણે સાચી પડેલી દેખાય છે તેઓ જન્મથી પંડિત કે લેખક હતા કે નહી એવા પ્રશ્નને એમણે જાણે પોતાને માટે અવકાશ જ રહેવા દીધો નહીં વિવિધ વિષયના સેંકડો ગ્રંથો વાંચતા વાંચતા તેઓ બહુશ્રુત વિદ્વાન બની ગયા હતા અને વિચારપૂર્વક નિયમિત લખતા લખતા તેઓ સિદ્ધહસ્ત લેખક બની ગયા હતા

## સાહિત્યસર્જન પાછળની દૃષ્ટિ

સાહિત્યસર્જનમા એમની એક દૃષ્ટિ સમાજને વહેમોથી મુક્ત કરવાની હતી ' જૈન દૃષ્ટિએ યોગ" ના 'આમુખ'મા શરૂઆતમાં જ તેઓ કહે છે કે —

> યોગી, જોગી સન્યાસી વેરાગી એ નામથી ઓળખાતા થયેલાઓમા જાણે કાઈ જડીબુટ્ટીનો ચમત્કાર હોય તેઓ ભભૂતિ નાખી દેનારા હોય કુદરતની અગમ્ય સત્તાને વશ કરનારા હોય એવો ખ્યાલ લોકોમા બેસી ગયો છે સ્વાર્થ સાધવાની ઇચ્છાવાળા સાસારિક વસ્તુઓ કે વિખ્યાતિની ઓળખાણવાળા અને લોકોના વહેમ અને વ્યુદ્ગ્રાહ ઉપર આજીવિકા ચલાવનારાઓએ લોકોના આ ખોટા વિચારને ઉત્તેજન આપવા ઘણુ કર્યુ છે એમ જણાય છે આ ખ્યાલ તદ્દન ખોટો છે યોગ જે મોક્ષપ્રાપ્તિનો પરમસિદ્ધ ઉપાય છે તેને જડીબુટ્ટી કે ચમત્કાર સાથે ખાસ સબધ નથી અને બરાબર વિચાર કરતા લબ્ધિ અને સિદ્ધિઓ પરભાવમા રમણના બતાવનાર છે, અને આત્માનો અધ પાત કરાવનાર છે તેમજ વિશિષ્ટ પુરુષો તેનો ખાસ કારણ વગર ઉપયોગ કરતા નથી એમ શાસ્ત્રદૃષ્ટિએ બતાવવાની ઘણી જરૂર લાગી

શ્રી મોતીચદભાઈના અનેકમુખી વિકાસમા દરેક વસ્તુને સમજવાની જિજ્ઞાસા અને ઉદાર-સરળ, ઉઘાડી-બુદ્ધિએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે માણસે મુસાફરી કઈ દૃષ્ટિએ કરવી જોઈએ એનુ સૂચન કરતા 'યુરોપના સંસ્મરણો' ના આમુખમા તેઓ યથાર્થ કહે છે કે—

> 'મુસાફરી આખ ઉઘાડી રાખીને કરવાની જરૂર છે દેશમા ત્યાથી ઘણું લઈ આવવા જેવુ છે, રીતરિવાજો સરખાવવા યોગ છે સમાજ-બધારણ વિચારવા જેવા છે મોજશોખ ખાતર પ્રવાસ કરવા જાય તે કરતા જો શીખવાની નજરે જાય તો સહાનુભૂતિપૂર્વક કરેલ અવલોકન દેશને ઘણી રીતે લાભ કરી થાય તેમ છે એવો મને અનુભવ થયો છે"

જે વાત પ્રવાસને માટે સાચી છે તે જ વાત સમગ્ર જીવનના વિકાસને માટે પણ એટલી જ સાચી અને જરૂરી છે બુદ્ધિ અસરાઈ સકુચિત થઈ કે કુઠિત થઈ તો તત્ત્વની વાત ચિત્તમા પેસતી અટકી જ ગઈ સમજો!

એમની કલમની કટાક્ષ છે કે છેલ્લીમાલી એક લખી શકાય એવી પ્રચાર તે વ્યાપારકૌશલ્ય પુસ્તકનુ તા ૨૩-૬-૧૮૫૦ના ગ્રંજ લખાયેલ પ્રાર ભિક નિવેદન કોઈ પણ વિષયને સરળતાપૂર્વક—સૌ સહેલાઈથી સમજી શકે એવી રીતે — રજૂ કરવાની એમની ખાસ ટેવ હતી વ્યાપારકૌશલ્ય પુસ્તક કેવી રીતે તેઓએ લખ્યુ છે તે અંગે તેઓ નિવેદનમા કહે છે કે —

> ' ગુજરાતી ચાર ચોપડી ભણેલ છોકરી હોય તે પણ તે લેખને સમજી શકે એક પણ અઘરા શબ્દ તેના લખાણમા ન આવે તેની ચીવટ રાખવી કેટલાક ગુજરાતી લેખકોની રીત હતી કે તેઓ સસ્કૃતમય-જડબાતોડ ગુજરાતી ભાષા લખતા હતા તેને આહ્વાનરૂપે આ નિયમ રાખ્યો હતો

અને સાહિત્યસેવા અને સાહિત્યસર્જનની ધૂને એમને માદગીમા પણ જીવનનો કેવો સધિયારો આપ્યો હતો તે તેમના ઉપર્યુક્ત નિવેદનના નીચેના શબ્દો ઉપરથી જાણી શકાય છે —

> અને મારી ફુરસદને પણ એક કામ મળતુ હોઈ અને છેલ્લી માદગીમા આખ અને મગજ અબાધિત રહ્યા તેનો પૂરતો લાભ લેવાનુ અને તે દ્વારા વ્યાપારીવર્ગની સેવા કરવાનુ યોગ્ય લાગ્યુ '

શ્રી મોતીચંદભાઈને માઈ ભને ?? અર્થમાં અધ્યાત્મી ન કહે પણ એમનું જીવન કાર્યપરાયણતાથી સુરભિત ધર્મપરાયણતાના અધ્યાત્મમાર્ગે જ વહેતું હતું, અને જરાય પ્રમાદને સેવ્યા વગર નિર્મળ સરિતાની જેમ કર્તવ્યને માર્ગે સદા વહેતું રહ્યું હતું

## સ્વર્ગગમન

પોતાની અનેકવિધ સેવાઓ અને સાહિત્યકૃતિઓ દ્વારા પોતાના ચિત્તને આહ્લાદિત અને સમાજને આભારિત કરીને અને વિશ્રાંતિના સાચા અધિકારી બનીને, ૭૭ વર્ષની વયે મુંબઈમાં, તા ૨૭-૩-૧૯૫૧ ના રોજ (વિ સ ૨૦૦૭ના ફાગણ વદિ પાંચમે) શ્રી મોતીચંદભાઈ સ્વર્ગે સિધાવ્યા !

અવસાનના આગલે દિવસે જ શ્રી પરમાનંદભાઈ કાપડિયા અને શ્રી મોતીચંદભાઈ વચ્ચે એક સવાલ-જવાબ થયેલ તે જાણવા જેવો છે શ્રી પરમાનંદભાઈએ પૂછ્યું ' ભાઈ એક ખંડના સીમાડે ઊભેલા માણસને બીજા ખંડના પ્રદેશોની જેમ ઝાંખી થાય છે તેમ તમને મૃત્યુથી આગળના પ્રદેશની ઝાંખી થાય છે ખરી ? " શ્રી મોતીચંદભાઈએ જવાબમાં કહ્યું એવું તો કશું દેખાતું નથી પણ સદ્ગતિ તો થશે જ એમ મન કહે છે "

કલ્યાણ કરનારનું તો સદા કલ્યાણ જ થાય છે! આત્મકલ્યાણની આવી પ્રતીતિ ઉચ્ચારી તેના બીજે દિવસે જ તેઓ પોતાના ઉચ્ચ સ્થાન તરફ પ્રયાણ કરી ગયા!

તે દિવસે એમનો નશ્વરદેહ ભલે નષ્ટ થયો, એમના અક્ષરદેહને આપણે હંમેશા સંભારતા રહીશું, અને એક ઉપકારી તરીકે એમને અભિવાદન કરતા રહીશું

માદનપુર અમદાવાદ-૬
આષાઢી પૂર્ણિમા વિ સ ૨૦૨૦
તા ૨૪-૭-૧૯૬૪

—રતિલાલ દીપચંદ દેસાઈ

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| પ્રકાશકીય | | ૩ |
| દ્વિતીય ભાગની પ્રસ્તાવના | | ૫ |
| સંપાદકીય | | ૧૧ |
| પદોના પ્રણેતા અને પદોના વિવેચકને અંજલિ | | ૧૯ |
|     આત્મનિષ્ઠ યોગીરાજ શ્રી આનંદઘનજી | ૧૯ | |
|     સત્સંગમૂર્તિ શ્રી મોતીચંદભાઈ | ૨૩ | |
| અનુક્રમણિકા | | ૩૫ |
| પદોની પહેલી પંક્તિનો અકારાદિ અનુક્રમ | | ૩૮ |

## શ્રી આનંદઘનજીના પદો

| પદાંક | પદની પહેલી પંક્તિ | રાગ | કડી | પૃષ્ઠાંક | વિવેચન પૂરું કર્યાની તારીખ |
|---|---|---|---|---|---|
| ૫૧ | ભાદુકી રાત કાતી-સી વહે | ધમાલ | ૫ | ૩ | * |
| ૫૨ | મેરે પ્રાન આનંદઘન, તાન આનંદઘન | જયજયવંતી | ૩ | ૧૧ | * |
| ૫૩ | સારા દિન લગા હૈ બસીવાગેસૂ | સોરઠમુલતાની નટરાગિણી સટેલી | ૨ | ૧૭ | * |
| ૫૪ | મૂનડો થોડો ભાઈ! વ્યાજડો ઘણેરો | પ્રભાતી આશાવરી | ૩ | ૨૧ | * |
| ૫૫ | ચેતન! આપા કૈસે લહોઈ | ધન્યાશ્રી | ૨ | ૨૮ | * |
| ૫૬ | બાનુડી અમના જોર કિસ્યું કરે | ધન્યાશ્રી | ૫ | ૪૧ | * |
| ૫૭ | દેખો એક અપૂરવ ખેલા | આશાવરી | ૪ | ૪૯ | * |
| ૫૮ | પ્યારે આય મિલો કહા યેતે જાત | વસંત | ૫ | ૫૮ | * |
| ૫૯ | મોકૂ ગાજે કેરી કૃ તકો | કલ્યાણ | ૩ | ૬૫ | * |
| ૬૦ | અબ મેરે પતિ ગતિ દેવ નિરંજન | સારંગ | ૩ | ૭૩ | * |
| ૬૧ | મેરીસું તુમતે જુ કહા | જયજયવંતી | ૩ | ૮૨ | * |
| ૬૨ | પિયા બિન સુધ બુધ મુંદી હો | મારુ | ૬ | ૮૬ | * |
| ૬૩ | વ્રજનાથ સેં સુનાથ બિણ | મારુ | ૧૮ | ૯૬ | જાન્યુ ૧૯૪૨ |
| ૬૪ | અબ જાગો પરમ ગુરુ | વસંત | ૫ | ૧૦૯ | ફેબ્રુ૦ ૧૯૪૨ |
| ૬૫ | સાખી રાશ શશિ તારા કલા | સાખી | ૧ | ૧૧૩ | ૫-૩-૪૨ |
| | પદ પીયા બિન કૌન મિટાવે રે | ગોડી | ૫ | ૧૧૬ | ૫-૩-૪૨ |
| ૬૬ | સાધુ ભાઈ! અપના રૂપ દેખા | આશાવરી | ૨ | ૧૨૫ | ૨૨-૩-૪૨ |
| ૬૭ | રામ કહો રહેમાન કહો | આશાવરી | ૪ | ૧૩૪ | એપ્રિલ ૧૯૨૪ |
| ૬૮ | સાધુસંગતિ બિનુ કૈસે પૈઈએ | આશાવરી | ૪ | ૧૪૭ | મે ૧૯૪૨ |
| ૬૯ | પ્રીતકી રીત નહિ હો પ્રીતમ | અલહિયો વેલાવલ | ૩ | ૧૫૪ | ૨૯-૫-૪૨ |
| ૭૦ | પૂર્વાર્ધ-સાખી આતમ અનુભવ રસકથા | સાખી | ૧ | ૧૫૯ | ૧૫-૧૦-૪૨ |
| | ઉત્તરાર્ધ-પદ ઊભીને લાગત નરમ કહે | વસંત-ધમાલ | ૪ | ૧૬૮ | ૧૧-૭-૪૨ |

| પદાંક | પદની પહેલી પંક્તિ | રાગ | કડી | પૃષ્ઠાંક | વિવેચન પૂરું કર્યાની તારીખ |
|---|---|---|---|---|---|
| ૯૬ | અરી મેરી નાહેરી અતિવારો | ધનાશ્રી | ૨ | ૩૭૫ | ૧૦–૭–૪૪ |
| ૯૭ | યા પુદ્ગલકા ક્યા વિસવાસા | કલ્યાણ | ૨ | ૩૭૯ | ૨૪–૪–૪૪ |
| | બીજું વિવેચન | — | — | ૩૮૬ | ૧૯–૨–૪૩ |
| ૯૮ | અવધૂ સૌ જોગી ગુરુ મેરા | આશાવરી | ૬ | ૩૯૦ | માર્ચ ૧૯૪૩ |
| ૯૯ | અવધૂ ઐસો જ્ઞાન વિચારી | આશાવરી | ૬ | ૪૦૬ | ૧૨–૬–૪૩ |
| ૧૦૦ | બેહેર બેહેર નહિ આવે અવસર | આશાવરી | ૫ | ૪૩૨ | * |
| ૧૦૧ | મનુ પ્યારા મનુ પ્યારા રિખવદેવ મનુ પ્યારા | આશાવરી | ૪ | ૪૩૭ | ૨૮–૯–૪૩ |
| ૧૦૨ | એ જિનકે પાય લાગ રે | કાફી | ૩ | ૪૪૫ | ૧૭–૧–૪૩ |
| ૧૦૩ | પ્રભુ ભજ લે મેરા દિલ રાજી રે | નથી આપ્યો | ૩ | ૪૫૧ | ૨૨–૧૨–૪૨ |
| ૧૦૪ | હઠીની આખ્યા ટેક ન મેટે | આશાવરી | ૪ | ૪૫૫ | ૩૦–૧૦–૪૩ |
| ૧૦૫ | અવધૂ વૈરાગ્ય બેટા જાયા | આશાવરી | ૪ | ૪૬૩ | ૨૬–૭–૪૩ |
| ૧૦૬ | મિન ગુન ભયો રે ઉદાસી ભમરા | નટ | ૩ | ૪૭૩ | ૬–૨–૪૩ |
| ૧૦૭ | તુમ જ્ઞાન વિભો ફૂલી વસંત | વસંત | ૪ | ૪૭૮ | ૧૭–૯–૪૩ |
| ૧૦૮ | તજ મન હરિવિમુખનકો સંગ | નથી આપ્યો | ૩ | ૪૮૪ | ૨૮–૧–૪૩ |
| | પરિશિષ્ટ ૧ પૂરવણી પદ મેરે એ પ્રભુ ચાહિયે વેનાવળ | | ૩ | ૪૯૧ | ૨૪–૬–૪૩ |
| | પરિશિષ્ટ ૨ હરિયાળી અથવા અવળવાણી | | | ૪૯૭ | ૭–૩–૬૫ |
| | પરિશિષ્ટ ૩ શ્રી વિનયવિજયજીકૃત શ્રી વીરજિનનું પાંચ સમવાયકારણનું સ્તવન | | | ૫૦૩ | |
| | પરિશિષ્ટ ૪ વિવેચનમાં આવતા અવતરણો | | | ૫૦૮ | |
| | પરિશિષ્ટ ૫ મૂળ પદો | | | ૫૧૩ | |
| | શુદ્ધિપત્ર | | | ૫૩૩ | |


**નોંધ**—(૧) વિવેચન પૂરું કર્યાની તારીખના ખાનામાં જ્યાં આવું નિશાન કરેલ છે તે પ૧ થી ૬૨ સુધીના પદો તથા ૧૦૦મું પદ એમ કુલ તેર પદો અને એનું વિવેચન ભાવનગરના 'શ્રી જૈન ધર્મ પ્રકાશ' માસિકમાં પ્રગટ થયેલ હોવાથી તેની લખ્યા તારીખ મળી શકી નથી આ પદો અને વિવેચન 'શ્રી જૈન ધર્મ પ્રકાશ'ના નીચે મુજબ અંકોમાં પ્રગટ થયા હતા —

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ | પ૧—વિ સ | ૧૯૯૦ | વૈશાખ | પદ | પ૮—વિ સ | ૧૯૯૮ જેઠ તથા |
| પદ | પર—વિ સ | ૧૯૯૦ | અસાડ | | | અસાડ |
| પ | પ૩—વિ સ | ૧૯૯૧ | કારતક | પદ | પ૯—વિ સ | ૧૯૯૮, શ્રાવણ તથા |
| પ | પ૪— | (જાણવા મળેલ નથી) | | | | ભાદરવો |
| પદ | પપ—વિ સ | ૧૯૯૭ | શ્રાવણ તથા ભાદરવો | પદ | ૬૦—વિ સ | ૧૯૯૮ આસો તથા ૧૯૯૯ કારતક |
| પદ | પ૬—વિ સ | ૧૯૯૭ | વૈશાખ તથા જેઠ | પદ | ૬૧—વિ સ | ૧૯૯૯ પોષ |
| | | | | પદ | ૬૨—વિ સ | ૧૯૯૯, વૈશાખ જેઠ તથા અસાડ |
| પ | પ૭—વિ સ | ૧૯૯૮ | ચૈત્ર તથા વૈશાખ | પદ | ૧૦૦—વિ સ | ૧૯૯૪, માહ |

(૨) પદ ૭૧ તથા ૮૦નું વિવેચન લખ્યાની તારીખ, લખાણનું આગળનું પાનું સચવાયું નહીં હોવાથી, મળી શકી નથી

# શ્રી આનંદઘનજીનાં પદો

[ શબ્દાર્થ, પાઠાંતર, અર્થ તથા વિવેચન સહિત ]

## ભાગ બીજો



॥ ॐ परमात्मने नमः ॥

## પદ એકાવનમુ

ભૂમિકા—ઓગણપચાસમા પદમા ચેતના પોતાના પતિનો મેળાપ કરવા યાચના કરતી જોવામા આવી એની વિરહદશાનો એણે લાક્ષણિક ખ્યાલ આપ્યો એ આખા પદમા વિરહકાળ ભોગવતી આર્યહૃદયાનુ આબેહૂબ ચિત્ર રજૂ કરી તેમા વિશિષ્ટ રહસ્ય દૃશ્ય કર્યું છે

હવે જરા પચાસમા-પ્રથમ ભાગના છેલ્લા-પદ પર નજર નાખી જઈએ

વિરહી ચેતના પોતાના પતિનો 'શુદ્ધ નિરંજન નાથ'નો, 'આનંદઘન'નો મેળાપ કરવા ઘણી આતુર છે, પણ દારૂના ઘેનમા પડેલા ચેતનજીને 'દેહ' કે 'ગેહ'નુ ભાન નથી, 'સ્નેહ' (નેહ)નો તંતુ એનામાથી આગમી ગયો છે અને એ સુમતિ કે ચેતનાને કદી યાદ પણ કરતા નથી, એટલે વિરહઘેલી વામા 'અનુભવ' નામના એક મિત્રને બોલાવી પતિને કેમ મનાવવા તે સબધી સૂચના કરે છે આમા વર્તમાન પતિ સબધી સ્થિતિનું જ્ઞાન, મમત્વવટની નીતિ રીતિનુ જ્ઞાન અને પતિવ્રતાને યોગ્ય આતર સૂચિત છે એનો આતરલય વિશિષ્ટ અધ્યાત્મમય છે એ છેવટે પતિને મળવાની તાલાવેલી બતાવી, પૂરતી ભલામણ કરવા સાથે, છેવટે જરા જોસથી એમ પણ કહી દે છે કે કા તો પતિને મેળવી આપ અને નહિ તો તુ પણ ધનાશ્રી કર-ચાલતો થા! મમતા અને અનુભવનો સબધ શુદ્ધ ચેતનરાજ સાથે એવો છે કે એમા આ સર્વ ભાવ બેસે છે આવા આવા પ્રયત્નો સમતાએ-સુમતિએ પતિને મળવા કર્યા એના મનના કોડ પતિને આનદ સ્વરૂપે મળવાના છે એ ધ્યાનમા રહે પણ પતિરાજ તો હજુ નાટકમા પડ્યા છે એ તો કોઈ વખત શક્ર (ઇંદ્ર)નો વેશ લે છે, તો કોઈ વખત ફેંકી દેવા યોગ્ય છાશનો આકાર લે છે અને અનેક વખત એ ખોટા ખાતા ખતવવા મડી પડે છે એ પોતાને માથે ઘણું (કર્મરૂપ) દેવુ હોવા છતા કરજ વધારતા જ જાય છે અને વધારે વધારે ભારે થતા જાય છે આવી એ ચેતનરાજની વર્તમાન સ્થિતિ થઈ રહી છે આવી સ્થિતિમા આપણે સમતા અને ચેતનરાજને પચાસમા પદની આખરે મૂકી આવ્યા

હવે આપણે ચાલુ પદ પર આવીએ

આ પદ યોગભાવમા લખાયેલુ છે એમા બહુ પ્રચ્છન્ન ભાવ ભરેલો છે એમા ધ્યાનનો પ્રાગતિક રસ્તો બતાવ્યો છે તે આપણે હમણા જ જોઈશુ પ્રથમ ભાદ્રપદ માસની અધારી રાત્રી શી ચીજ છે તે સમજીએ એ અતિ દારુણ રાત્રી વર્તતી હોય ત્યારે ચારે તરફ અધકાર લાગે છે, એમા કોઈ વસ્તુનો સાચો ખ્યાલ આવતો નથી શરીરપ્રવૃત્તિ, બહારની સ્થૂળ અગવડોને કારણે, થઈ શકતી નથી અને ચિત્તમા ભારે વ્યગ્રતા લાગ્યા કરે છે આવા પ્રકારની રાત્રી એટલે શુ? એ ચેતનની વિભાવદશા ... સુધી ચેતન પરવસ્તુને પોતાની માને છે અને તેમા રમણ કરવામા આનદ માને છે, ... ભાદ્રપદ માસની રાતો જ વર્ત્યા કરે છે એ

દશાનું સ્પષ્ટ પૃથક્કરણ કરી શકાય છે અને તેમ કરીને એને બન્ને દશામાં બરાબર ઓળખવાની આવશ્યકતા છે આ પદમાં સ્વભાવદશાની ચેતના પરભાવમાં રમણ કરતા ચેતનને યાદ કરી વસ્તુસ્વરૂપનું ભાન કરાવે છે અને એનું સુંદર પરિણામ આવે છે

આ પદમાં જે વિશિષ્ટ ભાવ વ્યવહારુ નજરે મૂક્યો છે અને તેમાં ચેતનની વિશિષ્ટ પરિસ્થિતિ સુધી નજર પહોંચાડી છે, તે બરાબર સમજવા યોગ્ય છે શુદ્ધ દશા ચેતનને અત્યારે દૂરથી જુએ છે એ નિર્માલ્ય સંસારરમમાં અટખટી રહ્યો છે, એને ધન, પુત્ર, પત્ની, વૈભવ પર પ્રેમ આવે છે, એને ખાવાપીવામાં, નાચવાકૂદવામાં, નાટક સિનેમા જોવામાં રસ પડે છે, એને મોટરગાડીમાં ફરવામાં જીવનના લહાવા દેખાય છે, એને ધંધા કરવામાં એકતાન થાય છે, એને જ્ઞાન, ભક્તિ, ક્રિયામાં જરા રસ લાગે છે તોપણ ત્યાં તાદાત્મ્યનો અભાવ, અલ્પભાવ કે વિરલતા દેખાય છે આવી પરિસ્થિતિ અનંત ગુણના ધણીની જોઈ વિશિષ્ટ ચેતના ખૂબ ખેદ કરે છે અત્યારે પતિ એવી દશામાં વર્તે છે કે એને પોતાના ખરા કોણ છે તેનો ખ્યાલ પણ બરાબર આવતો નથી પતિની આવી દશા વર્તે એ વિશિષ્ટ ચેતનાની દૃષ્ટિએ ભાદરવા મહિનાની ઘોર અંધારી મેઘલી રાત છે એ રાત્રિમાં—એ વિવેકવિહીન દશામાં—શુદ્ધ ચેતનાને કેવા કેવા વિચારો આવે છે, તેનું અત્રે વિવેચન કર્યું છે

એ વર્ણન કરવા પહેલાં 'વિવેક' શું છે તે જરા તપાસી જઈએ આપણે નોંઝમા પદમાં મિત્ર વિવેકને બાજુ પર સાભળ્યો છે (પૃષ્ઠ ૨૨૮) આ જીવનમાં 'વિવેક'ને જો બરાબર ઓળખાય તો બેડો પાર થતાં વાર લાગે તેમ નથી વાત એ છે કે આ ચેતન—પ્રાણી પોતાનું શું છે, પારકું શું છે, તેનું ભાન ભૂલી ગયો છે જે ઘર, વસ્તુ ધન આદિને એ પોતાના માને છે તેનો તેની સાથે અલ્પ કાળનો સંબંધ હોઈ તે તેના નથી તે જ પ્રમાણે સ્નેહસંબંધ કે સગપણ અલ્પ કાળના છે તેના જે પાનો હોય તેને પોતાના ન કહી શકાય આપણી નજરે આપણા અંતરંગના [ છેક નજીકના ] સ્નેહીઓ ચાલ્યા ગયા, અને આપણે બેસી રહ્યા જીવનમાં એ ઉપગત સ્નેહસંબંધની અનિત્યતા બતાવનાર પાર વગરના પ્રસંગો આપણે અનુભવ્યા ભાઈ—ભાઈના કલેશો, પિતા—પુત્રના કલેશો, મિત્ર—મિત્રના કલેશો અને એવા એવા અનેક પ્રસંગો પ્રત્યેકે એટલા અનુભવ્યા હશે કે આ જીવનમાં કોને પોતાના માનવા અને કોને પર માનવા એની શંકા પડી જાય તેમ છે જેને આવા અનુભવો નજરે ન પડ્યા હોય તેમને અહીં જણાવી દેવું પ્રાસંગિક ગણાય કે આ જીવનમાં સ્થાયી સંબંધની આશા રાખવી, એ પાયા વગરના મહેલને રચવાના મનોરથ તુલ્ય છે

ધનની અસ્થિરતા તો આ કાળમાં બહુ બતાવવી પડે તેમ નથી આવી રીતે જે શરીરને અનેક ઉપચારોથી પોતાનું માની પોષવામાં આવે છે તે અનેક વાર દગો દે છે, અને, બીજાઓના સંબંધમાં બનતું જોયું છે તેમ, અંતે એ અહીં પડ્યું રહે છે

આવી રીતે શરીરથી માંડી સર્વ વસ્તુ અને સર્વ સંબંધીઓનો પ્રસંગ અલ્પ કાળનો છે, એ સમજી લેવું, એ વિવેકજ્ઞાનનો પ્રથમ પાયો છે એ સર્વ સંબંધો, વસ્તુઓ અને

દેહથી પર એક અવિચળ શાશ્વત તત્ત્વ છે એ તત્ત્વ તે ચેતન, આત્મા છે એ અમર છે, નિત્ય છે, વ્યવહારથી કર્મનો કર્તા અને ભોક્તા છે, પણ એના મૂળ સ્વરૂપે એ અનંત જ્ઞાન દર્શન–ચારિત્રમય છે અને એના પરથી કર્મના આવરણો દૂર થાય ત્યારે એ નિજગુણનો ભોક્તા છે એ આત્માને બરાબર ઓળખવો એ વિવેકનો બાજો પાયો છે આ બે મુદ્દાની વાત છે

વિવેક એટલે સ્વપરનુ વિવેચન સ્વ એટલે આત્મા, પર એટલે એ સિવાયની દેહાદિ સર્વ વસ્તુઓ આ સ્વને અને પરને ઓળખાય, એને વિવેકજ્ઞાન કહેવામા આવે છે એ વિવેકજ્ઞાન પ્રમાણે વર્તન થાય તેને ચારિત્ર કહેવામા આવે છે એમા સ્વનો સ્વીકાર અને પરનો ત્યાગ એ અંતિમ ધ્યેય છે એને પ્રાપ્ત કરવા માટે અનેક સાધનો, અનુષ્ઠાનો, ધ્યાનો, ત્યાગ અને ક્રિયાની યોજના કરવામા આવી છે

વિવિધ કર્મના યોગે, અત્યંત વિશુદ્ધ ચેતન અત્યારે દુર્દશામા વર્તે છે એ કર્મને વશ પડી જઈ પરભાવમા રમણ કરે છે અને પછી એ એવા વેશ ભજવે છે કે જેનુ વર્ણન કરવુ એટલે આખી દુનિયાના વિચિત્ર ભાવોનુ વર્ણન કરવા જેવુ મહાભારત કામ થાય આપણે અનેક પ્રાણીઓના વર્તન જોઈએ છીએ અને અનેક પ્રકારના અભિપ્રાયો તે પર આપવા લલચાઈએ છીએ [ પણ ] એ વખતે આપણે [ પોતે ] વિકાસક્રમની કઈ કક્ષામા છીએ, તેનો બહુધા વિચાર જ કરતા નથી અથવા બહુ ઓછો કરીએ છીએ

આવી સ્થિતિમા વર્તતા ચેતનમા સત્તાગતે શુદ્ધ ચેતના ઘણી ઊંડાણમા રહેલી હોય છે તે જો કર્મથી સાચો ત્રાસ પામે તો એનામા સર્વ કર્મનો ક્ષય કરી શુદ્ધ દશા પ્રાપ્ત કરવાની શક્તિ છે એ શક્તિનો વિશિષ્ટ સાધનો દ્વારા એ ઉપયોગ કરે તો એની દશા ધીમે ધીમે ફરતી જાય અને અંતે એ વિશુદ્ધ સ્થાન પ્રાપ્ત કરે

એ સત્તાગત રહેલ વિશુદ્ધ ચૈતન્ય ભાવ, એને બહારથી લેવા જવાનો નથી, એ તો એની પાસેની ચીજ છે, માત્ર અંદર રહેલ છે તેને પ્રગટ કરવાની છે એની અંદર ઝળહળતો પ્રકાશભાનુ છે એની આડા આચ્છાદનો લાગી ગયેલા છે તેને દૂર કરી દીપકજ્યોતને પ્રકટ કરવાની છે આ અંદર ઝગઝગતી જ્યોત તે શુદ્ધ ચેતના છે એ શુદ્ધ ચૈતન્યદશાને અત્ર એની પત્નીનુ રૂપક આપ્યું છે એ વિશુદ્ધ દશા અત્યારે સત્તામા–ગૂઢ આચ્છાદિત સ્થિતિમા–છે

એ શુદ્ધ ચેતના પતિનો ખરો વિરહ ખમે છે એને પતિની વર્તમાન દશા જોઈ–વિચારી ભારે શોક થાય છે એ જેમ જેમ પતિની વર્તમાન દશાનો વિચાર કરે છે, તેમ તેમ એને વિરહદશા આકરી લાગે છે એ શુ જુએ છે ?

એના પતિ અત્યારે મનુષ્ય થયા છે, એને સુંદર શરીર મળ્યું છે, ખાવા પીવાનુ મળ્યુ છે, પહેરવા કપડા મળ્યા છે, રહેવાનુ સ્થાન મળ્યુ છે આ સર્વને પરિણામે એ ખાવા પીવામા લહેર કરે છે, સુંદર કપડા પહેરવામા ગૌરવ માને છે, ધન કમાવામા જીવનનુ સાર્થક માને છે, અને આવા આવા નાટકો કરે છે એની વાત એ છે કે એ બાહ્ય ભાવમા એટલો

બધી આસક્ત થઈ ગયો છે કે એ સિવાય એને બીજુ કશુ સૂઝતું નથી પતિરાજ અંદર જોતા નથી, એની પતિપ્રાણા પત્નીનો ખ્યાલ કરતા નથી.

સ્ત્રી અસાધારણ ગુણવાળી છે, મહાપતિવ્રતા છે, આર્યહૃદયા છે એ અહર્નિશ પતિનો જ વિચાર કરે છે એના બોલવા–ચાલવા–હરવા–ફરવામા પતિ સિવાય બીજી ચીજ નથી આ દશામા વર્તતી શુદ્ધ આત્મદશા–વિશુદ્ધ ચેતના–અત્યારે ભાદરવાની રાતો ગુજારે છે એ સ્થિતિ પતિની સંસારસ્થિતિને અપેક્ષાને થયેલી છે આવી અત્યંત વિલક્ષણ સ્થિતિમા એકનિષ્ઠાવાળી સ્ત્રીની શી દશા થાય તેનુ આ પદમા યૌગિક પદ્ધતિએ વિવેચન કર્યું છે

૫૬

( રાગ–ધમાલ )

भादुकी राती कातीसी वहे, छातीय छीन छीन छीना; भादुकी० १
प्रीतम सब छबी नीरखके हो, पीउ ! पीउ ! पीउ ! कीना,
वाही वीच चातक कर हो, प्रान हरे परवीना भादुकी० २

**અર્થ**—ભાદરવાની રાત કાતીના જેવી લાગે છે એ છાતીના તલ તલ જેવા ટુકડા કરી નાખે છે પ્રીતમની આખી છબી નીરખીને એ 'પિયુ ! પિયુ ! પિયુ !' કરવા લાગી. તે જ વખતે ચાતક (અવાજ) કરે તે (મારો) પ્રાણ હરણ કરવાને પ્રવીણ થયો (૧–૨)

**વિવેચન**—ભાદરવાની મેઘની રાત્રે પતિનો વિરહ વલ્લભાને વ્યાકુળ કરવા માટે પૂરતો છે પતિની છબી એની કલ્પનામા છે એમા એ પતિનુ વર્તમાન રૂપ અને એનુ શુદ્ધ મૂળ સ્વરૂપ જોઈ રહી છે એ રાગ, દ્વેષ, મોહનો નાશ થતા, કર્માવરણ દૂર થતા, પતિનુ સહજ રૂપ બરાબર જોઈ શકે છે એની સાથે મેળ ન ખાય તેવુ કદરૂપુ વર્તમાન રૂપ પણ એની સન્મુખ ખડુ થાય છે વિરહઘેલી લલના તે વખતે બોલી ઊઠે છે 'પિયુ ! પિયુ ! પિયુ !' 'મારા નાથ ! નાથ ! નાથ !' આ ઉદ્ગાર એની હૃદયદશા સૂચવે છે વિરહાતુર વલ્લભાનો આધાર આવા નિસાસાઓ છે, એમા નીકળતા ઉદ્ગાર છે અને એ વખતે થતી અંતર્દશા છે

---

પાઠાંતર—ભાદુ–ભાદુ* છીના–છીન સબ–સબિ નીરખકે–નરખી. પીઉ પીઉ પીઉ કીના–કહે હો, પીઉ પીઉ કીન પરવીના–પરવીન

શબ્દાર્થ—ભાદુકી = ભાદરવા માસની (ગુજરાતી શ્રાવણ માસની) રાતી = રાત્રી કાતી સી = કાતીના જેવી કાતી' નામનું હથિયાર આવે છે, તે મારવાથી જનાવરનું મરણ થાય છે એ જમૈયાને મળતુ હોય છે વહે = જાય, પસાર થાય છીન છીન = બહુ બારીક, નાના નાના ટુકડા. છીના = કાપી નાખે છે પ્રીતમ = પતિ. સબ = આખી સર્વાંગ નીરખકે = જોઈને કીના = કર્યો, અવાજ કર્યો વાહી બીચ = તે વખતે પાન હરે = જીવ લેવા માટે. પરવીના = પ્રવીણ શક્તિમાન.

---

* અહીં તેમ જ આગળ બધે જે જે શબ્દના બન્ને જે જે પાઠાંતર મળે છે તે આ રીતે મૂળ શબ્દની સાથે મૂકેલ છે —સંપાદક

એના ઉદ્ગારમા પતિ તરફ પ્રેમના દર્શન સાથે પતિની વર્તમાન સ્થિતિ તરફ અંતની શોકઊર્મિનો અવભાસ સ્પષ્ટ છે પણ એનો મુખ્ય ઉદ્દેશ તો પોતાની વિરહદશા પ્રદર્શિત કરવાનો જ છે એ હજુ એવા ઉદ્ગાર કાઢી રહી હતી, ત્યા ચાતકે અવાજ કર્યો એટલે શુદ્ધ ચેતનાને અંદરથી પ્રાણ નીકળી જતા હોય એવું દુ ખ થયુ

આ 'ચાતક' કોણ ?–એની ખરી શોધ કરવાની છે શુદ્ધ ચેતનાને પતિનું ખરુ સ્વરૂપ યાદ આપનાર વ્યક્તિ કા તો સ્વાનુભવ હોઈ શકે અથવા વિશિષ્ટ જ્ઞાની હોઈ શકે એ જ્યારે શુદ્ધ ચેતનગજનું સ્વરૂપ વ્યક્ત કરે અથવા દર્શાવે ત્યારે શુદ્ધ ચેતનાની અંતરવ્યથા, એના પતિની દશાના વર્તમાન સ્મરણે, જરૂર પ્રાણહરણ કરે તેવી આકરી થઈ જાય (૧–૨)

एक निसि प्रीतम नाउकी हो, विसर गई सुध नाउ;
चातक ! चतुर विना रही हो, पीउ पीउ पीउ पीउ पाउ        मादुकी० ३

**અર્થ**—એક રાત્રે પ્રીતમના નામને વીસરી ગઈ, એની સ્મૃતિ જ ન રહી પણ હે ચાતક ! 'પિયુ–પિયુ–પિયુ–પિયુ' (અવાજ) પામીને (પણ) ચતુરપતિ વગરની જ રહી (૩)

**વિવેચન**—એક રાત્રે તો એ ખરેખર પતિના વિરહથી એટલી વ્યાકુળ થઈ ગઈ કે એ પતિ નામની સ્મૃતિ–શુદ્ધિ પણ વીસરી ગઈ પ્રાણીને માથે હદથી વધારે ચાલુ દુ ખ પડે છે ત્યારે એ દુ ખમા એટલો તરબોળ થઈ જાય છે કે દુ ખને પણ ભૂલી જાય છે અતિ દુ ખમા સબડતા કોઈ પણ જીવને અવલોકતા આ મહાન સત્ય પ્રાપ્ત થાય છે તે વખતે વળી અનુભવે એને પતિની સ્મૃતિ આપી, પણ એની તો એ જ સ્થિતિ રહી પતિરાજ વગરની એ રાત્રી પણ ગઈ (૩)

एक समे आलापके हो, कीने अडाने गान,
सुघर वपीहा सुर धरे हो, देत है पीउ पीउ तान        मादुकी० ४

**અર્થ**—એક સમે–એક વખત–તે તો ડહાપણ વગરનો વિલાપ કર્યો, પણ બપૈયો સુઘડ હોઈ સૂર મેળવે છે–કેળવે છે, અને 'પિયુ–પિયુ' તાન (મારી સાથે) દે છે (૪)

**વિવેચન**—બપૈયાના મનથી તો ડહાપણ વગરનું એક વખતનું ગાન થયુ પણ આ વિરહાતુર વલ્લભાને એમા પણ સમાન દુ ખની સાથે પોતાના દુ ખની મિલાવટ કરવાની તક

---

પાઠાંતર—નાઉકી–નાઉનકી બીજી પંક્તિ અશુદ્ધ છે એક પ્રતમાં આ પ્રમાણે છે 'નીઉ ચતુર ચાતક વિના રહી હો પીઉ

શબ્દાર્થ—નિસિ = રાત્રે નાઉકી = નામની વિસર ગઈ = ભૂલી ગઈ, વીસરી ગઈ સુધ = સ્મૃતિ. ચતુર = પતિ. પાઉ = પ્રાપ્તા = પામીને

પાઠાંતર—સુઘર બપીહા–સુઘર પપીયા

શબ્દાર્થ—એક સમે = એક વખતે આલાપ = વિલાપ, બૂમ અડાને = વગર ડહાપણે કીને = કર્યો. સુઘર = સુઘડ. બપીહા = બપૈયો. (ગાનાર પક્ષી). ધરે = મેળવે, કેળવે તાન = સગીતનો શબ્દ છે

મળી બપૈયા ખરેખર સુઘડ છે એ પોતાનો સૂર ભેળવે છે અને તેમ કરીને ચેતના સાથે તાન પૂરે છે સંગીતમા તાન લેવાથી ગાનનુ માધુર્ય ખૂબ વધે છે એ જાણીતી વાત પર અત્ર ઉલ્લેખ છે જ્યારે પ્રેમનો ઉન્માદ થયા છે ત્યારે સરખાપણું ઊડી જાય છે ચાતકનો અવાજ સાંભળીને એ વિરહી સ્ત્રી પ્રાણ નીકળી જાય તેટલુ દુ ખ થવાની સભાવના કરે છે, તે જ બપૈયાનો અવાજ સાંભળીને જાણે તે પોતાના તાનમા સૂર પૂરતો હોય એવી કલ્પના વિરહધેલીને કરાવે છે (૪)

> रात विभाव विलात है हो, उदित सुभाव सुभान,
> सुमता साच मते मिले हो, आए 'आनन्दघन' मान         मादुडी० ५

**અર્થ**—વિભાગ (અંધારી) રાત ખપી જાય છે, વીતી જાય છે, અને સ્વભાવભાનુનો ઉદય થાય છે, એટલે સમતાના સાચા મત (સાન) મા આવીને આનંદના પૂર મળી ગયા, એમ તું માન, સમજ (૫)

**વિવેચન**—પણ એ તાનમા ભારે મજા આવી ગઈ પતિનો વિરહ આ શુદ્ધ ચેતનાના તાનમા જ દૂર થઈ ગયો જ્યારે ધ્યાનમા ધ્યાતા, ધ્યેય ને ધ્યાનની એકતાનતા થાય છે ત્યારે જે પરિણામ થાય તે અત્ર વાય છે શુદ્ધ ચેતનાની એકતાનતા અત્ર પતિરાજ તરફ થાય છે, પતિની વિભાવદશા પૂરી થાય છે, એ સ્વસ્વરૂપ જુએ છે, એને સ્વનો ખ્યાલ આવે છે, એ બાહ્ય વસ્તુની અસારતા જોઈ-જાણી-અનુભવી એને સાચી નજરે જુએ છે અને જેવો સાચો ખ્યાલ અંતર્દષ્ટિથી આ યો કે અંધારી રાત પૂરી થાય છે

અને રાત ગઈ એટલે સૂર્યનો પ્રકાશ થાય છે, ત્યા તો પછી સર્વ અવિદ્યાનો નાશ થઈ જાય છે, સંસારદશા ઊડી જાય છે, પછી બહાર જોવાની ટેવ પૂરી થઈ જાય છે અને બાહ્ય દશાને બદલે અંતરદૃષ્ટિ આવી જાય છે, સ્વ-પરનું વિવેચન થઈ જાય, સ્વને ઓળખાય અને સ્વીકારાય, પરને પિછાનાયા અને ત્યાગ કરાય અને એ માત્ર ઉપર ઉપરથી વાતો કરવા કે માત્ર જાણવારૂપે નહિ પણ વર્તન તરીકે પ્રાપ્ત થાય, એટલે રાત્રી પૂરી થઈ ગઈ, ભાનુનો ઉદય થયો અને શુદ્ધ ચેતનાનો આનંદઘન સાથે મેળાપ થયો, ચેતનાની લાંબા વખતની વિરહદશા પૂરી થઈ અને શુદ્ધ ચેતનાના મનોરથ સિદ્ધ થયા

અથવા ચેતના પોતાના મંદિરમા બેસી પતિવિરહના ગાન કરતા, નિઃશ્વાસ મૂકતા છેવટે કહે છે કે જ્યારે આ વિભાવગત પૂરી થશે અને વિવેકભાનુનો ઉદય થશે, ત્યારે

---

પાઠાંતર—સુભાન-સુભાનુ માન-માનુ

**શબ્દાર્થ**—વિભાવ = ભાવ પ્રકાશ વગરની અંધારી વિલાત = વીતી જાય છે, પસાર થઈ જાય છે સુભાવ = સુપ્રકાશવાળો સુભાન = સુભાનુ સૂર્ય સુમતા = સમતાના. સાચમતે = સાચો અભિપ્રાય સમ્યગ્જ્ઞાન આએ = આવીને આનંદઘન = આનંદનાં પૂર ... જો, વિચાર કરીને કર.

પદને લગભગ બરાબર મળતું આવે તેવું પદ ૪૧મું આ સાથે ખાસ વિચારવા યોગ્ય છે એ પદ પર ટબો પણ ઉપલબ્ધ થયો હતો આ બન્ને પદના ભાવના બહુ સામ્યતા હોઈ સદર પદનો અત્ર ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે આવું વ્યવહારના પતિપ્રેમી પત્નીને જેવું દુઃખ થાય તેવું અત્ર વર્ણવ્યું છે એની અંદર માત્ર ભાવ બહુ ઊંડો છે તે આપણું પદ-વિવેચનને અંતે વિચારશું હાલ તો આનંદઘનજીમાં વિરહી સ્ત્રીની કેવી દશા થાય છે તે વિચારી જઈએ

ચેતના અને સુમતિ સખીઓ છે અનુભવ-મિત્ર પાસે બેઠો છે ચેતના પતિના વિરહથી પોતાની કેવી દશા થઈ છે તેનો આછો ખ્યાલ એ સખીને આપે છે નજીકમાં બેઠેલ અનુભવ આ સર્વ હકીકત સાંભળે છે તેનું કામ છેવટે આવશે. ચેતના અને સમતા એક જેવી છે, સુમતિ જુદી સખી છે, પણ ચેતનરાજની સાથે એકમેક છે આવી ચેતના સુમતિ પાસે પોતાના મનના દુઃખની વાત કરે છે ચેતના કહે છે કે-પતિ વગર મારી તો શુદ્ધ અને બુદ્ધ સર્વ ખલાસ થઈ ગઈ છે શુદ્ધ એટલે શરીરની શુદ્ધિ અથવા ભાન, અને બુદ્ધ એટલે માનસિક બુદ્ધિ એટલે પતિરાજ વગર મારું સર્વ ભાનસાન હું ખોઈ બેઠી છું આવી દશા પ્રાણીની પોતાની મુરાદ પાર ન પડે ત્યારે થાય છે જ્યારે વિરહ દશાના પ્રાણી ઊંડા શોકમાં ગરકાવ થાય છે, ત્યારે એના શરીરનું ઠેકાણું રહેતું નથી, એના મનના આંદોલનો વિચારશક્તિના અંકુશ વગર આડાઅવળાં રખડ્યા કરે છે પુત્રના વિરહે માતાની, ભાઈના મરણે બહેનની અને મિત્રના વિયોગે મિત્રની જે દશા થાય છે તેવી પતિવિરહે ચેતનાની દશા થઈ છે

ચેતના કહે છે કે એક તો મારી પોતાની શુદ્ધ-બુદ્ધ નાશ પામી ગઈ, અને તે ઉપરાંત રાત્રિને વખતે વિરહરૂપ સર્પે જાગી આખી પથારીને ડગપડા વાસરનો બનાવી મૂકી આ રીતે દિવસના વખતમાં શુદ્ધબુદ્ધ ચાલી ગઈ અને રાત્રે સેજડીના વિરહભુજંગ હેરાનગતિ કર્યા કરે એટલે પતિવ્રતા સ્ત્રીની તો બરાબર ઉન્મત્ત દશા થઈ જાય પથારીમાં સર્પ પડ્યો હોય તો કેવી હાલત થાય તે કલ્પનાથી વિચારવા જેવી છે એક વખતે નિદ્રાનાશ (Insomnia નો વ્યાધિ થયો હોય તો પ્રાણીને જરા પણ શાંતિ થતી નથી, સર્પની હાજરી ભયંકર છે, તેમાં પણ સૂવાની પથારી નજીક એનો સળવળાટ શાંતિનો ભંગ કરે છે, એટલું જ નહિ પણ એક પડખે નિરાંતે સૂવા દેતો નથી આવી રીતે વિભાવ-રૂપ સર્પ જ્યારે શય્યાને ખૂંદી નાખે, ત્યારે ચેતનાની દશા કેવી થાય તેની સહજ કલ્પના કરી શકાય તેવું છે

વિરહી સ્ત્રીને દિવસના કરતાં પણ રાત્રિનો સમય વિતાડવો ભારે આકરો પડે છે એને પતિનાં સ્વપ્નાં આવે છે, એને તરંગોની પરંપરા ચાલે છે, એને આખા શરીરમાં બળતરા થતી લાગે છે અને એને જીવન અસહ્ય લાગે છે વિરહસર્પ તો કલ્પના માત્ર છે પણ જેમ સર્પ નિરાંતે સૂવા દેતો નથી, તેમ વિરહી સ્ત્રી જમણે પડખેથી ડાબે પડખે

અને ડાળે પડખેથી જમણે પડખે અમળાયા કરે છે, અને શારીરિક અસ્થિરતા વ્યક્ત કરે છે

વિભાવદશામા પ્રાણી વર્તતો હોય, એની દશા થોડો વખત સસાર તરફ થતી હોય અને કોઈવાર અતર ન્મુખ થવાની અણી પર હોય, ત્યારે ભારે અસ્તવ્યસ્ત પરિસ્થિતિ થાય છે સસારનો એક નાનો બનાવ એને આકુળવ્યાકુળ કરી મૂકે છે એને જાણે પોતાનુ કાઈ ખોવાઈ ગયુ હોય કે નાન પામ્યુ હોય એવુ લાગે છે અને પછી તો તે હાફળોફાફળો થઈ માથે હાથ દઈ પોક મૂકી રવા લાગી જાય છે અને અનેક ચેનચાળા કરે છે આ સર્વ વિરહભુજ ગની આસનતા, રાત્રિનો સમય અને સેજડીની પૂછામણ સાથે સરખાવવા યોગ્ય છે ચેતના ચેતનની જ છે, વિભાવના પણ ચેતનની છે અને અસ્તવ્યસ્ત વ્યાકુળતા પણ ચેતનજીના જ છે આ વિરહ ાળમા ચેતનાની જે દશા થાય છે તે વિરહી સ્ત્રીની પતિની ગેરહાજરીમા થતી દશા સાથે બરાબર બધબેસતી આવે છે (૧)

**भोयण पान क्था मिटी, किसकु कहु सुधी हो ?**
**आजकाल घर आनकी, जीउ आस विलुद्धी हो पिया० २**

**અર્થ** —ખાવાની અને પીવાની વાત તો ટળી ગઈ છે, સાભરતી પણ નથી, પછી એની વાત સીધી-સમી રીતે કોને કહુ ? (મારા નાથ) આજે કે કાલે ઘરે આવશે એ આશાને બધનબીને ટગાઈ-લટકી રહી છુ (એટલી આશા ન હોત તો પ્રાણ પણ ટકત નહીં ) (૨)

**વિવેચન**—રાત્રિના વખતના શુદ્ધ ચેતનાની કેવી દશા થાય છે તે એણે વર્ણવી હવે ધોળે દહાડે એની કેવી દશા થાય છે તે પણ પોતે જ બતાવે છે ચેતના કહે છે કે મને તો ખાવુપીવુ ભાવતું નથી, એટલુ જ નહિ, પણ એ સબધી વાત પણ અટકી ગઈ છે જ્યારે પ્રાણીને એક વાતની લત લાગે છે ત્યારે એના ઉપર સર્વ મનોવૃત્તિઓ કેંદ્રિત થાય છે અને તે વખતે કોઈ ખાવાપીવાની વાત કરે તો એ કાન આડા હાથ દે છે અને 'એ વાત બોલતા જ નહિ' એવુ જણાવી દે છે

દરેક મહાકાવ્યમા વિરહનો એક પ્રસગ જરૂર આવે છે તે વખતે વિરહીની દશાનુ વર્ણન વાચ્યુ હોય તેને આ વર્ણન આબેહૂબ લાગે તેવુ છે લકાના બગીચામા સતી સીતાનુ વાલ્મીકિએ કરેલુ વર્ણન કે પવનજયપત્ની અજનાના બાવીશ વર્ષના વિરહને પ્રસગે થયેલી દશાનુ વર્ણન વાચતા રોમાચ ખડા થાય તેમ છે એને મળતુ વર્ણન અહીં

---

પાઠાતર—આનની-આવનમી જીઉ-જીવ

**શબ્દાર્થ**—ભોયણ=ભોજન ખાવાનુ, નક્કર ચીજનુ જમવુ તે પાન=પીણુ પ્રવાહી પદાર્થને પીવુ તે ક્થા=વાત મિટી=મટી ગઈ, ટળી ગઈ, બધ થઈ ગઈ કિસકુ=કોને સુધી=સીધી-સમી વાત આનકી=આવવાની, આવશે તેની જીઉ=જીવુ છુ આસ=આશાએ વિલુદ્ધી=વિલુબ્ધ બધાયેલી

યોગીરાજ દ્રઢ સુહાગણના માર્મિક શબ્દોમાં કરી નાખે છે પ્રાણીનો બધો પ્રયાસ ખાવા પીવા માટે હોય છે 'કપાળે કપાળે જુદી મતિ, પણ ખર બપોરે એક મતિ' એ કહેવતમાં ભાર અક્કલ છે જુદી જુદી દરેક બાબતમાં મતભેદ પડે, પણ ભૂખ લાગે ત્યારે ખાવું જોઈએ એ વાતમાં બે મત પડતા નથી પણ આ સાર્વજનિક કહેવતને વિરહી સ્ત્રી ખોટી પાડે છે એને ખાવું ભાવતું નથી, એની પાસે ખાવાપીવાની કોઈ વાત કરે તો તે તેને ગમતી નથી એટલે એ કહે છે કે જેની વાત પણ બંધ થઈ ગઈ છે તેની લીપી-લમી વાત બીજાને શું કહેવી? ખાવાપીવા સંબંધીની કે બીજી કોઈ વાત એને ગમતી નથી, એ તો પતિના નામની રટના અને એના વિરહથી પોતા પર વર્તેલી અસરના વિચારમાં ગરકાવ થઈ ગઈ છે

ત્યારે ગમે છે શું? મારા પતિરાજ આજે ઘરે આવશે, કાલે ઘરે આવશે—એ આશાના તાંતણા પર મારી જીવાદોરી ટીંગાઈ રહી છે આશા ઉપર જીવન છે શરીરમાં અનેક વ્યાધિઓ થયા હોય, વૈદ્ય કે ડોક્ટર કેસને અસાધ્યની કોટિમાં જાહેર કર્યો હોય, તો-પણ મનમાં રહે છે કે કદાચ સારું થઈ જશે લાખો રૂપિયા સટ્ટામાં ખોઈ બેઠા હોય તેને પણ તે પાછા મેળવવાની આશા હોય છે આશા ન હોય તો જીવનમાં પ્રકાશનો ઓળો પણ રહેતો નથી અને પછી જીવવાની હોંશ પણ રહેતી નથી (આ આશા અને 'આશા ઔરનકી કયા કીજે'માં બતાવેલી આશા તદ્દન જુદી ચીજ છે એ ધ્યાનમાં રાખવું[1]) મારા દિલમાં પૂરી આશા છે કે મારા પતિરાજ આજકાલ મારે મંદિરીએ પધારશે મારો વિરહકાળ પૂરો થશે અને મારે ત્યાં પતિમેળાપના હર્ષની નોબતોનો ગડગડાટ થશે અત્યારે તો આ આશાને દોરડે હું ટીંગાઈ રહી છું (૨)

> वेदन विरह अथाग है, पाणी नव नेजा हो,
> कौन हबीब तबीब है, टारे कर करेजा हो पिया० ३

**અર્થ**—વિરહ (વિયોગ)ની પીડા તો કાંઈ અથાગ છે, એનું નવ નેજા પાણી ચઢ્યું છે અને એ (વિરહ) હાથે કરીને કાળજાને કાઢી નાખે છે અથવા એ કાળજાને કળ

પાઠાંતર—હબીબ-તીબાબ કર-કરે

**શબ્દાર્થ**—વેદન=વેદના, પીડા વિરહ=વિયોગ અથાહ=અથાગ પાર વિનાની નેજા=વાંસડા, નિશાન કૌન=કોણ હબીબ=રહીમ જુનાની વૈદું કરનાર અથવા ગડગૂમડનું કામ કરનાર તબીબ=વૈદ્ય અથવા વૈદું કરનાર દવા ટારે=ભાંગી નાખે ટારે કર=કરીને, હાથે કરીને કરેજા=કલેજા, કાળજું અથવા કળ મૂર્છા, તમ્મર

૧ જુઓ પદ ૨૮મું પૃ ૨૫૧-૨૬૭ ત્યાં આ વિષય પર વિસ્તારથી સ્પષ્ટીકરણ કર્યું છે સાતમા પદમાં એક ભાખા આપી છે 'જાં આશા જગજીરકી' એના વિવેચનમાં આ વિષયની જરૂરી સ્પષ્ટતા થઈ ગઈ છે (પૃ ૬૯-૭૧ આનંદઘનપદરત્નાવલી ભાગ પ્રથમ) -વિવેચનકાર.

ચઢાવી દે છે એવા વિરહના રોગને શમાવે અથવા કાળજાની કળ ઉતારે એવો કોઈ હકીમ કે વૈદ્ય અથવા કોઈ ઇલાજ–ઉપાય છે? (૩)

**વિવેચન**—મારી વિરહની પીડા તો એટલી અપાર અને આકરી છે કે એનુ નવ નેજા પાણી ચઢયુ છે આ પીડાની મને તો કળ ચઢી ગઈ છે એને લઈને મારુ માથુ ભમે છે, અને મારુ ભાન ચાલ્યુ ગયું છે હવે તો એવો કોઈ હકીમ કે તબીબ મળે તો આ મારી કળ-મૂર્છાને ટાળે, દૂર કરે ચેતના તો અત્યારે પોતાની સુદ્ધબુધ ખોઈ બેઠી છે એટલે હકીમ કે તબીબ કોની પાસે જેવુ તે નક્કી કરી શકે તેવી સ્થિતિમા પણ નથી એટલે એ તો વલવલે છે કે એવો કોણ હકીમ કે તબીબ મળે કે જે આ મારા મનની કળ વાળી આપે, મારા અતરની કળને ટાળી નાખે કાળજાની કળ એટલે કલેજાની મૂર્છા, હૃદયના ઘા સમજવા માણસને શારીરિક ઘા વાગ્યો હોય તે તો કોઈ રીતે મટે છે, પણ હૃદયના ઘા વાગ્યા હોય તો તે ટળવા કે મટવા બહુ મુશ્કેલ છે ચેતના પૂછે છે કે એવો હકીમ કે તબીબ છે, જે મારા હૃદયની કળને ઠેકાણે લાવે, એને મટાડી આપે, એ કળ મટી જાય એવુ ઓસડ આપે?

અથવા 'કર'નો અર્થ હાથ કરીએ તો એ કાળજાને હાથે કરીને બહાર કાઢે–એવો પણ અર્થ થાય 'કાળજુ કરવુ' એટલે 'કાળજુ કાઢી નાખવુ' એવો અર્થ પણ શક્ય છે 'આ વિરહ છે તે હાથે (કર) કરીને કાળજાને કાઢી નાખે છે, તે વિરહના શોકને શમાવે–દૂર કરે–તેવો હકીમ કે ઇલાજ કોઈ છે?' આ પ્રમાણે અર્થ પ શ્રી ગભીરવિજયજીએ લખાવ્યો છે અને તે પણ બધબેસતો લાગે છે

વાત એ છે કે પતિપ્રેમમા શુદ્ધ ચેતનાને ચેતનરાજના રગઢગ જોઈ મૂઝવણ વધતી જાય છે, એની અસહ્ય વિરહદશાનો એના હૃદયને કારી ઘા વાગ્યો છે અને એમાથી બચવા માટે, એ સ્થિતિમાથી બહાર નીકળવા માટે, એ અનેક પ્રકારના તરવરાટ કરે છે (૩)

> गाल हथेळी लगाय के, सुरसिंधु समेली हो,
> असुअन नीर वहाय कें, सिंचु कर–वेली हो पिया० ૪

**અર્થ**—(વિરહની પીડાને પરિણામે) મારી હથેળીને લમણા પર લગાવી–મૂકીને હુ શોકસમુદ્રમા ડૂબી ગઈ છુ અને આસુની જળધારા વહેવડાવીને હુ મારા હાથની વેલડીને ભીજવી રહી છુ (૪)

---

પાઠાતર—સમેલી–સમેલી અસુઅન–અસુઅન સિંચુ–સીચો

શબ્દાર્થ—ગાલ=લમણા હથેળી=પજાનો સપાટ ભાગ લગાયકે=લગાવીને સુરસિંધુ=શોકસમુદ્ર (મા) સમેલી=ડૂબી ગઈ અસુઅન=આસુઓ (ના) પાણી જળ, જળવારા વહાય=વહેવરાવીને. સિંચુ=છાટુ, ભીજવુ કરવેલી=હાથો

**વિવેચન**—જ્યારે કોઈ નજીકના સગાનું મરણ થયું હોય અથવા લાંબો વિરહ થયો હોય ત્યારે માણસ શોકમાં પડી જાય છે, તે વખતે તે કપાળે કે ગાલે હાથ દઈને બેસે છે એ દેખાવમાં કે મુદ્રામાં કોઈને જોતાં એને કાંઈ મોટી મૂંઝવણ પડી હશે કે એના નજીકના સગા કે સ્નેહી મૂંઝવણમાં આવી પડ્યા હશે એવું જરૂર લાગે છે અને તે વખતે 'કેમ છો?' 'શી ચિંતામાં પડી ગયા છો?' વગેરે પ્રશ્નો સ્વાભાવિક છે

શુદ્ધ ચેતના કહે છે કે પોતે અત્યારે તો ગાલ પર પોતાની હથેળી લગાડીને આખી ને આખી [1]સુરસિંધુ—શોકસમુદ્ર—માં ડૂબી ગઈ છે એના ચહેરા પર જોયો તો જાણે ભારે મોટા દુઃખસાગરમાં એ ડૂબી ગઈ હોય એમ જણાશે. એની મુદ્રા, ગાલ પર લગાડેલી હથેળીથી, શોકનો ભાર દેખાડશે અને એને આખી ને આખી કોઈએ મોટા દુઃખના દરિયામાં ધકેલી હોય અને ત્યાં એકલી અટૂલી એ ગોથાં ખાતી હોય એવું એના બાહ્ય દેખાવ પરથી પણ લાગશે એણે પોતાની આંખમાંથી એટલાં આંસુ વહેવડાવ્યાં છે કે એનાથી એની હાથવેલડી જળથી સિંચાઈ ગઈ છે જ્યારે હથેળીએ હાથ મૂકવામાં આવે અને આંખમાંથી પાણી ચાલ્યાં જતાં હોય ત્યારે ગાલ પર લગાવેલ હાથ પર પાણીના રેલા ચાલે. ચેતનાના વિરહ શોકનો પાર નથી, એ ખૂબ રડે છે, એટલે એના રુદનના આંસુથી જાણે એની કરલતા સિંચાઈ જાય છે થોડા રુદને ગાલ ભીનાઈ જાય, વધારે રડે તો આંસુ ટપકે અને આ તો ધ્રૂસકે ધ્રૂસકે રડે છે, એટલે એના આંસુથી હાથ ભરાઈ જાય છે આ વિરહી આનું આબેહૂબ ચિત્ર છે (૪)

श्रावण-भादु घनघटा, बिच बीज झबूका हो,
सरिता सरवर सब भरे, मेरा घटसर सब सूका हो पिया० ५

**અર્થ**—શ્રાવણ-ભાદરવાના વાદળાંનો જમાવ થયો છે, વચ્ચે વચ્ચે વીજળી ઝબકારા મારે છે, નદી-નાળાંઓ અને તળાવો સર્વે ભરાઈ ગયા છે, (પણ) મારું હૃદય-સરોવર તો (વિરહને કારણે) તદ્દન સૂકું પડ્યું છે (૫)

---

પાઠાંતર—બિચ-બિચે સરિતા-સનિતા સર-સિર

શબ્દાર્થ—શ્રાવણ-ભાદુ = શ્રાવણ અને ભાદરવો વરસાદના મહિના ઘન=મેઘ વાદળાં ઘટા=ઝુંડ જમાવ, સમૂહ બિચ=વચ્ચે બીજ=વીજળી ઝબૂકા=ચમકારા દે છે ઝબકે છે સરિતા=નદી સરવર=સરોવર, તળાવ સબ=તદ્દન ભરે=ભરાઈ ગયા જનમાઈ ગયા ઘટસર=હૃદયરૂપ સરોવર સબ=સર્વે સૂકા=સુકાઈ ગયું છે ડૂબી પડ્યું છે

---

૧ સુરસિંધુ એટલે દેવલોકનો દરિયો સંભવે પણ દંતકથા પ્રમાણે આકાશમાં એવો દરિયો હોય એવું મારા જાણવામાં નથી દરિયા જેવી મોટી નદીને સિંધુ કહેવામાં આવે છે મોટા સમુદ્ર કહેવાય છે સિંધુ સમુદ્ર કહેવાય છે એમ આ આકાશગંગાને ઉદ્દેશીને કહ્યું હોય તે બનવાજોગ છે 'સમેતી'નો અર્થ 'ડૂબી' બરાબર છે અને સંબંધ પરથી તે અર્થ બેસે પણ છે આ અર્થ પં. શ્રી ગંભીરવિજયજીએ કર્યા પ્રમાણે છે

—વિવેચનકાર

**વિવેચન**—અત્યારે શ્રાવણ-ભાદરવો માસ વર્તે છે, આકાશ વાદળાથી ભરાઈ ગયું છે, ઘનઘટા ચારે તરફ છવાઈ રહી છે, આખી દુનિયા વરસાદથી લીલીછમ થઈ ગઈ છે, નદીઓ પોતાના પટથી દૂર દૂર ફેલાઈ જઈ પોતાના સમુદ્રપતિ તરફ દોડતી દેખાય છે આવી ઘનઘટા વચ્ચે વીજળી થાય છે, ચારે તરફ લીલી વનરાજી ફાલીફૂલી રહી છે, સરોવરમાં પાણી સમાતા નથી, તળાવો ભરાઈ ગયા છે, કૂવાઓ માથા સુધી આવી ગયા છે અને આખી કુદરત આનંદમાં આવી જઈ નાચતી હોય તેવી લીલીછમ દેખાય છે

આવે વખતે, જ્યારે કુદરત હસી રહી છે અને સરોવર ભરાઈ ગયા છે અને નદીઓ બે કાંઠે થઈ ગઈ છે ત્યારે, મારું હૃદયસરોવર તદ્દન સૂકાઈ ગયું છે એ સરોવરમાં નથી કલ્લોલ કે નથી રમઝટ સરોવરનો ઉલ્લાસ પૂરે તેવા પતિરાજ ઘેર આવતા ન હોય, એની બૈરીની કેવી દશા હોય ?

દુનિયાને શ્રાવણ-ભાદરવાનો કલ્લોલ થાય ત્યારે એને વિરહના અધારી રાતોમાં પોતાની આંખમાંથી શ્રાવણ-ભાદરવો રેલાવનાર હ્યા તેત્રીશમા પદમાં એવું કહ્યું છે 'ભાદું કાદો મેં કિયો પ્યારે, અસૂઅન ધાર વહાઈ' એટલે આંસુઓની ધાર વહાવીને મેં ભાદરવા મહિનાને કાદવવાળો કર્યો છે[1] આ હકીકત વહેવારુ છે અને વિરહી સ્ત્રીની દશાનો ખ્યાલ કરવાથી બરાબર સમજાય તેવી છે વાત એ છે કે પતિના વિરહે આર્ય સ્ત્રીને તો આખો સંસાર ખારો ધૂધવા થઈ પડે છે જ્યારે પૃથ્વી હિલોળે ચઢી છે, જ્યારે કુદરત આનંદ-પરમાનંદ રેલી રહી છે, જ્યારે વનરાજી ખીલી રહી છે, ત્યારે ચેતનાને ત્યાં સર્વ સૂકું છે, ઉલ્લાસહીન છે, દુ:ખદર્દમય છે ચારે બાજુ સરોવરો પાણીથી છલકાય છે ત્યારે ચેતનાનું હૃદયસરોવર સાવ સૂકું છે (૫)

> अनुभव बात बनाय के, कहे जैसी भावे हो,
> समता, टुक धीरज धरे, 'आनदघन' आव हो पिया० ६

**અર્થ**—(આવે વખતે) અનુભવ હકીકત બનાવીને મને જેવી વાત ગમે તેવી કહે છે સમતા ! થોડી ધીરજ ધારણ કર, આનંદઘન આવશે. (તારે મંદિરે પધારી તારો વિયોગ દૂર કરશે) (૬)

**વિવેચન**—પણ આશા અમર છે, એના તાંતણા પર જીવન ટકે છે અનુભવમિત્ર તે વખતે ચેતના પાસે આવે છે એ ભારે ચાલાક, ચમરાક અને આશાવાદી છે એ

---

પાઠાંતર—જેસી-જૈસી ધરે-ધરો

શબ્દાર્થ—બાત બનાય=વાત બનાવીને જૈસી=જેવી ભાવે=ગમે પસંદ આવે ટુક=જરા, થોડી ધીરજ=ધૈર્ય ધરે=ધારણ કર

---

[1] આનંદઘનપદરત્નાવલી પ્રથમ ભાગ પૃ ૩૧૯

ચેતનાને ધીરજ આપી એને નાસીપાસ થતી અટકાવે છે અને એને ટકાવી રાખવા બોલે છે —

બહેન સમતા! તું ગભરા નહિ, આમ હિંમત હાર નહિ, આમ શુદ્ધબુદ્ધ ખોઈને હેરાનપરેશાન થઈ જા નહિ અને આમ ઉજાગરા કરીને વલોપાત કર નહિ હું તને ખાસ આગ્રહ કરીને કહું છું કે તું ધીરજ ધર, થોડી હિંમત રાખ, થોડો વખત નભાવી લે અને મને લાગે છે કે આનંદઘન–તારા પ્રભુ ચેતનરાજ–ખુદ આનંદઘન–અનંત આનંદના સમૂહ–જરૂર તારે મંદિરે આવશે, આનંદ આનંદ થઈ રહેશે અને તારી વિરહની પીડા દૂર કરશે પતિરાજ ગમે તેટલા બહાર ભટકતા હશે, પણ અંતે એ સમજણના દરિયા છે એ કોઈક દિવસ પોતાનું ઘર સંભારશે, પોતાની ઘરવાળીને ઓળખશે, પોતાનાને જાણશે અને કુમતિનો સંગ તજશે આવી વાતમાં ઉતાવળા થવામાં માલ નથી, તાણતાં તૂટી જશે અને નજીક આવેલા પતિરાજ પાછા કુલટાને ત્યાં ચાલ્યા જશે જરા ધીરજ રાખ, પતિની નૈસર્ગિક વિચારશક્તિ પર ભરોસો રાખ અને અત્યારની અકળામણ છોડી દે

વિરહ, વિરહના પ્રસંગો, વિરહીની દશા અને વિરહ વખતની પરિસ્થિતિ પર ૪૧ મા પદમાં જરૂરી વિવેચન, મને સમજાયેલ અર્થ અને પ્રાપ્ત થયેલ પ્રાચીન ટબા પ્રમાણે, આવી ગયું છે ત્યાં ભાગ્યુ માપની હકીકત છે, અહીં શ્રાવણ–ભાદરવાની વાત છે પતિ પરભાવમાં રમણ કરે છે એ વિભાવદશા છે અને ચેતના સાથે પ્રેમ કરે તે તેના સૂરા ગુણો છે અને ચેતન અને ચેતના વચ્ચે વસ્તુતઃ અભેદ હોવા છતાં પરભાવરમણતાથી દ્વિધાભાવ લાગે છે એ દૂર થાય એટલે સ્વભાવની જમાવટ થાય, તેમાં રમણ થાય અને એટલું થતાં દુન્યવી ખટપટ, ગૂંચવણ અને ગોટાળાનો અંત આવે આ સર્વ હકીકત સ્પષ્ટ છે, અનુભવનો આશાવાદ આનંદ આપે છે અને તે વગર બીજો ઉપાય પણ નથી એ પણ ઉઘાડી વાત છે અહીં 'હુંક' શબ્દ વાપરી આશાને નવપલ્લવિત કરી છે તે આશાની નજરે તો સુંદર છે, પણ ચેતનજીના રંગઢંગ તપાસી તે વાતને સાચી બનાવવી એ કોનું કામ છે તે પતિરાજેએ વિચારવા જેવું છે બિચારી આર્ય પત્ની કકળાટ કરે, ઉજાગરા કરે અને પતિ–રાજ નફટાઈ કરી પારકે ઘેર ભટકે, એ વાત ઉચિત છે? ઉચિત નથી માટે અનુભવ કહે છે તેવી દશા થાય એવી પરિસ્થિતિ નીપજાવી ઘેર આવવું સારું છે વિરહકાળ દૂર થતાં ભારે મોજ આવશે ઘરની બૈરીની વાત જુદી જ છે પારકી તે અંતે પારકી છે માટે ખરો આનંદ અનુભવવો હોય તો અનુભવમિત્રની વાત માનો, એને સાચી પાડો, ઘરમાં લહેર કરો, આનંદ નચાવો અને ઘરસરોવરને આનંદજળથી ભરી દો (૬)

ઉપસંહાર—પતિ ચેતના સન્મુખ થવાના માર્ગ પર આવ્યા હોય, જરા જરા એને નજીવળાટ થવા લાગ્યો હોય, જરા સંસારરસ ઓછો થવા લાગ્યો હોય, જ્યારે બાહ્યાત્મ–દૃષ્ટિને બદલે અંતરાત્મદશાનો ઝળકાટ થવાની શરૂઆત થઈ હોય, જ્યારે સ્વપરનો વિવેક થવા માંડ્યો હોય, ત્યારે આ પદમાં બતાવેલ ભાવના જાગે છે, એ ખાસ ધ્યાનમાં રાખવા

યોગ્ય છે ચાલુ ધમાલમા સમતા કે ચેતના કચા પડેલ છે તેનો વિચાર, ખ્યાલ કે ઉચ્ચાર પણ હોય નહિ, પણ પરભાવ સહજ ઘટતો આવે અને આત્મલીપણુ પ્રાપ્ત કરવાનુ સૂઝે, ત્યારે આ વર્ણવેલી વિચારણા અંદરથી જાગે છે પછી અંતરના બે ભાગ પડે છે કોઈવાર એનુ પાસુ આત્મા તરફ થાય છે ત્યારે એની નજરમા સમતા-ચેતનાની વિરહદશાનો ખ્યાલ આવે છે, વળી પાછા ભાઈશ્રી સમાગ તરફ ઓસરે એટલે સમતાને તો ઘર દીને ઘર દહાડા થાય છે નવીન જાગૃતિ, અંતરનો સળવળાટ અને સ્વભાવસન્મુખતાની શરૂઆત આવી વિચારણામા થાય છે એટલા માટે અનુભવ ધીરજ ધરવાની વાત કહે છે તે સુયોગ્ય છે, અને હિંમત હારતી ચેતનાને વખતસરની ભલામણ છે આ આખો ભાવ ૪૧મા પદના અને આ પદના ભર્યો છે, અને વિચારણા કરતા સ્પષ્ટ રીતે સમજાઈ જાય તેવો છે અનુભવે જે સલાહ આપી તેનો અમલ કરવો ચેતનજીના હાથમા છે, પણ તે ન બને ત્યા સુધી ધીરજ ધરવાની તેની સલાહ કીમતી છે (૬૨)

## પદ ત્રેસઠમુ

**ભૂમિકા**—આ પદ આનંદઘનજીના સર્વ પદોમા મોટામા મોટુ છે એના પર પૂર્ણ વિવેચન કરવામા આવે તો મોટો ગ્રંથ થઈ જાય એટલુ અર્થ-રહસ્યથી એ ભરપૂર છે એ પદમા ભારે ચમત્કાર અને ગૌરવ છે એની કૃતિના સબંધમા ઘણુ વિચાર કરવા યોગ્ય છે, જે પર વિવેચન ઉપોદ્ઘાતમા જેવામા આવશે આ પદના વિવેચનમા મુદ્દા સ્પષ્ટ કરવાનુ જ બને તેમ છે શરૂઆતમા ગુલામીનો ખ્યાલ કરવા જેવો છે અત્યારે દાસ-દાસી કે ગુલામીની પ્રથા લગભગ બંધ છે, એટલે એને લગતી હકીકત લગભગ વિસારે પડી ગઈ છે ગુલામી ચાલતી હોય ત્યા ગુલામને લગભગ જનાવર જેવા ગણવામા આવે એના ક્રયવિક્રય થાય એની બજાર ભરાય, ત્યા તેના સોદા થાય. એને ગમે તેવુ ઘરકામ કરવુ પડે એને ખાવામા, પીવામા, પહેરવામા, હરવાફરવાના સંપૂર્ણ પરતંત્રતા જ હોય એને અંધારી કોટડીમા પૂરી રાખવામાં આવે. કલ્પના પણ ન કરી શકાય તેવી સર્વ આફતો-આપત્તિઓ તેને માથે પડે

આવા ગુલામ તરફ સારુ વર્તન રાખનાર શેઠને સુનાથ-સારા માલેક-કહેવામા આવતા

કોઈ નસીબદાર ગુલામને આવા ઉદાર શેઠ-સુનાથ મળી જાય તો એક સ્થાનકે ઠામ ઠરીને બેસે, એને મનુષ્ય તરીકેના સર્વ હક્કો બેડીની નીચે મળી જાય અને પરાધીન છતા એ જીવનરસમા ઠીક માણે બાકી આવા સુનાથ ન મળે તો એ તો એક ઘેરથી બીજે ઘેર અને એક બજારેથી બીજી બજારે વેચાયા કરે એની સ્થિતિ અચેતન ઉપસ્કર જેવી થાય અને એ વસ્તુના ક્રયવિક્રયનુ સાધન બને

આપનાર અરિહંત પરમાત્મા જેવા સુનાથ વગર હું તો ગતિએ ગતિએ રખડ્યો, નીચમાં નીચ અને અધમમાં અધમ યોનિએ ગયો અને મારે માથે થવામાં બાકી રહી નથી આ બીજો યૌગિક અર્થ પં શ્રી ગંભીરવિજયે બતાવ્યો છે અને તે પણ ખાસ વિચારવા યોગ્ય છે

આવા શરણાગતવત્સલ મારી નજરે હજુ સુધી કોઈ પડ્યા નથી એટલે મારી રખડપટ્ટી અને એક ખાડામાંથી બીજામાં પડવાની અથવા ઠરીઠામ ન બેસવાની સ્થિતિ ચાલુ જ છે (૧)

આ આખું પદ પ્રભુ સન્મુખ ઊભા રહી અતિ નમ્ર ભાવે પ્રસન્ન વદને પણ ખેદ ભરેલા ચિત્તે બોલાયેલું છે અને એની ચાવી હાથમાં આવી ગયા પછી એનો આખો ભાવ બરાબર ઝમકવા સંભવ છે પંચમ મારે માથે કેવા કેવા નસકોરા પડ્યા છે અને મેં કેવા કેવા સગપણો કર્યા છે તેની વાત કહે છે—

जननी कहु जनक कहु, सुत सुता कहायो,
भाई कहु भगिनी कहु, मित्र शत्रु भायो व्रज० २

**અર્થ**—(કોઈને) મા કહેવી પડી, (કોઈને) બાપ કહ્યા, (કોઈને) દીકરા-દીકરી કહેવા પડ્યા, ભાઈ કહ્યા, બહેન કહી અને (કોઈને) શત્રુ અને (કોઈને) મિત્ર માન્યા, માનવા પડ્યા અથવા કોઈ વાર મા થયો, કોઈ વાર બાપ થયો, કોઈ વાર દીકરો થયો વગેરે. (૨)

**વિવેચન**—કોઈને મા કહી, કોઈને પિતા કહ્યા, કોઈને દીકરા કહ્યા, કોઈને દીકરી કહી, કોઈને ભાઈ અને કોઈને બહેન કહી, કોઈને દુશ્મન માન્યા, કોઈને સ્નેહી માન્યા અથવા કોઈ વાર હું મા થયો, કોઈ વાર બાપ થયો, કોઈએ મને દીકરો કહ્યો, કોઈએ દીકરી કહી, કોઈ વાર ભાઈ થયો, કોઈ વાર કોઈની બહેન થયો, કોઈએ મને શત્રુ માન્યો, કોઈએ મને મિત્ર માન્યો આ બન્ને રીતે અર્થ થઈ શકે છે મહારાજા કર્મ-પરિણામ અને એની દેવી (પત્ની) કાલ-પરિણતિ નાટકના ભારે શોખીન છે એ ચેતનજી પાસે નવા નવા નાટક કરાવે છે, અને એનું નાટક જોઈ એના આનંદ માને છે *

વાત એ છે કે કર્મ-પરિણામને લઈને પ્રાણી આજે જેને માતા કહે, તે જ પાછી આગળ જતા તેની વૈરી થાય, ભાઈ હોય તે દીકરો થાય, આજે જેનો પોતે મિત્ર હોય

શબ્દાર્થ—જનની = મા કહુ = કહેવી પડી કહી કોઈ વાર કોઈ અનિશ્ચિત સ્થાનમાં જનક = બાપ સુત = પુત્ર, દીકરો સુતા = પુત્રી, દીકરી કહાયો = કહેવાયો, કહેવા પડ્યા, ભગિની = બહેન ભાયો = મનાયો, કહેવા-માનવા પડ્યા

* એ નાટકનું આખું વર્ણન વાંચવું હોય તેમાં ખેલ ખેલનારના રૂપોનો અભ્યાસ કરવો હોય તો તે માટે શ્રીઉપમિતિભવપ્રપંચાખ્યાનો બીજો પ્રસ્તાવ જોવો —વિવેચનકાર.

આવા અનેક નાટકો મેં કર્યાં અથવા વિધિ-નિષેધના નાટકો કરી 'ભેખ ઠાય ઠાયો' એટલે ભેખના સ્થાનોથી ઠવાઈ ગયો

અથવા પૂર્વના રૂપોને છોડવા તે 'નિષેધ' અને નવા રૂપો ધારણ કરવા તે 'વિધિ' આ વિધિ-નિષેધના અનેક નાટકો કર્યાં અને ભવિતવ્યતા જોગો આપે તે લઈ એક એક ભવ કરી આવ્યો અને આવા નવા નવા અનેક વેશ લીધા અને છોડયા આ રીતે અનેક પ્રકારના સાજથી ઠવાઈ ગયો અને હું કોઈ વાર છ ભાષા[1] ભણ્યો, ચાર વેદ[2] ભણ્યો, એના છ અંગોનો[3] બરાબર અભ્યાસ કર્યો જ્યારે મેં આ પ્રવર્તક ધર્મોનો અભ્યાસ કર્યો ત્યારે અમુક વિધિ આ રીતે જ કરવી જોઈએ એવા જાતના વિચારમાં ખેંચવાઈ ગયો અને તે પર મેં ખૂબ ધ્યાન આપ્યું

આ વિધિ-નિષેધની ચર્ચા સાંભળો હોય તો તેમાં એક નાની વસ્તુ આવી જ હોવી જોઈએ, આટલી લાંબી જ હોવી જોઈએ, આવા રંગની જ હોવી જોઈએ વગેરેની ખૂબ ચર્ચા ચાલે છે આ વિધિ-નિષેધ પ્રવર્તક ધર્મોનું અંગ છે અને તેની ચર્ચા ચાલતી હોય ત્યારે ખૂબ રંગની દેખાય છે કહેવાની વાત એ છે કે જ્યારે જ્યારે મને પ્રસંગ મળ્યો અને હું કાંઈક ભણ્યો ત્યારે મેં વિધિ-નિષેધના નાટક કર્યાં, ઊંડાણથી એના ચર્ચામાં ઓતપ્રોત થઈ ગયો અને જાણે સાધનધર્મો તે અંતિમ ધ્યેય અને સાધ્ય હોય તેમ માની મેં મારું વર્તન રચાવ્યું મેં વિધિ-નિષેધના બાબતમાં ઇતિકર્તવ્યતા માની અને અનેક વેશો કાઢયા (५)

तुमसें गजराज पाय, गर्दभ चढी धायो,
पायस सुग्रहका बिसारी, भीख नाज खायो        ब्रज० ६

અર્થ—તમારા જેવો મોટો હસ્તીરાજ મેળવ્યા છતાં (તેને છોડી દઈને) ગધેડે બેસીને (હું તો) દોડયો સારા ઘરની મળતી ખીર કે દૂધપાકને બાજુએ મૂકી કે વીસરી જઈને મેં તો ભિક્ષાનું અનાજ ખાધું (६)

વિવેચન—મને તો તમારા જેવા મોટા ઐરાવત હાથી—હાથીના રાજ—મળ્યા, છતાં

શબ્દાર્થ—તુમસેં = તમારા જેવા ગજરાજ = ગજેન્દ્રનાથ, મોટા હાથી. પાય = પામી મેળવી ગર્દભ = ગધેડા ચઢી = તેના પર સવારી કરી ધાયો = દોડ્યો પાયસ = દૂધ, ખીર સુગ્રહકા = સારા ઘરની, સારી બિસારી = વીસરી, ભૂલી જઈને ભીખ = માગેલું તાજું નાજ = અનાજ, ખાવાનું ખાયો = ખાધું

૧ છ ભાષા સંસ્કૃત, પ્રાકૃત, સૂરસેની, માગધી, પિશાચી, અપભ્રંશ તે યુગમાં આ છ ભાષાઓ ગણાતી હતી ઠીક પ્રચલિત હતી અને કેટલીક વિદ્વદ્ભોગ્ય હતી

૨ ચાર વેદ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ (આ પ્રથમના ત્રણ વેદ) અને ચોથો અથર્વ વેદ

૩ છ અંગ વેદના છ અંગ છે તે સહિત છ અંગ આ પ્રમાણે—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ નિરુક્ત જ્યોતિષ

તેને તજી દઈને ગધેડે ચઢીને હુ તો દોડયો માણસ ડાહ્યો હોય અને તેને ઘોડા પર સવારી કરવાની મળતી હોય અને પછી હાથીની સવારી કરવાનુ મળે તો તેને વધારે સન્માનભરી સમજી તેના પર બેસે, ત્યારે મારામા એટલી ઓછી અક્કલ કે હાથી મળ્યો તેને વિસારી મે તો ગધેડાની સવારી કરી! આટલી મારામા અક્કલ છે! મને સારે ઘરથી જમવાનુ નોતરુ મળ્યુ, જમણમા દૂધપાક કે ખીરનુ ભોજન હતુ, એને વિસારી મૂકયુ, અને ભીખ માગીને કટકો–ટુકડો જ્યા ત્યાથી મળ્યો તેવુ અનાજ ખાધુ આવી રીતે પોતાના અજ્ઞાન પર–પરભાવરમણતા પર–વિચાર કરવામા આવે તો ઘર ઘરના ટુકડા ખાવા એ વાત બરાબર બેસતી આવે તેમ છે સારા ઘરનો દૂધપાક કે ખીર તે ઉત્કટ ચારિત્ર છે એનો રસાસ્વાદ અપૂર્વ છે અને એનુ વિસ્મરણ બહુ ખેદ કરાવનાર છે પ્રાણી પરભાવમા એટલો રાચી રહ્યો છે કે એને સારી ખીર ગમતી નથી, પણ ઇન્દ્રિયના વિષયોનુ ક્ષણિક સુખ સારુ લાગે છે એને કદી તૃપ્તિ થતી નથી, અને એ ભીખ માગવાના ધધામા સતોષ માને છે (૬)

लीलाभुइ टुक नचाय, कहो जु दास आयो,
रोम रोम पुलकित हु, परम लाभ पायो व्रज० ७

**અર્થ**—(આપની) રમણભૂમિમા મને થોડો વખત નચાવીને કહી દો કે '(મારો) સેવક આવ્યો'–તો (મારા) રૂવાડે રૂવાડા પ્રફુલ્લિત થાય (અને હુ માનીશ કે) મને મોટામા મોટો લાભ થયો (૭)

**વિવેચન**—આવી રીતે અનેક જગ્યાઓએ જઈ, અનેક પ્રકારની ભિક્ષાઓ માગી, અનેક સગપણ–સબધ કરી, અનેક પ્રકારના નામ–રૂપો ધારણ કરી, હુ આપની પાસે આવ્યો છુ, આપનુ શરણ લેવા સેવાના હાજર થયો છુ અત્યાર સુધીનો અનાથ અત્યારે સનાથ થવા મોટી આશાથી હાજર થયો છે આપની લીલાભૂમિમા ટૂક વખતને માટે નચાવીને એક વાર તો કહી દો કે 'મારો દાસ આવ્યો છે' એમ થાય તો મારા રોમ રોમ પુલકિત થઈ જશે, મારુ સાધ્ય મારી વ્યવહારભૂમિમા આવી જશે, મારી જીવન યાત્રાનો આખો ઝોક ફરી જશે, અને મને મોટામા મોટા અલભ્ય લાભ મળશે

ભગવાનની લીલાભૂમિ કઈ તે ખાસ વિચારવા યોગ્ય છે ઇંદ્રિયના વિષયો પર સયમ રાખવો અને મન પર બરાબર કાબૂ રાખવો એ સાચી લીલાભૂમિ છે એ ભગવાનની

---

પાઠાતર—લીલાભુ–લીલાભુ

શબ્દાર્થ—લીલાભુઇ = લીલાભૂમિ, રમણભૂમિ (સયમભૂમિ)મા ટુક = થોડા વખત નચાય = નચાવીને કહો જુ = કહી દો કે, કહો કે દાસ આયો = દાસ આવ્યો, સેવક આવ્યો –એવા શબ્દો એકવાર બોલી દો રોમ રોમ = રૂવાડે રૂવાડે પુલકિત = પ્રફુલ્લિત હુ = થઈને પરમ લાભ = મોટામા મોટો લાભ પાયો = મેળવ્યો (મને મળ્યો)

લીલાભૂમિમા નાચ કે રાસ હોય તો તેનો પ્રકાર જ જુદો છે ત્યા અપ્સરાના ગીત કે ગોપીઓના નૃત્ય, રનાડીઓના રાસ કે બાળાઓના ગરબા જૂદા જ હોય ત્યા માન્ત્રીના નાદ કે રેણુના રણકાર અલગ જ હોય આવી લીલાભૂમિમા હે પ્રભુ! મને થોડો વખત નચાવો, સાચી લીલાભૂમિનો મને બરાબર ખ્યાલ કરાવો અને એક વાર તો કહી દો કે 'મારા દાસ આવ્યો છે' આપના આટલા એક ટૂકા વચનથી મારા હૃદયમંદિરમા જ્યોત જાગી જશે અને મારે આનંદની પરંપરા ચાલશે.

ભગવાન 'મારો દાસ આવી પહોચ્યો છે' એમ કોને માટે કહે? ક્યારે કહે? એ કાઈ જેવા તેવાનુ કામ કે નામ નથી ભગવાનના 'દાસ' કહેવરાવવાની આકાક્ષા રાખનાર પણ જે તે ન હોય, એ તો અનેરી ભૂમિકા છે આનો પરમ લાભ પ્રાપ્ત થાય તો જીવન અનેરુ થઈ જાય જ્યારે આત્માનંદ થાય છે, જ્યારે જીવનુ સાચુ ભાન થાય છે, ત્યારે જે અનિર્વચનીય આનંદ થાય છે, તેનુ બાહ્ય સ્વરૂપ પ્રભુનુ વચન 'દાસ આવ્યો' એ છે આ વચન પ્રાપ્ત થાય તો પરમ લાભ થઈ જાય (૭)

एरि पतित क उधारन तुम, कहिसो पीवत मामी,
मोसु तुम कब उधारा, क्रूर कुटिल कामी व्रज० ८

**અર્થ**—અરે, પતિતનો ઉદ્ધાર કરનારા તમે મને કહેશો કે 'તુ તો મમતાને પીનારા છે–પીવાવાળો છે' તો (જવાબ આપો કે) મારા જેવા નિર્દય, વાકી ચાલવાળા અને સર્વ કામનાથી ભરેલાને આપે ક્યારે નથી તાર્યા? એવાનો ઉદ્ધાર ક્યારે નથી કર્યો? (૮)

**વિવેચન**—હવે જરા આક્ષેપક શૈલીએ પ્રભુ સાથે વાત કરે છે માન નાથ! આપ તો પતિતનો ઉદ્ધાર કરનારા છો, 'પતિતઉદ્ધારણ'નુ બિરુદ ધરનારા તમે મારે માટે કદાચ એવુ કહી દેશો કે હુ તો મામી–મમતાને પી જનારા છુ એટલે આ મારુ–આ મારુ એમ કરી મોહજાળમા ફસેલો છુ, ધન, માલ, સ્રી, પુત્ર, વાડી, બગિચા અને અનેક વસ્તુની મમતા મારામા ભરેલી છે, તો એવી માયાથી ભરેલા અને જાતે ક્રૂર–દયા વગરના મને–મારા જેવાને–આપે ક્યારે તાર્યા છે? હુ આપને કહુ છુ કે આપ મને નિર્દય, વાકી ચાલ ચાલનારા અને અનેક ઇચ્છાઓથી ભરેલો જાણો છો, તો આપ કહો કે આપે મારા જેવાને ક્યારે તાર્યા છે? આપનુ 'પતિતઉદ્ધારન'નુ બિરુદ સાચુ હોય તો હુ તો જેવો છુ તેવો છુ, તેમા ફેરફાર નથી, પણ આપ કહો કે આપે મારા જેવા ક્રૂર, કુટિલ અને કામીને ક્યારે તાર્યા છે? ક્રૂરતામા હિંસાનો ભાવ આવે છે, કુટિલતામા માયા, દંભ અને

પાઠાતર—મોસુ–મોસુ એરિ–ઐરી

શબ્દાર્થ—ઐરિ = અરે, હે પતિત = પડેલા કે = ને ઉધારન = ઉદ્ધાર કરનાર, પાવન કરનાર કહિસો = કહેશો પીવત = પીનારા મામી = 'આ મારુ' 'આ મારુ'–મમતા મોસુ (મોસો?) મારા જેવાને કબ = ક્યારે ઉધારો = ઉધાર્યો, પાવન કર્યો ક્રૂર = નિર્દય કુટિલ = વાકી ચાલ ચાલનારો કામી = સર્વ ઇચ્છાથી ભરેલો

મુત્સદ્દીગીરી આવે છે, અને ગામીમા ઇન્દ્રિયના વિષયો આવે છે આ ત્રણે વાત ન હોય તો પ્રાણી સીધો મોક્ષે જાય તેમ છે ત્રણે વિશેષણો ખૂબ સૂચક છે આપે આવાને કયારે તાર્યા છે ? તેથી કા તો આપે ખોટુ બિરુદ ધારણ કર્યું છે, અને કા તો આપ મારા જેવાને તારો તો આપની નામના સાચી કહેવાય !

પ્રાર્થના કરવાની અને ઇચ્છા પ્રમાણે માગણી કરવાની આ પણ એક રીત છે સામા મોટા માણસને આ પ્રમાણે કહેવાથી પણ કોઈ વાર કામ બની જાય છે અને અનેક ગજા-મહારાજાઓ ભાટ-ચારણ પાસે પોતાની નામના ન બગડે તે ખાતર આક્ષેપ કરનાર પર પણ વરસ્યા છે, એવા દાખલા જાણવામા છે બાકી ખરી વાત તો ભગવાન સાથે એકાકાર થવાની છે ભગવાન કાંઈ આપતા નથી, અને આનદઘન મોક્ષ માગતુ પણ નથી, પણ ભગવાનને યાદ કરવાની આ એક રીત છે (૮)

> और पतित केई उधार, करणी विनु करता,
> एकका ही नाउ लेउ, झूठे विरुद धरता ब्रज० ९

**અર્થ**—આપે બીજા અનેક પતિત થયેલાનો ઉદ્ધાર કર્યો છે (એવુ આપનુ બિરુદ છે-આપની તેવી પ્રસિદ્ધિ થયેલી છે), (સાચી-જરૂરી) ક્રિયા નહિ કરનારા એવા એકનુ તો આપ નામ દો (જેનો આપે ઉદ્ધાર કર્યો હોય) (મને તો લાગે છે કે) આપે (પતિત ઉદ્ધારનારનુ) ખોટુ બિરુદ ધારણ કર્યું છે (૯)

**વિવેચન**—મારી વાત જવા દો આપને હુ સીધો સવાલ પૂછુ છુ કે જે ધર્મ કરણી ન કરતા હોય, જે આખો વખત તપયોગ, સયમયોગ કે ક્રિયાયોગમા પોતાનો સમય વ્યતીત ન કરતા હોય, જે મહાન ત્યાગ કરી પરભાવનો સબધ છોડી સસારથી વિરક્ત ન રહેતા હોય, ટૂકામા જે કોઈ પણ પ્રકારની શુભ કરણી ન કરતા હોય, તેવાને આપે તાર્યા હોય એવા એકનુ તો નામ આપો આપ જેવા મોટા માણસને સાચા અક્ષરો કહેનાર મારા જેવો કોઈ મળ્યો નહિ હોય. હુ તો આપને સાફ સાફ કહી દઉં છુ કે આપનુ 'પતિતઉદ્ધારણ'નુ બિરુદ જ ખોટુ છે (૯)

> करनी करी पार भये, बहोत निगम साखी,
> शोभा दई तुमकु नाथ, अपनी पत राखी ब्रज० १०

**અર્થ**—(શુદ્ધ) ક્રિયા કરીને તો ઘણાયે પાર પામી ગયા અને એની સાક્ષી તો

---

શબ્દાર્થ—ઔર=બીજા કેઈ=કેટલાયે ઘણા ઉધાર=ઉદ્ધાર્યા ઉદ્ધાર્યા તાર્યા કરણી=ક્રિયા, શુભ ક્રિયા વિનુ=નહિ કરતા=કરનારા એકકા હિ=એકનુ તો નાઉં=નામ લેઉ=નો આપો બતાવો ઝૂઠે=ખોટુ વિરુદ=પ્રસિદ્ધિ, પદવી ધરતા=ધારણ કરો છો

શબ્દાર્થ—કરની=કરણી જરૂરી શુદ્ધ ક્રિયા પાર ભયે=પાર પામ્યા તરી ગયા બહોત=ઘણાયે નિગમ=વેદ પુરાણ વગેરે શાસ્ત્રો સાખી=સાક્ષી શોભા=માન ક્રેડિટ (credit) તુમકુ=તમને અપની=આપની પોતાની તમારી પત=આબરૂ

વેદ, પુરાણ વગેરે નિગમો આપી રહ્યા છે અને તેનાથી જગતને શોભા દીધી છે (અને એ રીતે) આપે પોતાની આબરૂ રાખી છે! (૧૦)

**વિવેચન**—ખરી વાત, મારી સમજ પ્રમાણે તો, એવી છે કે જેઓ પાર પામી ગયા છે, જેઓ આ સંસારની જંજાળમાંથી મુક્ત થયા છે, તેઓ સર્વ 'શુભ કરણી' કરીને જ ત્યાં ગયા છે કોઈએ તપયોગ સાધ્યો, તો કોઈએ ધ્યાનયોગ સાધ્યો, કોઈએ શરીર યાતના સેવી તો કોઈએ સ્વાધ્યાય કર્યું-કરાવ્યું, કોઈએ વૈયાવચ્ચ કર્યા તો કોઈએ વિનયગુણ કેળવ્યો, કોઈએ ક્રિયાયોગ જમાવ્યો તો કોઈએ જ્ઞાનયોગ સાધ્યો—આવી રીતે વિષય-કષાયની મંદતા કરી પોતાને યોગ્ય લાગી તેવી કરણી કરી સર્વ પાર પામ્યા છે સાધનધર્મો અનેક છે તેમાં જેને જે માર્ગે પોતાનો રસ્તો દેખાયો તે માર્ગે આગળ વધ્યા છે અને એ રીતે પાર પામનાર સર્વેએ કોઈ કોઈ પ્રકારની વિશિષ્ટ 'કરણી' જરૂર કરી છે અને અનેક નિગમો* એની સાક્ષી પૂરે છે કોઈ પણ પુરાણગ્રંથો જુઓ—અને ખાસ કરીને કથાનુયોગ વાંચો—તો તે ગ્રંથો તે પાર પામનારની કરણીનું વર્ણન આપ્યા વગર નહિ રહે

હું આવા દાખલા વધારે આપવાની જરૂર જોતો નથી, હું તો ઉઘાડી રીતે આહ્વાન કરીને સ્થાપના કરું છું કે કરણી કર્યા વગર કોઈ પાર પામ્યો નથી, અને એવા કરણી કરીને પાર ગયેલા લોકોએ આપ સાહેબની આબરૂ રાખી છે તેમણે દુનિયાને એમ કહ્યું છે કે ભગવાને (આપે) તેમને તાર્યા, ભગવાને તેઓનો ઉદ્ધાર કર્યો અને એમના પાર ઉતરવાનું કુલ માન આપને ઘટે છે પણ ખરી વાત તો આપ જાણો છો કે એ પતિત થયેલા લોકોએ પોતાનો રસ્તો છોડી દીધો, કરણી કરી અને પરિણામે તેઓ તર્યા આમાં ખરી રીતે આપને માન કેમ ઘટે? (૧૦)

> निपट अज्ञानी पापकारी, दास है अपराधी;
> जानु जो सुधारहो, अब नाथ लाज साधी. व्रज० ११

**અર્થ**—આ દાસ (હું) તો બેશરમ, અજાણ, પાપી કાર્ય કરનારો અને ભારે ગુનેગાર છે નાથ! આપની લાજ સંભારીને આ સુધારવા લાયકને હવે સુધારવા યોગ્ય જાણતા હો તો સુધારો (એમાં તમારી લાજ રહેશે-વધશે.) (૧૧)

**શબ્દાર્થ**—નિપટ = બેશરમ અત્યંત અજ્ઞાની = અજાણ અણસમજુ પાપકારી = પાપી, પાપ કરનાર દાસ = સેવક પોતે અપરાધી = ગુનેગાર જાનુ = જાણતા હો કે જાણું અબ = હવે સુધારહો = સુધારવા લાયક, સુધારો સાધી = સંભારી, રાખી

* નિગમનો સામાન્ય અર્થ વેદ પુરાણ છે એવા નિગમો જૈન સંસ્કૃતિમાં પણ હતા એવી માન્યતા છે, પણ વચના સમયમાં એ નાશ પામી ગયા અથવા વીસરાઈ ગયા હોય એમ લાગે છે 'આગમનિગમ' એ જાણીતો શબ્દ છે અને નિગમ સંબંધી હકીકત અનેક સ્થાને આવે છે

**વિવેચન**—હવે આપ બિરુધારીને નારી સાચી વાત કહી દઉ અને આપને આપનુ બિરુદ સાચુ કરવુ હોય તો તે માટે યોગ્ય વિજ્ઞપ્તિ કરુ પ્રભુ! હુ તો તદ્દન લાજ વગરનો છું, અભણ પ્રાણી છુ, પાપ કરનારો છુ અને ભારે મોટો ગુન્હેગાર છુ મારા દોષોનો પાર નથી હુ બાહ્ય દૃષ્ટિએ અને આતર દૃષ્ટિએ અનેક અપરાધોથી ભરેલો છુ મને પાપ કરતા શરમ નથી, પાપનો બચાવ કરવામા શરમ નથી અને પાપમા પચ્યા રહેવામા લાજ નથી. મારુ અજ્ઞાન શરમાવનારુ છે મારામા સદસદ્વિવેકનો છાટો નથી અને વિષય કષાયમા ડૂબેલો, સસારવાસમા ચ્ચીપચી રહેલો હુ અનેક રીતે અપરાધી છુ મારી નબળાઈઓ હુ જાણું છુ અને આપની પાસે ખુલ્લા દિલથી તેની કબૂલાત કરતા મને સકોચ થતો નથી. આવા પાપી અને અપરાધી પ્રાણીને જો સુધારવા લાયક ગણો, એને સુધારો, તો આપે આપની લાજ રાખી એમ હુ માનુ અત્યાર સુધી આપે કરણી કરનારને તાર્યા છે અને 'પતિતઉદ્ધારણ'નુ ખોટુ બિરુદ લીધુ છે, પણ મારા જેવા પાપી, અજ્ઞાની અને અપરાધીને આપ તારો તો હુ માનુ કે આપે જતે દહાડે પણ પોતાની લાજ રાખી છે અમારી દુનિયામા તો માણસો પોતાનુ નામ જાળવી રાખવા ખાતર અનેક પ્રયાસો કરે છે તો નાથ! આપ આપનુ નામ નહિ જાળવી રાખો? આપની આબરૂનો ખ્યાલ નહિ કરો? આપની નામનાનુ મૂલ્ય નહિ કરો? (૧૧)

औरको उपासक हु, कैसे कोई उधारु,
दुविधा यह राखो मत, यावरी विचारु व्रज० १२

**અર્થ**—હુ પારકાનો સેવક છુ, એવા કોઈનો હુ શા માટે ઉદ્ધાર કરુ?–આવુ મારા તારાપણુ આપ ન રાખો, આપ તો ઊચી કક્ષાની–આપના મોટાપણાને શોભે તેવી–વાત વિચારો, ગોઠવો (૧૨)

**વિવેચન**—મારા નાથ! એક વાતનો ખુલાસો કરી નાખુ આપના મનમા એમ આવશે કે હુ તો બીજાઓનો ઉપાસક છુ અને તેવી આપને મારો ઉદ્ધાર કરવાનુ કોઈ ખાસ કારણ નથી, તો મારો આપને એક જ જવાબ છે કે આપ જેવા મોટા માણસને આવુ મારાતારાપણુ ન હોય આ પ્રાણી તો રાગ–દ્વેષનો ઉપાસક છે, કષાયનો સેવક છે, વિષયમા રાચી રહેલો છે અને બાહ્ય ભાવોની ઉપાસના કરનાર છે, આવા અન્યના ઉપાસકને કેમ તારી શકાય?—કદાચ આપના મનમા એવો વિચાર આવતો હોય તો આપનું જે મહાન સ્થાન છે એને અનુરૂપ એ વિચાર નથી એમા તો મારતારાપણું દેખાય. આપનુ કામ તો તારવાનુ છે અન્યનો 'ઉપાસક' એટલે બીજા દેવની સેવા કરનારો કે તેનો

શબ્દાર્થ—ઔરકો = પારકાનો ઉપાસક = સેવક હુ = છુ કૈસે = કેવી રીતે કોઈ = કોઈને દુવિધા = દ્વિધાભાવ ભેદબુદ્ધિ, મારાતારાપણું યાવરી = શ્રેષ્ઠ, મોટા માણસને છાજે તેવી વાત વિચારુ = વિચારો, મનમાં લાવો

અનુયાયી હોવાથી ભગવાન મનમાં દુવિધા રાખે, એવો અર્થ કરવા કોઈ લલચાઈ જાય, પણ તે અર્થ અસંગત છે અને જે મતસહિષ્ણુતા આનંદઘનમાં ઠામઠામ દેખાઈ છે તેને અનનુરૂપ છે. આ પદ કોઈ દેવને ઉદ્દેશીને વખાણેલું નથી. એનો ખાસ આદર્શ તરીકે 'સુનાથ' મેળવવાનો છે અને રખડપટ્ટી દૂર કરી ઠેકાણું પડાવવાનો છે. એવી વિચારદશામાં અન્ય દેવ કે પોતાના દેવની ઉપાસનાની વાત બંધબેસતી આવે તેમ નથી. અને આત્મનાથ દેવ તો હૃદયમંદિરમાં બેઠા છે. દુ:ખની વાત એ છે કે દેવની ઉપાસના છોડી દઈ આ પ્રાણી રાગદ્વેષની ઉપાસના, એમને દેવ માનીને, કરે છે. પણ એનામાં વિવેક જાગ્યો છે, તેથી એ પોતાની સ્ખલના સમજે છે અને અન્યની ઉપાસના પોતે કરે છે એ વાત એના 'સુનાથ' સારી રીતે જાણે છે એ પણ એને ખબર છે. એટલે એમાંથી પણ રસ્તો કાઢવા ખાતર ભગવાનને દુવિધા ન રાખવા એ વીનવે છે. 'દુવિધા'ના ઉપયોગની પાછળ પણ આક્ષેપ છે અને 'સુનાથ' જેવા મોટા માણસને એ શોભે નહિ એવો અંદરથી ઝળકતો ભાવ છે. એ હવે પછીની ગાથામાં બરાબર સ્પષ્ટ થઈ જશે. (૧૨)

गई सो तो गई नाथ, फर नहीं कीजे,
द्वारे रह्यो ढींग दास, अपनो करी लीजे ॥ व्रज० १३

**અર્થ**—અત્યાર સુધી બન્યું તે તો બની ગયું, પણ એ વાત હવે ફરીવાર ન કરશો. ઘરે આપને દરવાજે ખડો રહેલો આ અતિ મૂર્ખ દાસ-સેવક છે તેને પોતાનો કરી લો. (૧૩)

**વિવેચન**—નાથ! અત્યાર સુધી તો બનવાનું હતું તે બની ચૂક્યું, આપે અત્યાર સુધી મારી સંભાળ ન લીધી અથવા આપે આપના મનમાં મારા સંબંધમાં દુવિધા રાખી, એ વાત તો વહી ગઈ. ઢોળાઈ ગયેલા દૂધ પર વિલાપ કરવો એ સમજુનું કામ નથી. હવે તો એક જ વાત કરવાની કે એ વાતનું પુનરાવર્તન ન થવા દેશો. અત્યાર સુધી મારી તરફ ઉપેક્ષા થઈ છે તે સુધારી લેવાનો હજુ અવસર છે. હવે આપ ભવિષ્યમાં એ પુરાણી રીતિએ ન ચાલો એવી મારી વિજ્ઞપ્તિ છે. આપને દરવાજે આપનો મૂર્ખ સેવક ખડો રહ્યો છે, એને આપ પોતાનો કરી લો. આપ સારી રીતે જાણો છો કે વહેવારુ સમજુ માણસ જો કોઈને એકવાર પોતાનો કરી લે છે, તો પછી એને નવાજવામાં બાકી રાખતા નથી. તો મારે આપને એક જ વિનતિ કરવાની છે. આપ મને પોતાનો દાસ કરી લો. પછી મારે બધા સારા વાના થઈ રહેશે.

---

પાઠાંતર— સો તો'માંથી 'તો' ઉડાડી દે છે.

શબ્દાર્થ—ગઈ સો તો ગઈ=થઈ ગઈ તે તો થઈ ગઈ, બની ગઈ. ફેર=ફિર, ફરીવાર. દ્વારે=દરવાજે. ઢીંગ=ઢાંઢા જેવો મજબૂત પણ અક્કલ વગરનો, મૂર્ખ. અપનો=પોતાનો, તમારો. કરી લીજે=કરી લો, સ્વીકારી લો.

આપનો દાસ [1]ઢીંગ છે એટલે શરીરે લઠ્ઠ છે, મનનો મજબૂત છે અને આપને દ્વારે હવે તો ખડો થયો છે એને હવે પોતાનો કરી લો, એને સેવક કહી દો, એને ઘરના માણસ તરીકે અપનાવી દો અને અત્યાર સુધી આપે જે બિરુદ ધારણ કર્યું છે, અને મારી બાબતમા સાચુ થઈ શકયુ નથી, તેને સાચુ કરી નાખો (૧૩)

> दासको सुधारी लेहु, बहुत कहा कहिये,
> 'आनदघन' परम रीत, नाउकी निवहियें व्रज० १४

**અર્થ**—વધારે શું કહેવુ ? દાસને સુધારી લો અને હે આનદઘન ! આપના નામની ઉત્તમ રીત છે તેનો નિર્વાહ કરો, તેને જાળવી રાખો, તેને પાળો (૧૪)

**વિવેચન**—હવે પ્રભુ ! આપ જેવા સમજુ અને કૃપાળુને બહુ બહુ તો શુ કહીએ ? એકની એક વાતનો પુનરાલાપ શુ કરીએ ? જુઓ સાહેબ ! આપે દુનિયામા પતિત ઉદ્ધારકની નામના કાઢી છે, તો આપ આપના પતિતઉદ્ધારકના બિરુદની જે સાચી રીત છે તેનો નિર્વાહ કરો, તેને ટકાવી રાખો, તેને જાળવી રાખો અને તેટલા માટે આ દાસને સુધારી લો, દાસનુ કામ રસ્તે ચઢાવી દો, દાસને પોતાનો માની લો આપ તો આનદઘન છો, અનત આનદના મૂર્ત સ્વરૂપ છો, આનદમય છો આપનુ નામ, આપની બિરુદાવલી, આપની કીર્તિ એક વાત તો જરૂર માગે છે આ દાસને સુધારી લો મારી સમજ પ્રમાણે મે હવે તો એવા નાથને પકડયા છે કે એ માત્ર મને એકવાર દાસ તરીકે સ્વીકારે તો મારો બેડો પાર છે 'આનદઘન' નામનો એ ચમત્કાર છે હવે હુ વધારે કહેતો નથી, એક જ વાત આપ આપની કીર્તિ જાળવો અને મને સેવક તરીકે સ્વીકારી લો (૧૪)

**ઉપસહાર**—મોટા માણસો પોતાનુ ગૌરવ ન ભૂલે, આપના નામને શોભે તે રીતે મારુ સુધારો, મને તમારા જેવો બનાવો અથવા આપને ગમે તે રીતે મારો ઉદ્ધાર કરો અને મારી સ્ખલનાઓને સુધારો હુ તો હાથી મળે તોયે ઘેડા પર ચઢી દોડુ તેવો છુ ! પણ જે છુ તે છુ, આપે મારી સામું જોવા જેવુ નથી આપની રીતે આપ મને સુધારો અને

---

શબ્દાર્થ—દાસકો = દાસને લેહુ = લો બહુત = ઘણું કહા = શુ પરમ = ઉત્કૃષ્ટ રીત = રીતિ, રિવાજ નાઉકી = નામની, આબરૂની નિવહિયે = પાળીએ

---

[1] ઢીંગ આ શબ્દ હિંદી કે ગુજરાતી શબ્દકોશમા મળતો નથી વિદ્યાપીઠના શબ્દકોશમા 'ધિંગ' શબ્દ મળે છે તેનો અર્થ 'જાડુ મજબૂત લઠ્ઠ એવો આપ્યો છે આનદઘનજીના સમયમા આ શબ્દ પ્રચલિત જણાય છે શ્રી વિમળનાથના સ્તવનમા 'ધીંગ ધણી માથે કીના રે ત્યા આ ધીંગ કે ઢીંગ શબ્દ વપરાયો છે ત્યાં એ શબ્દ ભગવાનના વિશેષણ તરીકે વપરાયો છે એ પ્રાચીન રૂઢ પ્રચલિત શબ્દ જણાય છે ધિંગો ધણી એટલે પાછળ અને પ્રગત કરે એવો માલિક જણાય છે પણ સેવક સાથે એ વિશેષણ બેનતું આવતુ નથી ધીંગો એટલે સ્થૂળ રીતે મજબૂત એ અર્થમા એ બેમે અડતાળીશમા પદમા 'ધીંગા દુર્બળને ઠેલીજે, ઢીંગે ઢીંગા માજે'—ત્યા પણ આનદઘને એ શબ્દ વાપર્યો છે અર્થ એ જ છે જુઓ પૃ ૫૪૮ આ પ્રચલિત શબ્દ જણાય છે …ની ચાલુ ભાષામા ખૂબ વપરાતો હશે એમ લાગે છે

મારી તરફ ન જોતા કાંઈ નહિ તો એટલું કહી દો કે 'મારો દાવ આવ્યો!'—આટલું કરો એટલે નજનાથ જેવા સુનાવ વગર હું હાથોહાથ વેચાયો છું અને ઘેર ઘેર ભટક્યો છું તે મટી જશે, મારી લાઈન બદલાઈ જશે અને મને સાચો માર્ગ સાંપડી જશે. (૬૩)*

## પદ ચોસઠમું

ભૂમિકા— આ આખું પદ ચેતનાના મુખમાં મૂક્યું છે ચેતના શુદ્ધ આત્મદશા છે અને એ ચેતનની પત્ની છે, લાંબા વખતના વિરહથી અકળાયલી છે, પણ જાતવાન છે અને પતિને ઠેકાણે લઈ આવવા માટે અનેક પ્રયાસ કરે છે એ સંસારદશાને ઓળખે છે, એ વિભાવને બરાબર પિછાને છે અને કુમતિને સારી રીતે જાણે છે કુમતિએ પતિરાજની કેવી દશા કરી મૂકી છે, એનો એને બરાબર ખ્યાલ છે, છતાં એ ભારે આશાવાદી છે એને પતિના શુદ્ધ ગુણોનો સ્પષ્ટ ખ્યાલ છે, પતિ પરભાવ છોડે અને કુમતિનો સંગ પણ મૂકે કે તુરત પોતાના પરિચયમાં આવી શકે તેવા અને જાતે મનતશક્તિશાળી છે, એ વાતનું એને જાણપણું છે પતિની ગેરહાજરીમાં ચેતના આ આખા પદમાં રહેલા સુંદર ભાવનો ઉદ્ગાર કાઢે છે અને અત્યારે તો પોતાનો વખત વિરહકાળમાં જાય છે, પણ અંતે વસંત કાળ આવવાનો છે એનો એને વિશ્વાસ છે વાતનો સાર પતિના વિરહકાળના અંતની સમીપતાનો છે અને એનો ઉપાય પણ પોતે જાણે છે તે પ્રમાણે કહી બતાવે છે પતિ આ આખો ઉદ્ગાર સાંભળે છે અને છતાં હજુ ઊંઘ ઉડાડતા નથી, પણ એક દિવસ એ જરૂર જાગશે એની ચેતનાને ખાતરી છે

પદ

(રાગ—વસંત)

अब जागो परम गुरु परम देव प्यारे,
मेटहु हम तुम बिच भेद     अब० १

**અર્થ**—મારા પરમ ગુરુ! મારા મોટા દેવ! પ્યારા! હવે જાગૃત થઈ જાઓ, આપની ઊંઘ ઉડાડો અને મારી અને તમારી વચ્ચે જે અથડામણ થઈ છે, અંતર પડ્યું છે, તેનો અંત લાવો, છેડો લાવો (૧)

**શબ્દાર્થ**—અબ=હવે જાગો=જાગ્રત થાઓ, ઊંઘ ઉડાડો મેટહુ=મટાડો, છેડો લાવો બિચ=વચ્ચે ભેદ=આંતરો

* આ પદ ખુ આનંદઘનજીનું મનાવેલું છે કે નહિ તે પર ઘણી ચર્ચા કરવાની છે પણ વિવેચનમાં ખૂબ લંબાણ થયું છે તેથી તે ચર્ચા ઉપોદ્ઘાત પર મુલતવી રાખી છે આનંદઘનજીનું કોઈ પદ આટલું નાનું નથી એ વાત પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે ચર્ચા યોગ્ય સ્થળે અને પ્રસંગે મુલતવી રાખી છે
—વિવેચનકાર

**વિવેચન**—પ્રથમ પતિ મહારાજને ઉદ્દેશીને કહે છે પ્યારા ! મારા નાથ ! મારા પરમ ગુરુ ! મારા દેવ ! આપ તો અનત ગુણવી ભરેલા છો, આપને હવે ઊંઘવુ કેમ પાલવે ? આપ આપની જાતને સભાળતા નથી, આપના ઘરને ઓળખતા નથી અને વિભાવદશામા ચાલુ ઘસઘસાટ ઊંઘ્યા જ કરો છો ! આથી આપ જાણે મને–પોતાના વરની પતિપ્રાણા પત્નીને–તદ્દન વીસરી ગયા છો, અને જાણે આપ અને હુ તદ્દન જુદા હોઈએ એવી સ્થિતિ થઈ ગઈ છે પણ આપ તો નમજુ છો, અનતગુણના સાગર છો, તો હવે જાગો, ખડા થાઓ અને આ મારી અને તમારી વચ્ચે જે ભેદ પડી ગયો છે તેને ભાગી નાખો ! અત્યારની સ્થિતિ તમને રખડાવનાર અને મને વિરહદશામા અરધી કરી નાખનાર છે તો મારી અને તમારી વચ્ચે જે આતરો પડી ગયો છે તેનો ગમે તેમ કરીને છેડો લાવો ગુરુ માર્ગ બતાવનાર હોય છે અને દેવ આદર્શ સ્થાને હોય છે, દેવને ઓળખાવનાર ગુરુ છે અને ગુરુના આરાધ્ય દેવ હોઈ દેવ બન્નેને આરાધ્ય છે, પણ આપ તો મારા ગુરુ અને દેવ બન્ને છો, આપમા પ્રચ્છન્ન રીતે દેવના સર્વ ગુણો છે અને એ પ્રયત્નસાધ્ય ગુણને બતાવનાર અને સૂચવનાર પણ આપ પોતે જ છો તો મારા નાથ ! આપ હવે આપની ઊંઘ ઉડાડો, અને મારી અને તમારી વચ્ચે જે અતર પડી ગયો છે તેનો અત લાવો (૧)

आली लाज निगोरी गमारी जात,
मुहि आन मनावत विविध भात अव० २

**અર્થ**—સખી લાજ તો બાપડી અણસમજુ મૂર્ખ જાતની હોઈ મારી પાસે આવીને જુદી જુદી રીતે મને સમજાવે છે (૨)

**વિવેચન**—અને મારા નાથ ! આ લજ્જા–શરમ નામની મારી સખી છે, તે બાપડી તદ્દન અણસમજુ અને મૂરખી છે એ કાંઈ ભણેલીગણેલી નથી, ગમાર છે એણે કોઈ વિશાળ દૃષ્ટિવાળા ગુરુ પાસે શિક્ષા લીધી નથી એટલે એ તો પેલા જૂના જમાનાના લોકોની પેઠે ઠડી ઠડી વાતો કરે છે જૂના જમાનાના લોકોમા જૂનો વહેવાર (સબધ) જાળવી રાખવાની ખાસિયત હોય છે એને નવુ કરતા કે તડફડ કરતા અનેક વિચાર આવે છે અને સારા–ખરાબના વિચાર વગર એ તો 'જૂનુ તે સુન્નુ '(સોનુ)ના મતવાળા હોય છે એ ધક મારીને કે પોતાની અક્કલ વાપરીને કાંઈ નવીન પ્રકારની લાઈન દોરી કરી શકે નહિ એ તો પડ્યુ પાનુ નિભાવી લેવાની વાત કરનારી છે અને આગલો સબધ જાળવી રાખવાના મોહવાળી છે લાજ–શરમમા રહેનાર પ્રાણીને ઘણી વાત નભાવી લેવી પડે છે અને કેટલીક વાર પોતાના પક્ષવાળાની વાત અયોગ્ય કે અણઘટતી હોય તોપણ

---

શબ્દાર્થ—આલી = સખી સાહેલી લાજ = શરમ નિગોરી = અપઢ, મૂર્ખ (જેણે ગુરુ પાસે શિક્ષા લીધી નથી તેવી ) ગમારી = અણસમજુ, ગામડિયુ જાત = જાતિ, વર્ગ મુહિ = મને આન = આવીને મનાવત = સમજાવે છે વિવિધ = જુદી જુદી ભાત = રીત

તેની સાથે ઊભા રહેવું પડે છે આ બાપડી લાજ સખી છે, એ અણઘડ અને ગમાર છે એનામાં લાંબી નજર કે અક્કલ નથી એટલે એ તો ઊલટી આવીને મને મનાવવા માટે જાતજાતના પ્રયત્ન કરે છે એ મને કહે છે કે 'જુઓ ને! આપણે આ કુમતિ કે વિભાવદશા સાથે ઘણા કાળનો સબંધ રહ્યો એટલે એને કાંઈ એકદમ મુકાય? એ તો ધીમે ધીમે એના સબંધમાં યોગ્ય રસ્તા થઈ રહેશે' પતિરાજને તડફડ વાત કરીને સાચાનો સ્વીકાર કરવાનું અને અહિત કરનારને લાત મારવાનું કહેવાને બદલે એ તો ઊલટી મને મનાવવા પ્રયત્ન કરે છે, અને મને કાંઈક ઢીલી વાતો કર્યા કરે છે એ બાપડીને ભાન પણ નથી કે કેટલીક વાર તો હામ દઈને કામ કરનાર જ વિજય મેળવે છે, પણ લાજને તો બન્નેનું રાખવું છે એટલે એ કાંઈ સાચી વાત કરી નાખે નહિ જ્યાં ઘરબાર જવા બેઠા હોય ત્યાં લાજ કેવી અને શરમ કેવી? પણ લાજ પોતે એ વાત સમજતી નથી અને ઊલટી મને મનાવે છે અને જાણે મેં કાંઈ ખોટું કામ કર્યું હોય એમ પારકાનું ઉપરાણું લઈ વાતને ગોઠવે છે (૨)

अलि पर निर्मूली कुलटी कान,
मुनि तुहि मिलन बिच देत हान   अव० ३

**અર્થ**—અને પેલી બીજી સખી (મમતા-વિભાવદશા) તો મૂળ વગરની અને જાતની કુલટા હોવાથી પતિના (તમારા) કાન ફૂંક્યા કરે છે અને મને અને તમને મળવામાં વચ્ચે વચ્ચે બાધા કર્યા કરે છે, હ્રાસ ઘાલ્યા કરે છે (૩)

**વિવેચન**—લાજ આવી રીતે ઊલટી મને અનેક રીતે મનાવે છે, સમજાવે છે અને પેલી પર-પારકી છે તે મારી વહાલી (સખી) તો મૂળ-પાયા વગરની છે અને જાતે વેશ્યાના સ્વભાવવાળી છે અને પતિ મહારાજના કાન ભંભેર્યા કરે છે પારકી સ્ત્રી તે વિભાવ દશા અથવા મમતા છે એ તો ઘડ કે મૂળ વગરની છે એને કાંઈ પાયો જ નથી, એનું ઘર નથી, એનું ઠામઠેકાણું નથી એ તો રખડુ, હેરાન કરનારી, ઢંગધડા વગરની અને સ્વભાવે કુલટા-વેશ્યા જેવી છે વેશ્યાને જેમ ઘર નહિ, ઠેકાણું નહિ, એક પતિ પર પ્રેમ નહિ, તેમ આ કુમતિ કે વિભાવદશાને ઘેર ઘેર ભટકવું છે, અને ઉપર ઉપરનો પ્રેમ બતાવી પતિરાજને બાહ્ય આનંદમાં રાખવા છે એને પતિનું ભવિષ્યમાં શું થાય તેની પરવા નથી એને પતિની રખડપટ્ટી માટે શરમ નથી એને પતિની વ્યાકુળતા માટે ક્ષોભ નથી પતિ રગડામાં પડ્યા રહે, અંદર ઊતરે નહિ અને બાહ્યાચારમાં સર્વસ્વ માને એટલે આનંદ થાય તેવો તેનો સ્વભાવ છે પોતાનો પાયો નથી એટલે એ પતિના પાયાને

---

શબ્દાર્થ—અલિ = સખી બહેનપણી પર = બીજી, પારકી, વિભાવદશા, મમતા નિર્મૂલી = મૂળ-પાયા વગરની કુલટી = છિનાળ પરપુરુષ સાથે રમેલી કાન = ચાળવાવાળી, કાન ફૂંકવાવાળી મુનિ = મને તુહિ = તને મિલન = મળવામાં બિચ = વચ્ચે, માં દેત = દે છે હાન = હાનિ, બાધા, અડચણ, હ્રાસ.

જામવા કે સ્થિર થવા દેતી નથી. એ પતિરાજના કાન ફૂક્યા કરે છે એ પતિને આડુ અવળુ સમજાવી પૌદ્ગલિક સુખમા કે મનોવિકારમા મનાવી ભરમાવ્યા કરે છે એનો બધો ઝોક બાહ્ય વ્યવહાર અને સંસારરસિકતા પર છે એની વાતોમા પુદ્ગલાનંદીપણુ અને કષાય-નોકષાયમા કે કામસેવનમા રમણતા છે અને એ રીતે એ મારો અને તમારો મેળ મળવા દેતી નથી

આપ જરા શુદ્ધ દશામા આવો, જરા અંતરાત્મભાવ તરફ પ્રવૃત્તિ કરો, જરા આત્મઉલ્લાસસન્મુખ થવા માડો મારી વહાલી મમતા કોઈ ને કોઈ તૂત ઊભુ કરી તમને વિષયકષાયના રંગરાગમા રંગી દે, તમારા વખાણ કરે, તમારી પાસે રડી પડી તમને સંસારમા બોલાવે અને હજાર પ્રકારના જુદા જુદા ચેનચાળા કરી તમારો અને મારો મેળાપ ન થાય એવી સ્થિતિ ઉપજાવે એ જાણે છે કે મારો અને તમારો મેળાપ તો શુદ્ધ દશામા શક્ય છે અને એકવાર આપ મારી પાસે આવ્યા એટલે વિભાવદશા કે મમતાનો વારો આવવાનો નથી, એટલે એ મારો અને તમારો મેળ થવા દેતી નથી. આ રીતે આપ અને મારી વચ્ચે લાબા વખતથી ભેદ પડી ગયો છે મારા નાથ! હવે આ ભેદ મટાડી દો અને સાચાને ઓળખો[1] (૩)

पति मतवार और रंग,
रमे ममता गणिकाके प्रसंग जग० ४

**અર્થ**—અને પતિ મહારાજ તો નશામા ચકચૂર રહી બીજા જ રંગમા રંગાઈ ગયા છે અને મમતા નામની નાયિકાના પ્રસંગમા પડી મોજ માણે છે (આવી મારી દશા છે) (૪)

**વિવેચન**—વિશેષ ઉદ્ગાર કાઢતા ઊંઘતા પતિની બાજુમા બેઠેલી ચેતના કહે છે કે આ પતિ મહારાજ તો 'મતવારા' થઈ ગયેલા છે મતવારા એટલે નિશામા ચકચૂર અથવા એકાત મતનો આશ્રય લઈ તન્મય થઈ ગયેલા છે 'મતવારા' કેવા હોય, તો તેની વિગત અડતાળીશમા પદમા 'માયડી મુને નિરપખ કિણહી ન મૂકી' એમ શરૂ કરી અનેક પ્રામાણિક વાતો કરી દીધી છે,[2] અને એકાત મતના આશ્રયથી શુદ્ધ ચેતનાની કેવી દશા

*શબ્દાર્થ*— મતવારે = નિશામા ચકચૂર મદમત્ત ધનાદિ ગર્વથી ભરેલા ઓર = બીજો પોતાનો નહિ રંગ = (પર) ભાવના રમે = આનંદ માણે, મોજ માને પ્રસંગ = સહવાસ

૧ અથવા પતિરાજ ઊંઘતા છે તે વખતે ચેતના પોતાની સખી મમતાને કહે છે કે પેલી પારકી મમતા છે તે તો જાતે કુલટા હોઈ પતિના કાન ભભેરવાવાળી છે અને મને અને તને બન્નેને પતિને મળવા દેતી નથી, અને ઊલટા વચ્ચે મસાઓ ઊભા કરે છે આવો અર્થ શક્ય છે અને તે પં ગંભીરવિજય ગણિએ લખાવ્યો છે આનુ ય એક્સરખો ઊતરી આવે છે એટલે તે પણ વિચારવા યોગ્ય છે મને પ્રથમ અર્થ વધારે સુઘટિત લાગે છે —વિવેચનકાર

૨ શ્રી આનંદઘનજીના પદો ભાગ ૧, પૃ૦ ૫૦૪

કરી મૂકી છે તેનો સાચો ખ્યાલ આપ્યો છે સત્તાવીશમા પદના 'અવધૂ રામ રામ જગ ગાવે, વિરલા અલખ લગાવે'[1] એમ શરૂ કરી 'મતવાલા તો મતમે માતા'ની હકીકત કહી 'મતવાળા' કેવા હોય તે પર વિચારણા કરી છે આવી દશા ચેતનાની થઈ છે તે પર વિવેચન કરતા અન્ય વિચારકોના અને યોગીઓના તે પરત્વે વિચારો પર સક્ષિપ્ત વિવરણ ત્યા કર્યું છે આવા મારા પતિ મહારાજ છે (એમ ચેતના પુનરુચ્ચાર કરે છે)

અથવા પતિ મહારાજ તો હજુ પરભાવની નિશામા પડેલા છે એને પોતાના કોણ છે એનું ભાન નથી, એને પોતાની આતર શક્તિનુ મૂલ્ય નથી એ મમતા જેવી રખડેલ નાયિકા સાથે પ્રસગમા આનદ માને છે એ પુત્ર કે ધનમાલ-ખજાનામા જીવનસાફલ્ય માને છે અને એક અથવા બીજા આકારમા સસારમા રખડયા કરે છે એને પોતાનુ ઘર કયા આવ્યુ છે તે પણ જડતું નથી અને દારૂડિયો માણસ જેમ ગમે તેની સાથે લડી જાય, તેમ પતિદેવ અત્યારે તો મમતા ગણિકાના પ્રસગમા પડી ગયા છે, અને ત્યાથી સુખ મેળવવાના ફાંફા મારે છે આવા પતિરાજ તો 'ઔર રગે' એટલે પોતાના નહિ એવા પારકા રગે રગાઈ ગયેલા છે અને પોતાનો મૂળ સ્વભાવ છોડી વિભાવને સ્વભાવ માની સ્વીકારી રહ્યા છે આવી વર્તમાન પરિસ્થિતિ થઈ રહી છે (૪)

जब जडतों जडवास अत;
चित्त फूले 'आनदघन' भय वसत   जग० ५

**અર્થ**—આ (અત્યારે વર્તતા) જડ સાથેના સહવાસનો અત-છેડો આવે ત્યારે ચિત્તમા પ્રસન્નતા થાય અને આનદના સમૂહ સાથે વસતની બહાર થાય. (૫)

**વિવેચન**—આ રીતે અત્યાર તો પતિદેવ જડવાસમા મુગ્ધ થઈ ગયા છે જે વાસમા એ વને છે ત્યા જડની ઉપાસના છે એમા ઇંદ્રિય-વિષયોનો ભોગવટો છે એમા પુદ્ગલ સાથે આરામચેન છે એમા ભોગવિલાસને જ સ્થાન છે એમા બાહ્યાચારને જ માર્ગ છે એમા પરભાવમા રમણતા હોઈ જડની ઉપાસના છે આવા જડવાસના અત્યારે તો પતિ મહારાજ ફસાઈ ગયા છે એ આમ કરે કે તેમ કરે, એ એકની સોબત શોધે કે બીજાની, પણ એનો 'વાસ' જ એવો છે કે એના ચારે તરફ જડમા જ આનદ દેખાય તેવુ વાતાવરણ છે અને આવા વાતાવરણના ભોગ પતિરાજ થઈ પડયા છે એ ધર્મક્રિયા કરે તેમા પણ એને ફળાકાક્ષા 'રમણી-ધન-સુદરબાળા'ની થાય છે સાધ્ય સ્વર્ગપ્રાપ્તિ કે આનદરમનના જડવાસનુ જ હોય છે અને એમા એ એક જડવાસમાથી બીજામા અવડાયા કરે છે આવા જડવાસનો જ્યારે અત આવી આવે, એટલે પતિદેવ જ્યારે એ

શબ્દાર્થ—જબ=જે કાળે જડતો=પ્રાપ્ત થતો, મળે જડવાસ=મૂર્ખ સાથે વસવાટ નિવાસ અત=છેડો ફૂલે=પ્રસન્ન થાય ભય=ભયે, થાય વસત=બહારની મોસમ

૧ શ્રી આનદઘનજીનાં પદો ભાગ ૧, પૃ૦ ૨૯૭

જડની ઉપાસના છોડી દે, જ્યારે એ પોતાનાને બરાબર ઓળખે અને અંતરાત્મદશામાં આનંદની સાધ્યને સાથે માર્ગે આવી જાય ત્યારે મન વિકસ્વર થાય. જો હવે મારા નાથ પોતાનો જડવાસ મૂકી દે અને 'ચેતનવાસ'માં રહેવા આવે, તો ચિત્ત પણ ફૂલે, અને સુપ્રસન્ન થાય. આવી સ્થિતિ થાય ત્યારે આનંદના સમૂહ સાથે ચેતનનો વસંત થાય, ચેતનરાજ પોતે ફાલેફૂલે, વિકાસ પામે અને વસંતકાળમાં જેમ વનસ્પતિ હિલોળે ચઢે છે તેમ પ્રસન્ન મન સાથે ચેતનરાજનો આનંદસમૂહ થનગની ઊઠે (૫)

**ઉપસંહાર**—એટલે મારી તો એક જ પ્રાર્થના છે કે ચેતનરાજ! મારા પતિદેવ! મારા ગુરુરાજ! આપ હવે જાગો, આપની ઊંઘ ઉડાડો અને મારી અને તમારી વચ્ચે જે આંતરો પડી ગયો છે તેનો અંત લાવો એમાં આપને લાજ આડી આવે છે એ તદ્દન ખોટી વાત છે લાજ તો જાતે મૂંખી છે કુલટાઓ સાથે રખડવું, એ આપ જેવા મારા દેવને શોભતું નથી અત્યારની ઉપાધિનું કારણ પતિદેવનો જડવાસ છે અને એ જડવાસને લઈને આખું વાતાવરણ ડોળાઈ ગયેલું રહે છે જ્યારે પતિદેવ પોતાની હાલહવાલ સ્થિતિ જડવાસને કારણે થયેલી સમજશે, જ્યારે એમને એ વાસમાંથી બહાર નીકળવાનું મન થશે, ત્યારે ચિત્ત વિકસ્વર થશે, ચેતનરાજ (આત્મા) પોતે આનંદના ઘન બની જશે અને અંતર રાજ્યમાં વસંતની વનરાજી થશે અત્યારે જે બહારની શોભા, પૌદ્ગલિક આનંદ અને વિલાસમાં જીવનસાફલ્ય મનાય છે તેને બદલે અનેરો સાચો દીર્ઘ કાળનો આનંદ થશે અને આત્મપ્રદેશમાં અજવાળું ઝોકાર થઈ જશે (૬૪)

## પદ પાસઠમું[1]

**ભૂમિકા**—આ આખું પદ ચેતનાના મુખમાં મૂક્યું છે સુમતિ, સમતા, ચેતના એક જ છે **સુમતિની** નજરે જોઈએ ત્યારે એના જ્ઞાનગુણને આગળ કરવામાં આવે છે, **સમતાની** નજરે જોઈએ ત્યારે એના ચારિત્રગુણને આગળ ધરવાનો હોય છે અને **ચેતના** તરીકે એને વિચારવામાં આવે ત્યારે એમાં અનંતજ્ઞાનદર્શનચારિત્રાદિ અનેકગુણોનો વિચાર કરવાનો રહે છે આ વાત ધ્યાનમાં રાખવી

આનંદઘનજીએ કુલ સાત સાખીઓ બનાવી છે ૬, ૭, ૮, ૧૨ પદની ઉપર ચાર સાખીઓ પ્રથમ ભાગમાં આવી ગઈ, આ બીજા વિભાગમાં ૬૫, ૭૦, ૯૦મા પદમાં મળીને ત્રણ સાખી છે સાતે સાખી અતિ ભવ્ય, હૃદયસ્પર્શી અને ધ્વનિકાવ્યના નમૂના

૧ આ પદના વિવેચનને અંગે મને ૧ ગંભીરવિજયજીના અર્થ ઉપરાંત ટબાકારનો અર્થ અને મારા એક મિત્રની નોંધ સાંપડ્યા છે તેથી વિવેચન કરવામાં વિસ્તાર જરૂર થવા સંભવ છે, પણ અનેક દૃષ્ટિબિંદુઓથી પદવિચારણાનો લાભ મળશે —**વિવેચનકાર.**

છે સાખીનો સંબંધ દરેક પ્રસંગે તેની સાથે પદને બરાબર લગતો હોય છે આ સાખીનું કાવ્યમંથોમાં ખાસ સ્થાન છે તે પર ઉપોદ્‌ઘાતમાં વિવેચન જુઓ અહીં તેના હૃદયસ્પર્શીપણા પર ખાસ ધ્યાન ખેંચવું પ્રસ્તુત છે

૫૯

(સાખી)

राश शशि तारा कला, जोसी जोईने जोस,
रमता गुमता कब मिले, भागे विरहासोस.

**અર્થ**—(સાખીનો) અહો જોશીરાજ ! રાશિ, ચંદ્રબળ, ગ્રહબળ અને લગ્ન-અંશબળ જોઈને કહે કે રમતારામ ચેતન મહારાજ અને સમતા-સુમતિ ક્યારે મળશે કે જ્યારે આ વિરહનો શોક મટી જાય ?

**વિવેચન**—ચેતના દીર્ઘકાળના વિરહથી વાડી ગઈ છે એ પતિને સમજાવી ઘેર લઈ આવવા અનેક પ્રકારના પ્રયાસ છે કોઈવાર વિરહની ઝૂરણાના આલાપ કરે છે, કોઈવાર અનુભવ મિત્રની પાસે કકળાટ કરે છે અને કોઈવાર સખી સમતાની પાસે બહેનપણી તરીકે પોતાનું દુઃખ ઠાલવી મન હલકું કરે છે આજે વળી એ પોતાની દશામાંથી મુક્ત થવા એક નનો કિસ્સો કરે છે પ્રાણીને જ્યારે દિશા સૂઝતી ન હોય ત્યારે એ અસ્પષ્ટ ભવિષ્ય જાણવા માટે જોશી મહારાજનો આશ્રય લે છે લોકો જોશમાં માને છે એ માન્યતા પર આધાર રાખી ચેતના પોતાનો વિરહકાળમાંથી છુટકારો ક્યારે થશે તે પર સવાલ કરે છે

બાર રાશિ છે (ધન, મકર, કુંભ વગેરે), એ બાર રાશિમાંથી સૂર્ય પસાર થાય છે, ચંદ્રનો યોગ અને સ્થાન પણ ભવિષ્ય જાણવા માટે ગણવાના હોય છે તારા એટલે અહીં ગ્રહો સમજવા મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, સૂર્ય રાહુ, કેતુ, ચંદ્ર ગ્રહો છે એ ગ્રહોના સ્થાન, અરસપરસનો સંબંધ, એને અંગે પડતા ખૂણા અને એની કળા એટલે અંશો, એની ગણતરી કરીને કુંડળી મુકાય છે કુંડળીમાં ગતિ, વ્યાપાર, લાભ, મેળાપ વગેરેનાં સ્થાનો હોય છે અને ગ્રહની ગતિ, સ્થાનો, અંશો અને રાશિનો હિસાબ કાઢી તે પરથી મેળાપનો સમય મુકરર કરી શકાય છે એવી જ્યોતિષની માન્યતા છે

ચેતના કહે છે કે અત્યારે તો રમતારામ ચેતનજી અને પતિવલ્લભા સમતાનો વિયોગ

---

પાઠાંતર—સાખી રાશ-રાસ શશિ-સસિ જોઈને-જૂઉને, જોઈન 'રમતા ગુમતા કબ મિલે' ના બદલે 'આતમ મિત્તા કબ મિલે' 'આતમ સમતા કબ મિલે,' 'રમતા સુમતા કબ મિલે' ભાગે-ભાગે, ભાગે વિરહાસોસ-વિરહકે સોસ

શબ્દાર્થ—સાખી રાશ=બાર રાશિ શશિ=ચંદ્ર, ચંદ્રમાનું બળ તારા=ગ્રહબળ કળા=અંશ જોસી=જ્યોતિષી જોશ જોનાર ગ્રહબળ પરથી ભવિષ્ય ભાખનાર જોસ=ગ્રહબળ (જોશ) રમતા=પતિ, આત્મા સુમતા=આત્માની સ્ત્રી, સમતા કબ=ક્યારે ભાગૈ=ભાગે, દૂર થાય, મટે નાશ પામે સોસ=અફસોસ, શોક દિલગીરી

કે પરભાવરમણતા એટલી બધી વધારે પડતી થઈ ગઈ છે કે એના પર અનેક દિશાએથી મારો ચલાવવામા આવે તો જ તેના પર કાબૂ આવે તેમ છે અને તે કામ સ્વસવેદનથી અથવા યોગીના પરિભાષામાં કહેવામા આવે, ત્યારે તે અતરને જરૂર સ્પર્શે છે બાકી, અનાદિ સ્વભાવ પર અકુશ મેળવવામા ભાર મુશ્કેલી છે, પણ પ્રબળ પ્રયાસથી એ માર્ગે ગમન થઈ શકે છે અને એના પ્રાપ્તિ પણ થતી જાય છે તેટલા માટે એ સાધ્ય હોઈને એને પ્રાપ્ત કરવા માટે પ્રથમ દરજ્જે કુમતિ કોણ છે અને કેવી હોય છે, તેણે કેવા કેવા માઠા પરિણામો નીપજાવ્યા છે એનો વિચાર કરવામા આવ્યો છે

या कुबुद्धि कुमरी कौन जात, जिहां रीझ चेतन ग्यान गात. या० १

**અર્થ**—જે કુબુદ્ધિ ગીધડી ઉપર ચેતનરાજ રીઝી–મોહી પડ્યા છે તે કોણ જાતની છે? આ વાત જ્ઞાન ગાઈ આપે છે–સ્પષ્ટ કરી બતાવે છે (૧)

**વિવેચન**—જ્ઞાન–સમ્યગ્જ્ઞાનનો વિષય પ્રકાશ પાડવાનો છે જે વસ્તુને વસ્તુ તરીકે ઓળખાવી આપે, સાચા સ્વરૂપે બતાવી આપે અને તેના પર સાચો પ્રકાશ પાડે તેનુ નામ જ્ઞાન કહેવાય. જ્ઞાન એ ચેતનરાજનો મૂળ ગુણ છે દર્શનથી સામાન્ય સ્વરૂપ દેખાય છે, ત્યારે જ્ઞાનથી વસ્તુસ્વરૂપનુ વિશેષપણે દર્શન થાય છે ચેતનનો કુબુદ્ધિ સાથે ગાઢ સબધ થઈ ગયો છે, કુમતિ સાથે એ ઓતપ્રોત થઈ ગયેલ છે અને પરભાવ જાણે એનો સ્વભાવ થઈ ગયો છે અને એના પરિચયમા ચેતન આવે ત્યારે એને ખેદ, સકોચ કે ઘૃણા થવાને બદલે એને એ સહવાસ–સબધના આનદ થાય છે મા કારણે જ્ઞાન પોતી કુબુદ્ધિ બાઈનો પરિચય કરાવે છે જેના પરિચયમા ચેતનરાજ રાજી રાજી થઈ જાય છે તે કોણ છે, કેવી છે, ક્યાની છે, તેની ઓળખાણ થઈ જાય તો પછી તેની સાથે પરિચય રાખવા કે વધાર વાના પરિણામ ચેતન વિચારી શકે

કુબુદ્ધિને કુમરી કહેવામા ભારે સકેત છે એ અનેકને પરણે, ઘેર ઘેર રખડે, ખટપટ કરી ચેતનાને સ્થાને બેસી જાય, અને ખોટા બહાના બતાવી એને એના ઘરમાથી તગડાવી મૂકે, છતા એ બાળકુમારી છે, તાજીમાજી છે, સર્વદા યૌવનમસ્ત છે, અને ચપળતા, વિલાસ અને ઓનીચાલીમા અત્યત આકર્ષક છે આ કુમતિબાઈનુ નામ પસદ ન આવે તેવુ લાગે તેમ છે, પણ એ વાતનુ આ કુમરીને કાઈ નથી એનુ આકર્ષણ અદમ્ય છે, એની જાત આટીઘૂટીવાળી છે અને એની ચર્ચા અભ્યાસ કરવા યોગ્ય છે

'કુમરી'નો અર્થ હિંદી ભાષામા 'પકુડ જાતનુ એક પક્ષી' એમ થાય છે એ કબૂતરની જાતનુ પક્ષી છે ગીધનુ નામ પણ 'કુમરી' કહેવાય છે આવી હલકી જાતની

---

પાઠાતર—યા–આ કુમરી–આ કુમરી કૌન=કવન.

શબ્દાર્થ—યા = વિભક્તિ લાગવા પહેલાનુ વહનુ સક્ષિપ્ત રૂપ કુમરી = પક્ષિ જાતિનુ પક્ષી, ગીધણી કૌન = કઈ, કોણ ગ્યાન = જ્ઞાન ગાત = ગાય છે કહે છે

ત્રી ગીધડી જેવા સ્વભાવવાળી કુબુદ્ધિ બાઈ કોણ છે અને કઈ જાતની છે તેનો પરિચય જ્ઞાન આપે છે (૧)

હવે જ્ઞાન કુબુદ્ધિની જાતભાતનો ખ્યાલ આપે છે, તે આપણે ઝીલીએ —

कुच्छित साख विशेष पाई, परम सुधारस वारी जाई या० २

**અર્થ**—ખોટી આબરૂને વધારે મોટા પ્રમાણમા મેળવીને એ ઉત્કૃષ્ટ અમૃતરસને નિવારીને (એને ઘેર) ચેતનરાજ જાય છે (તે કુબુદ્ધિને બરાબર ઓળખો છો ? એની જાતભાત તપાસી છે ?) (૨)

**વિવેચન**—ચેતનરાજ અનેક સારા માર્ગ મૂકીને એ કુબુદ્ધિને વળગતા જાય છે તેને ખાસ ઓળખવાની જરૂર છે એ જેમ જેમ કુબુદ્ધિનો પરિચય વધારતા જાય છે તેમ તેમ તેમની આબરૂ વધારે વધારે ખરાબ થતી જાય છે માણસનુ જીવતર કેવુ છે તે તેની 'શાખ' પરથી માલૂમ પડે છે સજ્જન વ્યાપારીની શાખ એવી હોય કે જગલમા અને દરિયાપાર પણ એના નામની હૂંડીના નાણા મળે એના એક બોલ પર લાખો રૂપિયા મળે અને એના એક બોલ પર બજારના વધઘટનો ફેરફાર થઈ જાય આ સજ્જનનું લક્ષણ છે પણ જ્ઞાન કહે છે કે ચેતનરાજ તો અત્યારે કુત્સિત શાખ–ખોટી આબરૂ–વધારે ને વધારે મેળવતા જાય છે અને હીણઆબરૂવાળા થઈને પણ ચેતતા નથી. ત્યારે એ શુ કરે છે ?

આબરૂ ખરાબ કરવા ઉપરાંત તેઓ પરમ સુધારસ, જે એમના જીવનનુ રહસ્ય છે અને જે અતિ મૂલ્યવાન ખજાનો છે, તેની પણ દરકાર ન કરતા એ પેલી કુમરી કુબુદ્ધિને ત્યા જાય છે સુધારસ જેવી ચીજને લાત મારનાર પોતાની શાખ વધારે ને વધારે બગાડે એમા નવાઈ નથી અનંત આનંદનો ભંડાર, અનંત શાંતિનો દરિયો, અને અખંડ સ્થિરતાની ભવ્યતારૂપ સુધારસ ચેતનરાજ પાસે છે, તેને વારીને ચેતનરાજ પેલી કુબુદ્ધિને ઘેર જ જાય છે, બહાર રખડયા કરે છે અને અંદરને ઓળખતા નથી. આ ખરેખર, વિષમ સ્થિતિ છે

ચૌદમા પદમા અનુભવને ઉદ્દેશીને આવી જ વાત કરી છે ત્યા ત્રીજી ગાથામા સમતા કહે છે–"કુલટા કુટિલ કુબુદ્ધિ સંગ ખેલકે, અપની પત કયુ હારો" ત્યા જે પત (આબરૂ)ની વાત કરી છે તેને મળતો જ ભાવ અહીં 'સાખ' કે 'શાખ' શબ્દમાથી તારવી શકાય છે જ્યારે ચેતન ઇંદ્રિયના ભોગોમા આસકત થઈ જાય, અને પરભાવમા પડી જઈ સ્વભાવને

---

પાઠાંતર—કુચ્છિત–કુત્સિત સાખ–સાર પાઈ–પાય સુધારસ–સિદ્રિરસ જાઈ–જાય

શબ્દાર્થ—કુત્સિત = નીચ અધમ, નિંદ્ય સાખ = શાખ, આબરૂ વિશેષ–(નામ) અધિકતા અનોખા પણું પાય = મેળવીને વિશેષ = વધારે પડતી (ક્રિયાવિ) અસાધારણ ધર્મ (નામ) સુધારસ = અમૃતરસ. વારી = નિવારી

વીસરી જાય, ત્યારે એની આબરૂ ખરાબ થઈ જાય અને પછી એ પોતાની પાસે જે ખરો સુધારસ છે તેને લાત મારી સમારનાં સરનો થતો જાય એટલે આ આખી પરિસ્થિતિનું કારણ એનો કુબુદ્ધિ સાથે લાગેલો રંગ છે એમ સહજ જણાય આટલા કારણે કુબુદ્ધિ-કુમતિ કેવી છે, અને કેવા સ્વભાવની છે એનો હજુ વધારે પરિચય નાન કરાવે છે ઉત્તમ સુધારસ તજીને ચેતન કુબુદ્ધિને ઘેર જાય છે, તેનુ કારણ કુબુદ્ધિના વિશેષ પરત્વે ચેતનનુ અજ્ઞાન છે કોઈની સાથે પરિચય વધારવા પહેલા તેનામા વિશેષતા શી છે, શા માટે તેનો પરિચય યોગ્ય છે અને એના પરિચયથી આપણને યોગ્ય માર્ગે કેટલો લાભ થશે તે વિચારવુ ઘટે અને અહીં તો ચેતનરાજ કુત્સિત શાખની વિશેષતા જાણ્યા છતા પણ એને ઘેર જાય છે, અને પરમ સુધારસને અટકાવીને ત્યા જાય છે એ તો તેથી પણ વધારે આકરી વાત છે આવી કુમતિની હજુ વધુ ઓળખાણ કરવા જેવી છે[1] (૨)

जी आगु कछु और नाही, गले पडेगी पलक माही या० ३

**અર્થ**—જીવ ! એમા કાંઈ વધારે, બીજો કાંઈ માલ-દમ નથી (અથવા હે જીવ ! ગુણ તે આ જ્ઞાન જ છે, બીજુ કાંઈ પણ હિતકારી નથી એમ જાણો) એ (કુબુદ્ધિ) તો ઊલટી ક્ષણવારમા ગળે પડશે (અને મરજી વગર ઘર કરી બેસશે) (૩)

**વિવેચન**—અને હે જીવ ! આથી વધારે એમા કાંઈ માલ નથી, એની સાથે વાત કરવામા કે એનો પરિચય વધારવામા કાંઈ માલ નથી એ તો એવી વિચિત્ર બાઈ છે કે એનો પરિચય વધારવા જશો તો તેમા આગળ કાંઈ સારા વાના થવાના નથી અને એમાથી કોઈ કસ નીકળવાનો નથી[2]

આ કુબુદ્ધિ બાઈ તો એવી વિચિત્ર છે કે એક અવારમા એ સામી ગળે પડતી આવશે. એ તો જાણે ઘરની વૈરી હોય અને તમારુ સારુ ઇચ્છતી હોય એવો ઢોગ કરી તમને

---

પાઠાતર—જી આગુ કછુ-જીઆ ગુન જાનો ઓર-ઓર

શબ્દાર્થ—જી=જીવ દમ આગુ=વધારે કછુ=કાંઈ પણ જીઆ=પ્રાણી (સબોધન) ઔર=બીજો. ગલે પડગી=કજીઆ વિરુદ્ધ પ્રાપ્ત થશે પાછળ પડશે પલક માહી=ક્ષણવારમા

---

૧ આ ગાથાનો અર્થ કરવામા પં ગભીરવિજયજીએ લખાવેલ નોટમા ભાવ આ પ્રમાણે આપ્યો છે ' જેની દુનિયામા શાખ પણ કુત્સિત એટલે નિંદનીય છે એ તેનો વિશેષ જાણ્યા સિવાય અહીં ' વિના અધ્યરથી લેવુ આ અર્થ પણ વાસ્તવિક છે, પણ ઉપર જે અર્થ કર્યો છે તેમા ' વિના 'ની જરૂર પડતી નથી અને અર્થ કરતી વખતે બનતા સુધી હકારાત્મકનો નકારાત્મક અર્થ ન કરવો એ ધોરણ માન્ય રાખી મે મૂળમા બતાવેલ અર્થ કાયમ કર્યો છે પન્યાસજીનો સૂચિત અર્થ જરૂર વિચારવા યોગ્ય છે —વિવેચનકાર

૨ ' જીઆ ગુન જાનો ઔર નાહી ' એ પાઠ વિચારીએ તો તેનો અર્થ આ પ્રમાણે થાય હે ચેતન ! જીવ ! ગુણ તો આ જ્ઞાન જ છે અને બીજો કોઈ પણ હિતકર નથી, એમ જાણો આ અર્થ બરાબર છે, પણ તેમ કરવામા પ્રથમ ગાથાથી ' જ્ઞાન ' ગાન કરે છે એ નિર્દેશનમા પ્રક્રમભગ થાય છે, એટલે મે મૂળમા મૂકેલો પ્રતનો પાઠ સ્વીકાર્યો છે —વિવેચનકાર.

નકામો નાસ આપશે જેમ કુભાર્યા કે પણયાગના હોય તે પોતાના યાર પાસે મીઠી મીઠી વાતો કરે અને કોઈ એનો સાચો પરિચય આપવા જાય તો ઊલટી સામે વળગતી આવે એવી આ નઠ્ઠ-ભ્રષ્ટ બાઈ છે એનો સ્વભાવ જ કલેશ કરવાનો છે આવા સ્વભાવવાળી ભટકનારી કુભાર્યા છે અને તેના ઉપર ચેતનદેવ રીઝી રહ્યા છે આવી બૈરીને તે કોઈ બૈરી કે ઘરવાળી કહે? માટે જ્ઞાન ગાઈ ગાઈને સમજાવે છે કે આ કુબુદ્ધિ બાઈ કોણ છે અને કઈ જાતની છે તે બરાબર સમજો એના સહચારથી થતા અને થનાર પરિણામ પર પુખ્ત અને પુષ્ટ વિચારણાની જરૂરિયાત છે (૩)

रखा छेदे वाही नाम, पढीए मीठी सुगुण धाम या० ४

**અર્થ**—(માટે જાણી લો કે) જે ચાલી આવતી પ્રણાલીને કાપી નાખે, તેનું ખરુ નામ થાય, એવા (જ્ઞાન)ને પઢીએ, કારણ કે એ સદ્‌ગુણનુ ધામ છે"[1] (૪)

**વિવેચન**—આ ગાવામા મને ઘણી ગૂઢતા દેખાય છે પ્રથમ ગુરુમહારાજે બતાવેલ અર્થ વિચારીએ ભવરૂપ રેખાને જે કાપી નાખે, ભવભ્રમણને તોડી નાખે તે જ જ્ઞાન મીઠુ, અને સદ્‌ગુણનુ ધામ છે આટલી વાત જાણીને જે ભવભ્રમણ ટાળે તેવું જ જ્ઞાન પઢવું આ અર્થ બધબેસે છે, પણ એ પ્રમાણે અર્થ કરવા જતા જ્ઞાને જે ગાન પ્રથમ ગાથાથી શરૂ કર્યું છે તે આખો લય ખલાસ થઈ જાય છે અને જ્ઞાન કેવુ પઢવુ તે વાત શરૂ કરવામા આવે છે બીજી રીતે અર્થ બેસાડતા મને સૂચન થાય છે તે રજુ કરુ છુ

'વાહી' એટલે મૂર્ખ કે 'બૂરો' જે ચાલતી પ્રણાલીને એટલે પ્રગતિના માર્ગને તોડી નાખે, પ્રગતિને બદલે પશ્ચાદ્‌ગતિ કરાવી નાખે, જે આગળ વધવાની રીતિને-માર્ગને છેદી નાખે, તેની ખ્યાતિ ખોટી થાય અને તેનુ નામ બગડતું જાય આવા પ્રકારની એ કુબુદ્ધિ બાઈ છે, એનુ નામ બૂરુ છે, એની આબરૂ બૂરી છે, એની રીતભાત બૂરી છે; આ પ્રમાણે હોઈને બીજી સુગુણ ધામવાળી મીઠી મધુરી બાઈ છે તેને બરાબર અભ્યસીએ, એટલે દુનિયામા કોનો પરિચય કરવો તેનો બરાબર ખ્યાલ આવે આ સુગુણ ધામવાળી મીઠી બાઈ તે સુમતિ કે સદ્‌બુદ્ધિ છે એ બાઈ કદી રેખાને છેદતી નથી, પ્રગતિનો પથ કાપતી નથી, ખોટે માર્ગે જ્યા ત્યા રખડતી નથી અને એનુ નામ પણ બૂરુ કે અકારુ નથી આ કુબુદ્ધિની સાથે સરખામણીમા સદ્‌બુદ્ધિનો પણ બરાબર અભ્યાસ કરીએ એમા પોતાનુ અતિમ શ્રેય છે, સાચો વિકાસ છે અને અતરનો આનદ છે એ બાઈ કદી ગળે પડે તેવી નથી આ પ્રમાણે અર્થ કરવામા જરા પણ પ્રક્રમભગ થતો નથી વિચારણા માટે આ બેસતો થતો ભાવ રજૂ કર્યો છે (૪)

પાઠાતર—નામ-તામ

શબ્દાર્થ—રેખા = આકો, લીટી છેદે = કાપી નાખે વાહી = નકામો મૂર્ખ, બૂરો નામ = ખ્યાતિ પઢીએ = અભ્યસીએ ભણીએ મીઠી = મજાની સુગુણ = સદ્‌ગુણ ધામ = ઠેકાણુ

૧ આ અર્થ પ ગભીરવિજયના અર્થ મુજબનો છે બીજા શક્ય અર્થ માટે વિવેચન જોવુ

तो आगे अधिकार ताहीः 'आनदघन' अधिकेरी चाही पा० ५

**અર્થ**—એની આગળ એની તેની વિશેષતા—અધિકાઈ છે અને આનદઘનની એના (એવા જ્ઞાન) પર વધારે પડતી ચાહના છે (માટે આવા જ્ઞાન પર ચાહના રાખો અને કુબુદ્ધિની જાતને ઓળખી તેને છોડી દો) (૫)

**વિવેચન**— આ સૂચિત અર્થને લબાવતા આગળ વધીએ તો આ છેલ્લી ગાથાનો ભાવ આ પ્રમાણે થાય આ પ્રમાણે આગળ વધવાનો અધિકાર પણ તે મીઠી સુગુણધામ વાળી (સદ્બુદ્ધિ)નો જ છે અને એ એનો ભવ્ય વિશાળ પ્રદેશ છે એ મીઠી સુધાન વાળીના ઉપર આનદઘનને વધારે પડતી ચાહના છે આ પ્રમાણે હોઈને તમે કુબુદ્ધિની જાત-ભાતને ઓળખો અને તેની સરખામણીમા સદ્બુદ્ધિને પણ બરાબર જાણી-પિછાની લો આ ભાવ વિચારવા યોગ્ય છે એમા જરા પણ પ્રક્રમનો ભગ નથી

મૂળ અર્થ પર આવતા આ ગાથાનો આશય સ્પષ્ટ છે એનો અર્થ કરતા ગુરુમહારાજ લખાને છે કે જે જ્ઞાનને (તેને) આગળ કરીને ચાલે તે જ અધિકેરી એટલે અધિકાઈ છે, કારણ કે જ્ઞાનને વિષે જ આનદઘનની અધિક ચાહના હોય છે આ અર્થ વિચારવા યોગ્ય છે આ અર્થ પ્રમાણે જ્ઞાનના મહત્તા અને પ્રકાર આ ચોથી અને પાચમી ગાથામા બતાવ્યા છે અને જ્ઞાનમા પણ સમ્યગ્જ્ઞાનનો સાચો મહિમા વર્ણવી તેનુ મુખ્ય ધ્યેય રેખા છેદનનુ બતાવી, તેને સુગુણના ધામ તરીકે વર્ણવી, તેની આદેયતા સ્પષ્ટ કરી છે અને આનદઘન આવા સાચા જ્ઞાનની ચાહના કરે છે એ વાતને આગળ કરી છે[1] (૫)

**ઉપસહાર**—આ પદમા વર્ણવેલ કુબુદ્ધિ દેવીને આપણે કુમતિરૂપે અને કવચિત્ કુબુદ્ધિ નામે અગાઉ પણ જોઈ ગયા છીએ. બારમા પદ પર સાખી આપી છે ત્યા કુબુદ્ધિને કુવટા તથા કુટિલગતિવાળી તરીકે વર્ણવી સુબુદ્ધિ સાથે એની લડત બતાવી છે અને બન્નેની લડતમા અતે કુબુદ્ધિની હાર વર્ણવી છે[2] ત્યાર પછી ચૌદમા પદમા ચેતનરાજને કુબુદ્ધિ સાથે ખેલતા વર્ણવ્યા છે અને ત્યા પણ કુબુદ્ધિને કુલટા અને કુટિલના વિશેષણથી વર્ણવી છે[3] અને ત્યા પોતાની આબરૂ હારવામા શુ ડહાપણ કરો છો એ વાતની ચેતનને

---

પાઠાતર—અધિગાર તાહી—અધિકેરી તાહી આનદઘન પ્રભુ અધિક ચાહી. (છે ૩ પા૦) (પ્રતનો પાઠ)
શબ્દાર્થ—અધિકાર = અધિકાઈ, વિશેષતા અધિકેરી = વધાર પડતી ચાહી = ચાહના, પ્રેમ

---

૧ બને પ્રકારે મૂળ અર્થ પ્રાપ્ત થાય છે અને બને અર્થ વિચારવા યોગ્ય છે રેખાછેદનની હકીકત બહુ મનન કરવા યોગ્ય છે એક રીતે ચાલતી પ્રણાલિકાનો છેદ કરી નવીન પ્રગતિપથને પ્રાપ્ત કરવા નો અને તેનો વિકાસ કરવાનો આશય છે અને બીજી રીતે પ્રગતિપથની આગળ ધપતી રેખાને ન માપવાની વાત છે આ બનેમાં દૃષ્ટિ તો એક જ છે 'વાહી' શબ્દનો અર્થ બૂરુ કે મૂર્ખ થાય છે એ વાત હિંદી કોશ દ્વારા સઝતા સૂચનરૂપે મીજો અર્થ કર્યો છે તે વિદ્વાનોની વિચારણા માટે છે

૨ જુઓ 'શ્રી આનદઘનજીના પદો" પ્રથમ ભાગ પૃ૦ ૧૧૨–૪

૩ જુઓ 'શ્રી આનદઘનજીના પદો" પ્રથમ ભાગ પૃ૦ ૧૦૯–૧૪૦

યાદ આપી છે એમાં જે 'પત'ની વાત કરી છે તેને આ પદમાં આવેલ 'સાખ' કે 'શાખ' સાથે શો સંબંધ છે તેનો મેળ મેળવવા જેવું છે એમાં ચેતનની પોતાની આબરૂ જવાની ટીકા કરવામાં આવી છે આના કુબુદ્ધિની આબરૂ ખરાબ છે તે વાત પર ધ્યાન ખેંચવામાં આવ્યું છે

આ તો કુબુદ્ધિના વર્ણનના ઉલ્લેખ પછી કુમતિના ઉલ્લેખો તો અનેક પદમાં આવી ગયા છે એ કુમતિ અને કુબુદ્ધિમાં કાંઈ ફેર નથી. કુમતિ મતિઅજ્ઞાનનો વિલાસ છે અને એનો આકાર ઉપયોગ થાય ત્યારે શ્રુતઅજ્ઞાનરૂપે કુબુદ્ધિ પોતાનો ભાગ ભજવે છે વસ્તુતઃ બન્નેનું મૂળ જ્ઞાનના આવરણમાં છે બન્ને અજ્ઞાનમાં અંતર્ગત છે, વસ્તુતઃ એ ચલિત હોય છે અને પ્રાણીને ખોટા માર્ગે દોરી જાય છે આખું રૂપ ચેતનરાજ એનામાં લીન છે અને એ જ પોતાના પર પ્રેમ રાખનાર ખરી પત્ની છે એમ માની એના તરફ ઘસડાયા જાય છે અને એની અસર તળે ઘસડાયા કરે છે આ સ્થિતિનો અંત આવે તો જ ચેતન ઠેકાણે આવે અને તેટલા માટે કુબુદ્ધિ કેવી હોય છે તેને ઓળખવાની જરૂર હોઈ, આ પદમાં તે માટે કેટલાક તેના પરિચયો આપ્યા છે (૭૮)

## પદ પચોતેરમું

ભૂમિકા—વર્તમાન નાટકનો ઉદય થાય છે એ નમ્ર સૂચના કુબુદ્ધિ અને કુમતિ કોણ છે, એના પરિચયથી આબરૂ અને ગૃહાચારપ્રતિષ્ઠામાં ચેતનરાજને કેટલું નુકસાન થયું છે તે સદ્જ્ઞાને સમજાવ્યું પણ એ તો આખો વખત કુમતિના સંગમાં એટલો રક્ત રૂઢ થઈ બેઠો છે કે એ પોતાની ઘરની પત્નીને સંભારતો પણ નથી. અને સુમતિના કહ્યા તો એઓને એવી ચાલ્યા કરે છે ચેતના તો ચોતરફ સર્વ પ્રકાર હેરાન-પરેશાન થઈ બેઠી છે, પતિના દર્શન કે મેળાપનો લાભ પણ મેળવી શકતી નથી અને સદ્જ્ઞાન જેવા સત્સંગી સાચો માર્ગ બતાવે તે તરફ પણ ઉપેક્ષા કરતી જુએ એટલે એને વારંવાર ખેદ થાય તે સ્વાભાવિક છે આવી અતિ નિરાશાજનક પરિસ્થિતિમાં પણ એ પતિ તરફ અવગણના દાખવતી નથી, અને કોઈ પણ રીતે પતિદેવ ઘેર આવે અને કુસંગનો સંગ છોડે તે માટે સુવિહિત પ્રયત્નો ચાલુ રાખે છે

ચેતનાને વિવેક-મિત્રની શક્તિ, સમજ અને આવડત માટે ઘણું માન છે વિરહ દુઃખમાં દિલાસો આપનાર, સાચા માર્ગની દોરવણી કરનાર અને આશાવાદથી ભરેલા આ વિવેકે સોળમા પદમાં વાત વાતમાં કહ્યું હતું કે 'આનંદઘન ભગવાન તારી સેજડી પર આવશે અને રંગરોળ કરી નાખશે'[1] આ હકીકત એના ધ્યાનમાં હતી અને અત્યારે સદ્જ્ઞાને સાચા માર્ગની દિશા આગલા પદમાં બતાવી, પણ ચેતનજીએ એ વાત પર ધ્યાન પણ

૧ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧, પ૦ ૧૬ પૃ ૨૨૮.

ન આપ્યુ આવા પ્રસગે ચેતના હવે વિવેક તરફ પોતાનુ ધ્યાન ખેચે છે અને વિવેક મિત્ર વચ્ચે પડીને ચેતનને સમજાવે એમ ઇચ્છે છે સદ્જ્ઞાન જેવા સાચો માર્ગ બતાવનાર અત્યાર ચેતનદેવ પાસે ફાવ્યા નથી એ હકીકત ચેતના જાણતી હતી એવી વિવેકમિત્રનો સખા તરીકે ઉપયોગ કરી લેવા ઇચ્છે છે આ વિવેકમિત્રને સારી રીતે ઓળખવાની જરૂર છે

સક્ષેપના વિચાર કરીએ તો, સાચા-ખોટાનો તફાવત બતાવનાર, લાભી ન ઠરે લાભા લાભની સાચી તુલના કરાવનાર અને અનેક દષ્ટિબિન્દુને ધ્યાનમા રાખી તેનો સમન્વય કરનાર વિશિષ્ટ આતર તત્ત્વને 'વિવેક' કહેવામા આવે છે વિવેકનુ સ્થાન ઘણુ ઉચ્ચ છે, પણ એ સદ્જ્ઞાન પૂર્વકની વિવેચક શક્તિ વગર આવતો નથી એ ધ્યાનમા રહે એ આખના પડળ ઉઘાડી નાખે છે, સાચી ગણતરી સમજાવે છે, શાત તુલનાનો યોગ કરાવી આપે છે અને ઉકળાટ, ઉધમાત કે સહસાકારીપણાને દૂર રાખે છે એને ચિત્રકારો પર્વતનુ સ્થાન આપે છે અને ઉચ્ચ અવલોકના કરવાનો અને નિર્ણય પહેલા ચારે બાજુ તપાસવાનો અધિકાર આપે છે આવો વિવેક સલાહકાર તરીકે હોય તો તેથી લાભ જરૂર થાય

દેવી ચેતના મિત્ર વિવેક પાસે મન ખોલીને વાત કરે છે એ વાત કરવામા એને પોતાના ઘરના છિદ્ર ખોલવાની મુરાદ નથી એ તો પતિપ્રાણા વિનયી દેવી છે એ વિના કારણ ઘરની વાત બીજા પાસે કરે નહિ, પણ અમુક સયોગોમા જો સમજુ હિતેચ્છુની પાસે વાત ન કરવામા આવે તો સુવાની વાત માની જાય છે, અને ગૂચવાયલા કોકડાનો કોઈ રીતે નિકાલ આવતો નથી આ સયોગોમા ચેતના પોતાની સ્થિતિનુ વિવેક પાસે વર્ણન કરે છે આગળ જોવામા આવશે કે આ વાત કરતા કરતા પણ એનામા નિરાશા અને અશક્તિ બન્ને દેખાઈ આવે છે આખા પદમા માનસવિદ્યાના અભ્યાસનો પરચો દેખાઈ આવે છે તે આગળ જતા સ્પષ્ટ થશે

प्यारे प्रान बिन मेरा कुन हवाल ?
समजे न घटकी निठुर लाल प्यारे० १

અર્થ—( ચેતના મિત્ર વિવેક પાસે વદે છે —) મારા પ્રિય વહાલા વગર મારા કેવા કેવા હાલ થયા છે અને થશે? પણ મારો વહાલો અત્યારે તો તદ્દન કઠોર થઈ બેઠો છે તેથી તે મારી અતરની પીડા સમજતો પણ નથી (૧)

વિવેચન—વિશુદ્ધ ચેતના મિત્ર પાસે કહે છે કે ભાઈ! મને લાડ લડાવનાર મારા વહાલા વગર મારા કેવા હાલહવાલ થઈ રહ્યા છે તે તુ સાભળ સ્ત્રીને તો પતિ એ સર્વસ્વ છે, પતિ વગર એના શણગાર કે અલકાર દૂર પડી જાય છે, એને નિસાસાનો આશ્રય

પાઠાતર—પ્યારે-હાડી દે છે હવાલ-હાલ. નનડી

શબ્દાર્થ—પ્યારે = વહાલા લાલન = પ્રિય, વહાલા બિન = વગર હવાલ = અવસ્થા હાલત, ઘટકી = અતરની મનની નિઠુર = કઠોર પરિણામી લાલ = વહાલા, પ્યારા

લેવાનો હોય છે અને એના ખાવામાં, બોલવામાં કે વર્તવામાં ઢંગધડાનો અભાવ હોય છે મારા મનની અંદર વતી વ્યાકુળતા તપાસ અત્યારે જાણે મારો કોઈ આશરો ન હોય, જાણે મારે માથે કોઈ ધણીધોરી ન હોય એવી મારી દશા વર્તી રહી છે

મારી આ દશા છે અને મારા લાલ—મારા પતિદેવ—અતિ નિષ્ઠુર થઈ આ વાત સમજતા જ નથી, એમનું દિલ એટલું કઠોર થઈ ગયું છે કે તેઓ એ વાતનો ખ્યાલ પણ કરતા નથી આ તો, મારે તો મારી આખી નજર પતિદેવ પર રાખવાની રહી અને એને તો એ વાતની કુછ ગણતરી જ નહિ—એવી વિચિત્ર દશા વર્તી રહી છે મારા મનમાં એને લાગે શું છે શું થઈ રહ્યું છે એ મારા ઘરની વાત લક્ષ્યમાં પણ લેતા નથી[1] (૧)

वीर विवेक ! तुं माजी माथि,
कहा पेट दई आगें छिपाई ? प्यारे० २

**અર્થ**—ભાઈ વિવેક ! તમે સર્વ પ્રકારે માહિતગાર છો સુયાણી પાસે તે પેટને કેમ છુપાવવાનું બને ? (૨)

**વિવેચન**—ભાઈ વિવેક, તું પોતે પૂરતો માહિતગાર છો, તને મારી સ્થિતિનું ભાન છે, તને મારા પતિદેવની વર્તમાન અસ્તવ્યસ્ત દશાનો પૂરો ખ્યાલ છે, તને મારા પતિદેવમાં રહેલ અનંતગુણની સત્તાનો અભ્યાસ છે તું મારી વિરહદશા, વિહ્વળદશા અને દુખી દશા સારી રીતે જાણે છે સુયાણી પાસે પેટને કેમ છુપાવી શકાય ? જેની સલાહ લેવી હોય તેને પૂરેપૂરી હકીકત ન કહીએ તો સાચી સલાહ કેમ મળે ? માટે તારી પાસે હું તો ખુલ્લેખુલ્લી વાત કરી દઉં છું કે મારા લાલન તદ્દન નિષ્ઠુર બની ગયા છે અને મારા અંતરની વાત સમજવાનો વિચાર પણ કરતા નથી સામાન્ય રીતે આવી, પતિપત્ની વચ્ચેની વાત સતી સ્ત્રી અન્ય પાસે કરે નહિ, એ વાત હું જાણું છું, પણ મારે તો તારી

પાઠાંતર—તું—તો માજી—માઝી માથિ—માહાઈ કહા—કાહા પેટ દઈ આગેં—દઈ આગે પેટ દઈ—દાઈ છિપાઈ—છપાઈ

શબ્દાર્થ—વીર = ભાઈ બહાદુર તું = તું, જિસ, તો માજી = માહિતગાર માથિ = છે કહા = શું, કેમ દઈ = દાઈ, સુવાવડ કરનાર સ્ત્રી, સુયાણી, નર્સ આગેં = પાસે છિપાઈ = છુપાવવું સંતાડવું

૧ 'લાલન' શબ્દ પ્રિય પતિના અર્થમાં હિંદી કોશ કે ગુજરાતી જોડણીકોશમાં મળતો નથી પણ જૈન સાહિત્યની અનેક સજ્ઝાયો વગેરેમાં એ અર્થમાં વપરાયેલ છે ઉપાધ્યાયજીએ દ્રૌપદીની સજ્ઝાયમાં 'દાન ધરીએ લાલન, દાન ધરીએ' એને પ્રાધાન્ય આપ્યું છે અને બીજા અનેક દાખલાઓ છે કોશકાર તો એને 'લાલન પાલન'માં આવતા 'લાલન' સાથે જોડી એનો અર્થ 'લાડ લડાવવા તે' એટલો જ આપે છે લાલન શબ્દ તેટલા માટે જૈન પરિભાષામાં યોગરૂઢ થયેલો શબ્દ ગણવાનો છે આ શબ્દ 'લાલ' એટલે ફારસી ભાષામાં 'માણેક' અર્થવાળા શબ્દથી તદ્દન જુદો છે આનંદઘને આ 'લાલ' શબ્દનો પ્રયોગ સોળમા પદમાં કર્યો છે ત્યાં તેનો બતાવેલ અર્થ બરાબર છે એ શબ્દને 'લાલન' શબ્દ સાથે ગૂંચવવા યોગ્ય નથી —વિવેચનકાર.

સલાહ લેવી રહી, તેથી તારી પાસે પેટ છુપાવવાનુ ચોગ્ય ન કહેવાય, એટલે મારા ઘરની વાત તને મારા ઘરના હિતની દષ્ટિએ કહું છુ તારી પાસે મારા પતિદેવ માટે હું નિઠુર-કઠોર વિશેષણ વાપરુ છુ, તે માટે મને ખેદ થાય છે, પણ તે સત્ય પરિસ્થિતિ બતાવે છે અને નિરુપાયે પણ સાપેક્ષ દૃષ્ટિએ મારે મારા ઘરની વાત તારી પાસે ખોલવી પડે છે[1] (૨)

तुम भावे सो कीजें वीर !
सोई आन मिलावो लालन धीर प्यारे० ३

**અર્થ**—મારા વીર! તને ગમે તે કર, પણ (મારા) લાલન સ્થિર દશામા ચાલુ રહે તે રીતે તેને (અહી) લઈ આવીને મને મેળવી આપો (૩)

**વિવેચન**—આ પ્રમાણે પરિસ્થિતિ હોવાથી મારા વીરા! તને ચોગ્ય લાગે તે ઉપાયો ચોજ, તને ગમે તે રીતે સમજાવટ કર, અને મારા ધીર લાલનને અહીં લઈ આવીને મારો તેની સાથે મેળાપ કરાવી આપ તુ સારી રીતે જાણે છે કે મારો અને મારા પતિદેવનો મેળાપ કરાવવાના તપ, ત્યાગ, ધ્યાન, ક્રિયા, દાન, દયા વગેરેના અનેક માર્ગો છે મારા પતિદેવ એ અસખ્ય ચોગમાર્ગમાથી કયે માર્ગે મારે ઘેર આવશે અને મારો વિયોગ મિટાવશે તે શોધી કાઢવુ તે તારુ કામ છે (૩)

अमरे करे न जात आध,
मन चचलता मिटे समाध प्यारे० ४

**અર્થ**—અમારા પ્રયાસથી તો વ્યથાઓ જતી નથી, મનની ચચળતા મટતી નથી અને ચિત્તની સમાધિ થતી નથી (૪)

**વિવેચન**—તને આટલો બધો આગ્રહ કરવાનુ અને વચ્ચે પડીને રસ્તો કાઢવાનુ કહેવુ પડે છે તેનુ કારણ છે આધ એટલે માનસિક વ્યથા(આધિ)ઓ પાર વગરની છે પતિદેવને અહીં આવવુ નથી એમને ઘર તરફ જોવુ નથી એમને ઘરની બૈરીનો વિચાર પણ કરવો નથી એટલે અમારાથી તો આ માનસિક વ્યથાઓ દૂર કરી શકાતી નથી, અને એને લઈને જે મનની ચચળતા મારા પતિદેવમા રહે છે તે દૂર પણ થઈ શકતી નથી. અને ભાઈ! તુ સારી રીતે જાણે છે કે જ્યા સુધી મનની ચચળતા હોય ત્યા સુધી શુદ્ધ

---

પાઠાતર—ભાવે સો-ભાવે જે સો લાલન-લલીન
શબ્દાર્થ—ભાવે = ગમે જે = જે સો = તે. કીજે = કરીએ સોઈ = તે. આન = લાવીને ધીર = સ્થિર

પાઠાતર—અમરે કરે-અમરા પકર જાત આધ-જાતિ અધ સમાધ-સમાધિ
શબ્દાર્થ—અમરે કરે = અમારા કરવાથી જાત = દૂર થાય. આધ = અરધી, થોડી માન, આધિ, માનસિક વ્યથા સમાધ = સમાધિ ચોગીના દુખ દૂર થઈ દિવ્ય શક્તિ પ્રાપ્ત કરાવનાર અતિમ ફળ

---

[1] ' ભાઈ ' માહિતગાર આ અર્થ પર વિવેચન માટે જુઓ પ૦ ૭૨, ગાથા ૧લી ગુજરાતી ટોળકાર તેનો અર્થ ' કાશ્મીરનો હોડીવાળો એમ કરે છે એનો ભાવ સબધ સાથે મેળ ખાતો નથી —વિવેચનકાર

દશા પ્રાપ્ત થતી નથી મનડું જ્યાં ત્યાં ભટક્યા કરે છે, એનામાં સ્થિરતા આવતી નથી, એનો 'ધીર'પણાનો ગુણ વિકાસ પામતો નથી અને એ બહારના બહાર ફર્યા જ કરે છે, અને ચિત્તની સમાધિ આવી શકતી નથી, એટલે પતિદેવનો અને અમારો મેળાપ થતો નથી અને મારે મારા પતિદેવને માટે 'નિષ્ઠુર' જેવું આકરું વિશેષણ વાપરવું પડે છે

પરિણતિની ચંચળતા મટાડી દેવી એ યોગની પ્રાથમિક ભૂમિકા છે જ્યાં સુધી ચંચળતા હોય છે ત્યાં સુધી એકાગ્રતા થતી નથી અને એકાગ્રતા થાય નહિ ત્યાં સુધી ચિત્ત કબજે આવતું નથી અને મન પર અંકુશ વગર ધ્યાન થતું નથી અને ધ્યાન વગર ચિત્તની સમાધિ થતી નથી અને સમાધિ વગર ચેતનરાજ સાથે સીધો વ્યવહાર થતો નથી, એટલા માટે મન-ચંચળતા મટાડવી અને છેવટે સમાધિ કરવી એ યોગના બે છેડા છે, એક પ્રાથમિક છે, બીજો અંતિમ છે અને એ ન થાય ત્યાં સુધી ચેતન પોતાને ઘેર આવે નહિ અને ચેતન ઘેર આવે નહિ ત્યાં સુધી શુદ્ધ ચેતનાનો વિરહ ભાંગે નહિ પરિણામની ચંચળતા એ ભય છે અને પ્રાથમિક ભૂમિકાના અભય સ્થિતિ કરવાની છે એની વાત આનંદઘનજીએ સંભવનાથ પ્રભુના સ્તવનમાં બરાબર કહી છે અને મનને મનાવવાની વાત શ્રી કુંથુનાથ ભગવાનના સ્તવનમાં પણ વિસ્તારવી જણાવી છે

ચેતના જણાવે છે કે અનાગથી તો આધિ-માનસિક વ્યાધિ-જતી નથી, મનચંચળતા મટતી નથી અને સમાધિ થતી નથી, માટે તું (વિવેક) બને તે કર અને મારા ધીર લાલનનો અને મારો મેળાપ થાય એમ કરી આપ[1] (૪)

जाय विवेक विचार कीन,
'आनन्दघन' कीने अधीन प्यारे० ५

**અર્થ**—(એ સાંભળીને) વિવેક ચેતન પાસે ગયા, તેની સાથે વિચાર કર્યો અને આનંદઘન ચેતનને (વિવેક) ચેતનાને આધીન કરી આવ્યા (ચેતને વિવેકના વિચાર માન્યા અને એ આનંદઘન રૂપે આવ્યા) (૫)

**વિવેચન**—આટલી શુદ્ધ ચેતનાની વાત સાંભળીને મિત્ર વિવેક ચેતન પાસે ગયો, તેની સાથે વિચાર કર્યો અને અંતે શુદ્ધ ચેતનાએ કહ્યું હતું તેવા પ્રયોગો કરી આનંદઘનને ઘેર લઈ આવ્યો અને તેને ચેતનાને આધીન એવા બનાવી દીધા કે એ પેલી કુબુદ્ધિ-કુમતિ

---

પાઠાંતર—વિવેક-વિવેકે આનંદઘન-આન આનંદઘન અધીન-આધીન

શબ્દાર્થ—કીન=કર્યો કીને=કર્યો અધીન=સ્વાધીન, કબજે

---

૧ અમરે કરે-આ શબ્દોનો અર્થ પં ગંભીરવિજયજી 'સેવા કર્યા' એમ લખાવે છે એટલે દેવ-દેવીની આરાધના કરી, પણ આધિ ન ગઈ, વિભાવની ઉપાધિ મટી નહિ આ અર્થ વિચારવા યોગ્ય છે, પણ શુદ્ધ ચેતના દેવ-દેવીમાં માને-મનાવે એના કરતા ઉપર મૂળમાં કર્યો છે તે અર્થ વધારે બંધબેસતો લાગે છે સુજ્ઞ વાચક બંને અર્થ વિચારવા —વિવેચનકાર

અને બીજી અનેક વેશ્યા–કુલટાઓ ચેતનને વળગી પડી હતી તેને એ ભૂલી ગયા અને પોતે ચેતનાને વશ થઈ ગયા

વાતનો સાર એ છે કે શુદ્ધ ચેતના પ્રકટ કરવા માટે આનંદઘન સ્વરૂપની પ્રાપ્તિ કરવી પડે છે તે પ્રાપ્તિ માટે વિવેકપૂર્વક વિચાર કરવો પડે છે વિવેક જે વિચારો જણાવે તેનો અમલ કરવો પડે છે અને એમ કરવાથી આધિ અને ચચળતા મટી જતા સમાધિ થાય છે અને ચેતનદેવ આનંદઘન સ્વરૂપે ચેતનાને આધીન થઈ જાય છે અને એનામા અત્યાર સુધી જે નિષ્ઠુરતા હતી તે દૂર થઈ જતા એ ચેતનાના ઘટની–અતરની વાત સમજે છે, તે વાતનો અને પોતાનો અભેદ વિચાર છે અને પોતાનુ સાચુ અનત સુખ ત્યા જ છે એ વાતનો એને નિર્ણય થતા એની પરિપુતિની ચચળતા દૂર થઈ જાય છે અને એ આનંદઘન સ્વરૂપ થતા ચેતના સાથે એકાકાર (અધીન) થઈ છે

ચેતનરાજ વિવેકે બતાવેલા વિચારો માન્ય કરે, અને તે પ્રમાણે વર્તે, ત્યારે એ આનંદસ્વરૂપ થઈ જાય, આનંદમય થઈ જાય અને ચેતના સાથે એકાકાર અનુભવી તેને વશ બની જાય, એનામા જે આધિ અને ચચળતા હતા તે દૂર થઈ જાય, એ એકામ થઈ જાય અને સ્થિરતા, શાતિ અને ચિત્તની સમતાને પરિણામે એનામા જે રખડપાટા કરાવે તેવા સ્થૂળ વિલાસના ભાવો હતા તે દૂર થઈ જાય અને સમાધિને પરિણામે સાચા સુખને ઓળખી એ ઘેર આવી જાય (૫)

**ઉપસંહાર**—આ પદના વિવેકનુ સ્થાન ખાસ વિચારવા યોગ્ય છે એ જરૂરને વખતે શુદ્ધ ચેતનાને જે સહાય કરે છે તે ખાસ નોધવા યોગ્ય છે એના ઉપર ચેતના જે વિશ્વાસ મૂકે છે તેનુ રહસ્ય ધ્યાનમા રાખવા યોગ્ય છે અને તે પ્રમાણે જીવનક્રમ ગોઠવવા યોગ્ય છે પ્રાણી બહુધા સ્થૂળ સુખમા રાચી જાય છે, તાત્કાલિક બહુ ટૂકી નજર રાખે છે અને એવા સુખને અતે શું થશે અને એ સુખ કેટલું ટકશે, તેનો વિચાર કરતો નથી વિવેક આવે વખતે સાચુ જ્ઞાન કરાવે છે એ સ્થાયી અને ક્ષણિક સુખનો તફાવત સમજાવે છે એ અતિમ પરમાર્થ કયા છે અને કઈ રીતે પ્રાપ્ય છે તેની ફોડ પાડી આપે છે અને કયા માર્ગે સાચી પ્રગતિ થઈ શકે છે તેની વિગત પૂરી પાડે છે આ હકીકતને સ્પષ્ટ આકારમા બતાવવા શ્રી સિદ્ધર્ષિ મહારાજે વિવેકગિરિની ભવ્ય કલ્પના કરી તેનુ સ્થાન સાત્ત્વિક માનસપુરની બરાબર સામે આપ્યુ છે અને એ પર્વતની પ્રભાવશીલતા બતાવી એનુ વર્ણન કરતા જણાવે છે કે —

"ભવચક્રમા રહેનારા પ્રાણીઓ જ્યા સુધી આ વિવેકમહાગિરિને જોતા નથી, ત્યા સુધી જ તેઓ અનેક પ્રકારના દુખોમા સબડતા હોય છે જેવુ એક વખત તેઓને આ વિવેક પર્વતનુ દર્શન થાય છે કે તુરત જ ત્યાર પછી તેઓની બુદ્ધિ ભવચક્ર તરફ થતી જ નથી, ભવચક્ર ઉપર તેમને પ્રેમ પણ રહેતો નથી અને ભવચક્ર તરફ આકર્ષણ પણ થતુ નથી.

એ વિવેકગિરિદર્શનનું પરિણામ છેવટે એ થાય છે કે તેઓ ભવનાટકને છોડી દઈને વિવેકપર્વત ઉપર ચઢી જાય છે અને સર્વ પ્રકારના દુઃખોથી રહિત થઈ અલૌકિક આનંદના ભોગવનારા થાય છે. સંપૂર્ણ આનંદ હમેશને માટે પ્રાપ્ત કરવાનો માર્ગ આ વિવેકપર્વત પર ચઢ્યા પછી તેઓને દેખાય છે. એમ થવાનું કારણ એ છે કે તેઓ વિવેકપર્વત ઉપર ચઢે એટલે ત્યાંથી તેઓ આખા ભવચક્રનગરને પોતાની હથેળીમાં રહેલા પદાર્થની માફક જોઈ શકે છે."[1]

આ વિવેકગિરિ ઉપરથી આખા ભવચક્રની અવલોકના કેટલી વિશાળ, સ્પષ્ટ અને અસરકારક તથા વૈવિધ્યથી ભરપૂર થાય છે તે માટે સદર ગ્રંથના ચોથા પ્રસ્તાવમાં રસનું પ્રકરણ આપ્યું છે (પૃ. ૯૬૮-૯૮૪). એનો વિચાર કરતાં આ વિવેકની મહત્તા ખ્યાલમાં આવે છે અને વિમલાલોક નામના યોગાંજનથી એનો અહીં સાક્ષાત્કાર કરી શકાય છે એ વાત આવે ત્યારે વિશિષ્ટ જ્ઞાનનો ચમત્કાર પ્રત્યક્ષ થાય છે.[2]

આવા પ્રકારની, સાચા અને ખોટાની વચ્ચેના તફાવતને ઓળખવાની આવડત એ વિવેક છે. એ સમ્યગ્જ્ઞાનને પરિણામે પ્રાપ્ત થાય છે. એ અંદરનો વિષય છે અને એ મળે ત્યારે આખા જગતનો કોયડો ઉકલી જાય છે. એનું સાચું સ્થાન કયું છે, એ થાય ત્યારે કેવી મોજ આવે છે અને એ ન હોય ત્યાં સુધી કેટલી અસ્થિરતા અને ચંચળતા ચાલુ રહે છે એ વાત આ પદમાં કરી છે એ ખૂબ વિચારવા યોગ્ય છે. વિવેકપર્વત પરથી આખી અવલોકના કેવી થાય છે, શું શું દેખાય છે, દેખવા પછી કેવા વિચારો આવે છે, એને પરિણામે કેવા સાચા નિર્ણયો થાય છે—તેનો બરાબર ખ્યાલ કરવામાં આવે તો વિવેક મિત્રની દરમિયાનગીરીથી વિચાર દ્વારા આનંદઘન શુદ્ધ ચેતનાને બરાબર આધીન થઈ જાય એમાં જરા પણ શક જેવું રહેતું નથી, કારણ કે વિવેક આવતાં મનની ચંચળતા અને માનસિક અવ્યવસ્થા દૂર થઈ જાય છે અને ગાડું એક વાર ચીલામાંથી નીકળી રસ્તે ચઢી ગયું એટલે આનંદસ્વરૂપ પ્રાપ્ત કરતાં કે પ્રગટ કરતાં વખત લાગતો નથી.

આવા પ્રકારની પરિસ્થિતિ નિપજાવવા માટે વિવેકની બહુ જરૂર છે. વિવેક વિચારને આધીન છે. વિચાર સદ્જ્ઞાનને આધીન છે અને આવરણ ખસેડી દેવામાં આવે કે ખસી જાય તો સદ્જ્ઞાન પોતાના ઘરનો વિષય છે, અતિ અગત્યનો વિષય છે અને પ્રયત્નથી સુપ્રાપ્ય છે. આ સર્વ વાતને જણાવનાર વિવેકમિત્રની સલાહ, સૂચના અને દોરવણી તેટલા માટે બહુ ઉપયોગી, ખાસ જરૂરી અને મહાન લાભકારી છે અને તેટલા માટે શુદ્ધ ચેતનાએ તેની યોગ્ય રીતે, યોગ્ય શબ્દોમાં અને યથોચિત સમયે માગણી આ પદમાં કરી છે, અને એ માગણીનો પાકો-બરાબર મારફતિયો શોધી કાઢ્યો છે. (૭૫)

---

૧. 'ઉપમિતિભવપ્રપંચા કથા'—ભાષાંતર ખું. પ્ર૦ ૪, પ્ર૦ ૩૩, પૃ૦ ૧૦૪૭

૨. 'ઉપમિતિભવપ્રપંચા કથા'—ભાષાંતર ખં૦ ૪, પ્ર૦ ૩૮, પૃ૦ ૧૧૦૭

## પદ છોંતેરમું

**ભૂમિકા**—આ વિભાગમા 'વસત' રાગના છ પ૦ આવ્યા ૫૮, ૬૪, ૭૦, ૭૪, ૭૫, ૭૬ છેલ્લા ત્રણ પદો પૈકી આ છે નુ પદ છે વસત રાગમા અદ્ભુત શાતિ અને વાતાવરણના અપૂર્વ ગૌરવ હે છે એ રાગનો પુરુષાકાર ( Personification ) જોતા એનું ભારપાણુ અને એનાં વિશિષ્ટતા હૃદયગમ વાય તેવા છે આ રાગમા હજુ એક પદ (૧૦૭) આવનાર છે તે લગભગ છેલ્લુ હોઈ કળશરૂપ છે

એકત્રીશમુ પદ શ્રીરાગમા ગાઈ બતાવ્યુ ત્યારે ત્યા માયા–મમતાનો પરિવાર કેવો છે અને અહીં શુદ્ધ ચેતનાનો પરિવાર કેવો છે તેનુ સામસામુ વર્ણન કરી ભારે ધમાલ કરી હતી ત્યા કામ, કપટ, મદ, મોહ, માન અને અહીં અનુભવ–અમૃતનુ પાન બતાવ્યુ હતું, અને એ આખી વાત સમતાના સામે મૂકી હતી ત્યા જે વિચાર શ્રીરાગમા બતાવ્યો હતો તેને મળતો વિચાર અત્ર વસત રાગમા બતાવ્યો છે અહીં તો શુદ્ધ ચેતના પોતે જ પતિ પાસે 'સરખામણી અને સુકાબલા' કરી વસ્તુગતે રી સ્થિતિ છે તેનો ખ્યાલ આપે છે અને તે રીતે ચેતનજીને પોતાને ઘેર પધારવા પ્રેરણા કરે છે

આ જાતની સરખામણીની માનસિક અસર બહુ વ્યાપક બને છે વણી વખત પ્રાણી પોતાની ધૂનમા ચાલ્યો જાય છે, પણ પોતે કયા જાય છે, ત્યા કોણ ધકેલીને લઈ જાય છે, ત્યા જવાની પ્રેરણા કોણ કરે છે, ત્યા કેવા કેવા વિકારો પડેલા છે—તેનો તે વિચાર કરતો નથી પણ જો એક વખત ત્યા શું છે અને અહીં શું છે એ વાત સામસામી મૂકી પ્રદર્શન આકારે તેને બતાવી હોય તો, સભવ છે કે, એ કદાચ ઘેર આવી જાય અથવા ખોટા ઘર તરફ વધારે આકર્ષણ રાખતો અટકી જાય જ્યા સુધી પ્રાણી વ્યવહારમા લીન થઈ આગળપાછળનો વિચાર કરતો નથી, અત્ય પરિણામ કે રખડપાટીના કારણોનુ પૃથક્કરણ કરતો નથી, ત્યા સુધી એની સર્વ પ્રવૃત્તિમા સાધ્યસામીપ્ય વર્તુ નથી અને અવ્યવસ્થિત ધોરણને પરિણામે એ કુટાયા–ઘસડાયા કરે છે એટલે એની સમક્ષ વાપદચિત્ર રજૂ કરવાની રીતિ ખૂબ જરૂરી માનવામા આવી છે તેટલા માટે ચેતના આ પદમા અહીં (એટલે પોતાને ઘેર, પોતાની પાસે) શું છે અને તહીં (એટલે મમતા–માયા–કુમતિને ઘેર, તેમની પાસે) શુ છે તેની કેટલીક મુદ્દામ વિગતો અહીં રજૂ કરે છે એ વિગતો બતાવવાનો આશય ચેતન દેવને પોતાની ખરી પરિસ્થિતિનુ ભાન કરાવવાનો છે અને તે દ્વારા તેના વિચાર–વાતાવરણની શુદ્ધિ કરી તેને યોગ્ય પસદગી કરવા માટેના સાધનો પૂરા પાડવાનો છે

બે શોકનો એક પતિ હોય ત્યારે તેને પોતાને મદિરે બોલાવવા શોકો જે જાતના ત્તરસ્તાનો કરે છે તેમાનુ આમા કાઈ નથી અહીં તો સાફ સાફ દાખ્દોમા, ત્યા શુ છે અને અહીં શુ છે એની ઉઘાડી વાત કરી છે પણ એના હાર્દમા એટલી ઊડી વાતો, અને

આશયના પલટા માર્યા છે કે હૃદય હોય એને એ સરખામણી સોંસરવી ઊતરી જા
સુંદર શબ્દચિત્ર રજૂ કર્યું છે

માનસ વિદ્યા પ્રમાણે બે પ્રકારની વાત ધ્યાન ખેંચનારી હોય છે, અને નૈતિક,
ત્મિક કે નૈસર્ગિક રીતે પ્રગતિ ઇચ્છનારે આ બન્ને વૃત્તિઓ પર ખાસ લક્ષ્ય રાખવાનું
શાસ્ત્રીઓ ( Psychologists ) કહે છે આ વૃત્તિઓ તે subjective અને objecti
પ્રથમ આંતરદર્શી ( introvert ) અને બીજી બાહ્યદર્શી ( antrovert ) આંતરદર્શી વૃ
પોતાને જુએ છે, હૃદય તરફ નજર રાખે છે, અંદર જુએ છે, અને એમાં લક્ષ્ય પોતા તરફ
છે બાહ્યદર્શી વૃત્તિઓ સામે નજર રાખે છે, પોતાના કાર્ય કે વિચારની જનતાને–સ
શી અસર થશે, અન્ય પોતા માટે શું ધારશે, અન્યમાં પોતાનું સ્થાન શું રહેશે—
વિચારની બહુલતા હોય છે યોગીની નજર આંતરદર્શી હોય છે એનો વિષય ચેતન
છે એનો ખ્યાલ સ્વ તરફ જ હોય છે એનું સાધ્ય આત્મીય પ્રગતિ તરફ જ હો
એને દરકાર આધ્યાત્મિક વિકાસ પર જ હોય છે યોગીઓને પરનો ખ્યાલ હોતો
એમ નહિ, પણ એ પોતાના વિકાસને જ મુખ્યતયા જુએ છે અને એ પરભાવમાં
કરતી અને ધન, વ્યાપાર અને આબરૂના ખ્યાલમાં સબડાઈ પડેલી દુનિયા તરફ ઉ
કે સમભાવ રાખે છે આ તો વ્યવહારપૂરતી વાત થઈ, પણ એ જ પ્રમાણે કેટલાક પ્રા
સ્વમાં નજર રાખે છે, સ્વ તરફ ખ્યાલ કરે છે અને સ્વની પ્રગતિને અનુકૂળ વર્તન કર
આવા પ્રકારની આંતર વૃત્તિમાં અને સંસારના રંગમાં રંગાઈ રહેલી દુનિયાની વૃત્તિ
વર્તનામાં કેવો તફાવત છે એ બતાવવા આ પદમાં સુદામ વર્ણન કર્યું છે

એક વાત અહીં કરી દેવાની જરૂર છે સ્વમાં માત્ર ચેતનરાજ કે તેની વિ
પત્ની ( પુરુષાકાર ) ચેતના જ આવે છે એ દૃષ્ટિએ શરીર, ધન, માલ, સંપત્તિ, આ
કે પ્રતિષ્ઠા એ સર્વ બાહ્ય દૃષ્ટિમાં આવે છે આ બન્ને પ્રકારની વૃત્તિમાં શા શા તત્ત્વો
તે ચેતના પોતે પતિદેવને વિગતથી પણ સંક્ષેપમાં કહી બતાવે છે આ રીતે આ પ
એકત્રીસમા પદ સાથે વિચારવા યોગ્ય છે આવા પ્રકારનો વિચાર કરવાથી ચેતનની પર
પર અસર થવાનો સંભવ હોઈ આ પદની ખાસ સાર્થકતા છે

प्यारे प्राणजीवन एह साच जान,
उत ग्ररकृत नाहि न तिल समान प्यारे० १

અર્થ—મારા વહાલા પ્રીતમ! આ મારી વાત ખરી છે એમ જાણજે (આગળી

પાઠાંતર—પ્રાણજીવન-પ્રાનજીવન એહ—એ

શબ્દાર્થ—પ્રાણજીવન = પ્રાણને જીવનરૂપ, પ્રીતમ, પતિ સાચ = સાચું ખરું ઉત = ત્યાં ( આ
નિર્દેશ કરી બતાવેલું સ્થાન ) ગરકત = ફાયદો નામ ફતેહ, સિદ્ધિ, સારાવાટ, ભરપૂરતા નાહિ = ન
છે નહિ તિલ = તલ લગારેક, સહજ તલમાં હળવામાં હળવો ભાગ સમાન = જેટલું તિલ સમાન
તલ જેટલું પણ, જરા પણ, લગાર માત્ર

બતાવીને–પરભાવ તરફ નિર્દેશ કરીને ) ત્યા એક તલના ફોતરા જેટલી–લગાર માત્ર–પણ સારાવાટ-ફતેહ નથી (૧)

**વિવેચન**—શુદ્ધ ચેતના પોતાના પતિદેવને નમ્ર ભાવે કહે છે મારા પ્રાણ! મારા જીવનજીવન! આપ મારે માટે ગમે તે વિચારતા હો, પણ મારે તો તમારો આધાર છે, તમારા પર મારી જીવાદોરી છે અને તમારી ઉપર મારી સવ ગણતરી છે એ (ચેતના) કહે છે કે મારા દેવ! તમે જેને ઘેર જાઓ છો અને જેને પોતાની માની બેઠા છો, એ કુમતિ કે માયા–મમતામા કોઈ જાતનો લાભ નહિ થાય, એમા કાઈ સારાવાટ નથી, સારાવાટ નથી એટલુ જ નહિ પણ એ વાતમા એક તલના ફોતરા જેટલી પણ બરકત નથી તમારા જેવા (સત્તાગતે) મહાન પુરુષને એની સાથે જવુ કે એનો પરિચય કરવો એ શોભતી વાત નથી (૧)

જુઓ, અહીં મારે મદિરે કેવી કેવી ચીજો છે અને તમે જ્યા જઈ રહ્યા છો તેને મદિરે શુ છે તે હુ સક્ષેપમા તમારી સમક્ષ ગાઈ બતાવુ —

उनसें न मागु दिन नाहि एक,
इत पकरि लाल छ-'री' करि विवेक प्यारे० २

**અર્થ**—એની પાસેથી એક દિવસ માટે પણ તમારી માગણી કરુ નહિ. અને મારા લાલ! અહીં તો વિવેક કરીને છ–'રી' પકડી લેવાની છે (૨)

**વિવેચન**—જે પાઠ મળ્યો છે તેનો અર્થ કરતા એમ ભાવ બેસે છે કે એની (કુમતિની) પાસેથી એક દિવસ માટે પણ તમારી માગણી કરુ નહિ પન્યાસજી એનો અર્થ લખાવે છે કે 'જે વિલાવ૦શાવાગા છે તેની પાસેથી મે તમને (ન?) માગ્યા હોય તેવો એક દિવસ નથી, એટલે સવ દિવસ માગણી કરી છે '

આ બન્ને અર્થમા બીજા પાદમા આવેલ છ–'રી' સાથે કાઈ મેળ ખાતો નથી અર્થ તો સુગમ છે માગણી ન કરવાની વાત કરે તે ચેતનાનુ સ્વમાન સૂચવન કરે છે એ તુચ્છ, હલકી, કુલટા જેવી માયા–મમતા પાસે પતિની માગણી કરવા ચેતના જાય તેમા એનુ સ્વમાન ઘવાય છે આ એક દૃષ્ટિ થઈ અથવા તમારા જેવા મહાન પતિ માટે ગમે તેવી હલકી સ્ત્રી પાસે હુ માગણી ન કરતી હોઉ એવો એક પણ દિવસ નથી આ દૃષ્ટિએ

---

પાઠાતર—પ્રથમ પાદ–ઉનમે ન ગો દિન ના હિત એક (આનો અર્થ બેસે નથી પણ અન્ય પાઠ મેળવી સાચો અસલ પાઠ શોધવાની આવશ્યકતા સૂચન થાય છે ) કરિ–પરે

**શબ્દાર્થ**—ઉનસે = એની પાસેથી ઇત = અહી (બતાવીને) લાલ = પ્યારા પતિ (સબોધન) છ–રી' = છ શબ્દો–જેને છેડે રી–કાર આવે તે—(૧) બ્રહ્મચારી (૨) પરસગનિવારી (પર = પુરુષ કે સ્ત્રી) (૩) એકાહારી (૪) પાદચારી (૫) આવશ્યક દોહનારી (૬) સચિત્તપરિહારી (વિગત માટે વિવેચન જુઓ)

ચેતનાની વિશાળતા, નમ્રતા, દીનતા અને પતિપ્રેમમયતા વ્યક્ત થાય છે આવો અર્થ બેસે છે, પણ એનો બીજા ચરણ સાથે મેળ થતો નથી. જે સરખામણી પ્રથમ ચરણ અને બીજા ચરણ વચ્ચે સુકાબલા દ્વારા આ પદમા નવ વ્યાપી છે તેનો અત્ર પ્રક્રમભગ થાય છે મને લાગે છે કે આ બીજી ગાથાનો પ્રથમ વિભાગ તદ્દન જુદો છે પ્રતમાથી મળેલ પાઠાતરનો ભાવ મને બેસતો નથી આ હકીકત અર્થરહસ્યવિચારણા અને શુદ્ધ પાઠાતરની અપેક્ષા રાખે છે[1]

હવે આ ગાથાના બીજા ચરણની વિચારણા કરીએ —

બીજી પક્તિ માટે અર્થ ઉપર કર્યો છે તે જ વાક્ય છે, પણ તેમા પણ વિશેષ વિચારણાની જરૂર જણાય છે 'અહીં તો વિવેક કરીને છ-'રી' પકડી લેવાની છે—' એટલે શુદ્ધ ચેતનામા તો વિવેકપૂર્વક છ-'રી' હાથ કરી લેવાની છે પ્રથમ આ છ-'રી' શુ છે તે વિચારી જઈએ —

આ જૈન પારિભાષિક શબ્દ છે સમુદાયમા જૈનો યાત્રાએ જાય ત્યાર આ છ-'રી' પાળે છે, એટલે બાહ્ય તપના પ્રકારમાથી છ વ્રતનો એવા પ્રકારના કરે છે, જેની પાછળ છેલો અક્ષર 'રી' કારમા આવે આ અનુપ્રાસના શબ્દો છે અને 'રી' એ છેલો અક્ષર છે અસલ જ્યારે રેલ્વે વ્યવહાર નહોતો અને લોકો સઘસમૂહમા શત્રુજય આદિ મહા તીર્થની યાત્રા કરવા જવા માટે દિવસો ગાળતા ત્યાર વેગ્વી નીકળી ત્યારથી આ છ-'રી' પાળતા હતા એટલે છ નિયમો સ્વીકારી ધીમે ધીમે આગળ વધતા હતા તે આ પ્રમાણે —

**(૧) ભોયસથારી**—એટલે પોતાનુ ઘર છોડે અને તીર્થે પહોચે ત્યા સુધી જમીન પર સૂવે, ખાટલો, પલગ, તળાઈ કે બીજી કોઈ વસ્તુ ઉપર ન સૂવે, માત્ર ઊનનુ સથારિયુ વાપરે.

**(૨) નારીસગનિવારી**—પરણેલ હોય તો પોતાની પત્ની સાથે પણ સયોગ ન કરે કુવારા કે વિધુર હોય તે બ્રહ્મચર્ય પાળે, અને તે પ્રમાણે સ્ત્રી સર્વ પ્રકારે પુરુષ સગનો ત્યાગ કરે

**(૩) એકલઆહારી**—આખા દિવસમા માત્ર એક વખત આહાર કરે એમા ઊઠતા ચા અને આખો દિવસ મોઢુ ચાલ્યા કરે એ વાત ન હોય સઘયાત્રામા રાત્રિભોજનનો તો સવાલ જ ન હોય

---

૧ પાઠાતરે-'ઉનમે નગો હિનના હિત એક' પાઠનો અર્થ પણ બેસતો નથી પ્રયત્ન કરતા સ્તવન રૂપે આમ અર્થ થાય એ (મમતા-માયા) થી કાઈ છોગરા (ગયો) ન થાય અને એનાથી એક હિત પણ ન થાય આમ સૂચિત અર્થ કરતા પણ છ-'રી' સાથે મુકાબલો થતો નથી એટલે અહી અસલ કયો પાઠ છે તેની વિશેષ તપાસની આવશ્યકતા રહે છે જ આ અર્થ પણ મે પ્રયત્ન કરી બેસાડ્યો છે પણ મને એથી સતોષ થયો નથી તપાસ ચાલુ રહેશે વિચારક વાચકની સૂચનાની અપેક્ષા છે

-વિવેચનકાર.

(૪) **પાદચારી**—ઘરેથી ચાલે ત્યાંથી પગે ચાલે એટલે કોઈ જાતના વાહનનો ઉપયોગ ન કરે

(૫) **આવશ્યક દોયવારી**—એટલે સવારસાંજ પ્રતિક્રમણ કરે.

(૬) **સચિત્તપરિહારી**—એટલે જીવાકુળ પદાર્થનો ત્યાગ કરે એટલે લીલા શાક, ફ્રૂટ વગેરે જીવમય હોય તે સ્થિતિમા તેનો ત્યાગ કરે અને જૈનને કંદમૂળ કે અભક્ષ્ય ખાવાનો તો સવાલ જ ન હોય

આ છ-'રી' પાળતા સંઘમા યાત્રા કરવી એ એક જીવનનો લહાવો હતો, આત્મવિકાસનુ સોપાન હતું અને દેશભરમા એકસરખા વ્યવહાર અને આદર્શને સમતુલાએ જાળવી રાખવાની વ્યવસ્થિત પદ્ધતિ હતી

આ છ-'રી'નો યોગ શબ્દો તરીકે પણ ઉપયોગ કરી તેને વધારે વિસ્તૃત અર્થમા આભ્યંતર પ્રયોગ માટે બતાવી શકાય, પણ અત્ર તેવો ભાવ બેસતો નથી વિવેકપૂર્વક છ-'રી'ને પકડી લેવાની, તે અનુસાર વર્તન કરવાની અને તેનાથી આગળ વધવાની વાત ચેતાનાની શુદ્ધ દશામા હોય છે એ વાત પર અત્ર ધ્યાન ખેંચવાનુ છે[1] (૨)

उत शठता माया मान डुंब,
इत ऋजुता मृदुता नीज कुटुंब प्यार० ३

**અર્થ**—ત્યા લુચ્ચાઈ, માયા અને અભિમાન જેવા હલકા માણસો(નો સહવાર) છે, અને અહીં સરળતા કોમળતા, જેવા પોતાના સગા-કુટુંબી છે (૩)

**વિવેચન**—ત્યા-વિભાવ દશામા-માયા-મમતાના ઘરમા-કુમતિના રોમતમા-કેવી કેવી ચીજો છે, કેવા કેવા ભાવો છે, તે આપ વિચારો ત્યા શઠતા છે એટલે લુચ્ચાઈ કે અજ્ઞાન છે શિયાળના ગુણો શઠમા હોય છે મુત્સદ્દીગીરી, બાહ્ય દેખાવ, ખાલી ટાપટીપ એ સર્વનો સમાવેશ શઠતામા થાય છે માયા એટલે કપટ દંભ, બાહ્ય દેખાવ અને અંદરની પોલાશ શઠતામા મુત્સદ્દીપણુ વધારે ભાવ ભજવે છે, ત્યારે માયામા શિયાળના ગુણ, દંભ અને

---

પાઠાંતર—ઉત-ઉન શઠતા-સત ઠગ ની જ-જાણો

**શબ્દાર્થ**—શઠતા = લુચ્ચાઈ અજ્ઞાનપણુ માયા = કપટ દંભ ડુંબ = નગાણિયા, કોળી જેવી હલકી કોમના ક્ષુદ્ર ઋજુતા = સરળતા મૃદુતા = કોમળતા નીજ = પોતાનુ

---

[1] આ પ્રમાણે વ્યવહારુ અર્થ સાંપડ્યો તે મૂક્યો છે પણ મને આ ગાથાના અર્થમા મેળ બેઠો નથી 'લાલ'ને સંબોધને મૂકવુ પડે છે અને છરીનો ચાલુ અર્થ ચેતના સાથે બેસતો નથી એટલે આખી ગાથા અચોક્કસ સ્થિતિમા રહી છે છ-રી'નો પારિભાષિક અર્થ લેતા પણ ચોક્કસ અર્થ મેળ સાથે ઉપરની પંક્તિમા એકરસ થઈ શકતો નથી આની વધારે સ્પષ્ટ અર્થ આ ગાથાનો થશે તો તે આગળ પર પ્રસંગ લઈ સુધારી લેવાશે કે સૂચવી શકાશે હાલ તો સમજાયું અને સમજાતુ તેની માત્ર રજૂઆત કરી છે
-વિવેચનકાર.

દેખાવને વધારે સ્થાન હોય છે અને માન એટલે અભિમાન, ગર્વ પોતાના ધનનો, રૂપનો, પ્રભુતાનો–એમ અનેક પ્રકારના ગર્વ થાય છે ઋદ્ધિગારવ, રસગારવ અને શાતાગારવનો સમાવેશ પણ એમા થાય છે આવા ઢેઢ–ઝાપડા (કુબ) જેવા હલકા કુટુબીઓ ત્યા છે એટલે માયા–મમતાને ઘેર તમે જાઓ છો તેના કુટુબીઓ આવા–શઠતા, માયા અને માન જેવા–છે જે જેવા હોય તેને તેવા મળે છે અને મારા દેવ! મારા કુટુબીઓ તો ઋજુતા અને કોમળતા જેવા છે એની સાથે સહવાસ કરતા પોતાની ઉન્નતિ અને વિકાસ થાય છે સારા ખાનદાન કુટુબ સાથે વ્યવહાર કરવો એ પૂર્વકાળની આર્ય સસ્કૃતિ છે બાહ્ય દેખાવ, રૂપ કે ધાધલ જોઈ પ્રેમમા પડી જવાના પરિણામો બહુ આકરા આવે છે, અને માણસને નાશને પથે દોરી જાય છે, ત્યારે સારા સસ્કારી સગાઓ જરૂર વખતે સારી–સાચી સલાહ આપે છે અને અવસરે આગણાને પોતાની દીસિનત હાજરીથી શોભતુ પવિત્ર કરી વધારે ઉજ્જ્વળ બનાવે છે આવુ મારુ કુટુબ છે (૩)

उत आसा तिसना लोभ कोह,
इत शात दात सतोष सोह, प्यारे० ४

**અર્થ**—ત્યા આશા, તૃષ્ણા (લાલચ), લોભ અને ક્રોધ છે, અહીં શાતિ, દમન અને સતોષ શોભા આપે છે (૪)

**વિવેચન**—ત્યા કેવા કેવા ભાવો છે તે પણ જુઓ ત્યા એક તો આશા દેવી છે એનો છેડો જ નથી, એ આગળ ને આગળ વધતી જ જાય છે ત્યા તૃષ્ણા દાસી છે એ આશાના જ ઘરની છે, પણ એ વધારે ભૂંડી, અતિ ભયકર અને લાલચની લપ વાળી હોઈ પ્રાણી પાને ભારે ઉન્માદ કરાવે છે એ લોભના ઘરની હોઈ પ્રાણીને અધ્ધર લટકાવે છે, દેશવિદેશ રખડાવે છે, નીચની સેવા કરાવે છે અને રાજા કે અમલદારની ખુશામત કરાવે છે અને વળી, ત્યા લોભ નામનો આકરો દૈત્ય છે એ તૃષ્ણાની જેમ કદી ધરાતો નથી અને ઉત્તરોત્તર વધતો જ જાય છે આકાશનુ માપ આવી શકે તો જ એ લોભના માપની શકયતા છે ક્રોધ હળાહળ ઝેર છે, મહા કઠોર વિકાર છે, પોતાના ઘરને બાળી મૂકનાર છે, નરકનુ દ્વાર છે અને સયમનો ઘાત કરનાર છે આવી રીતે ત્યા માયા–મમતાને ઘેર કપાયો છે, મહાપાપી વિકારો છે, અતરના ષડ્રિપુઓ છે અને પ્રાણીને સસારમા રખડાવનાર પણ ઘર કરી બેઠેલા મહાઆકરા, ભયકર, નીચે પાડનાર અતરગ દુશ્મનો છે

---

પાઠાતર—તિસના–તૃષ્ણા કોહ–કોપ શાત–સત દાત–દાતિ સોહ–પોર

**શબ્દાર્થ**—તિસના = તૃષ્ણા, લાલચ કોહ = ક્રોધ શાત = શાતિ દાત = ઇદ્રિય અને નોઇદ્રિય–(મન)નુ દમન (દાતિ = નમ્રતા, દમન, આધીનતા) સતોષ = તૃપ્તિ, સમાધાન સુખ સોહ = શોભે છે, વસે છે

ત્યા આવી સ્થિતિ છે ત્યારે અહીં–મારા મદિરે–શાત અને દાત સતોષની શોભા છે સતોષીના સુખનો પાર નથી. એની માનસિક સ્થિતિ પાસે રાજા, મહારાજ કે ચક્રવર્તીની સમૃદ્ધિ નિરર્થક છે દારિદ્રય તૃષ્ણાની વિશાળતામા છે, ગરીબાઈ મનને ઓછુ પડવામા છે, અલ્પતા મનની સ ખામતીમા છે, ભિખારીપણું નજરમા રાખેલ ઉદ્દેશ્ય કે મર્યાદામા છે, અને આશા, તૃષ્ણા કે લોભ એ સર્વ વિચાર વગરના હવાતિયા છે અહીં અદરની શાતિ છે, બાહ્ય વસ્તુઓનુ કે વિકારોનુ દમન છે, મળે કે હોય તેના સતોષ છે અને એ સર્વ અતરની શોભા આપે તેવા ભવ્ય વિલાસો છે, નાના ઉમળકા છે, પ્રેમના નિર્ઝરણા છે (૪)

उत कला कलंकी पाप व्याप,
इत खेले 'आनदघन' भूप आप प्यारे० ५

**અર્થ**—ત્યા કળા–કૌશલ્યને એબ લગાડનાર પાપ વ્યાપીને રહેલ છે, ત્યારે અહીં તો ખુ૦ મહારાજ આનદઘન પોતે ખેલ ખેલી રહ્યા છે–રમણ કરી રહ્યા છે (૫)

**વિવેચન**—આપશ્રીનો વિકાસ ચાલુ રહે તેવી આપનામા કળા છે આપ નૈસર્ગિક રીતે પ્રગતિશીલ છો આપમા મુક્તિના અનેક તત્ત્વો છે, ગુણનો સમુદ્ર છે, ઊભરાતો પ્રેમ છે અને નૈસર્ગિક નમ્રતા છે આ આપની નૈસર્ગિક કળાને કલક આપનાર, એને ઝાખી પાડનાર, એને શૂન્ય બનાવનાર પાપ વ્યાપી રહેલ છે એ આખા ઘરમા અધકાર, અધમતા, નાશ અને પીછેહઠ ભરેલી છે, એના લપસાણનો પાર નથી અને એમા ઉજ્જ્વળતા, પ્રગતિ કે પ્રકાશને સ્થાન નથી વિભાવદશામા મુખ્યતા તો પાપની જ હોય છે કોઈવાર પુણ્યની સહાય ઝબકી આવે તો તે પણ સસાર તરફ વસડી જનાર હોઈ, અતે અધકાર કે ચિદાકાશમા વધારો જ કરે છે અને આ રીતે આત્માની–આપની મૂળ કળાને ખરેખર કલક આપનાર કાળા તત્ત્વોથી જ એ ભરપૂર છે આપે એને એ સ્વરૂપે ઓળખવાની જરૂર છે

અને મારે મદિરે તો ખુદ આનદઘન પોતે નિત્ય ઉત્સવ કરી રહેલ છે, અને આત્મિક આનદના રસફુવારા ત્યા આખો વખત ઊડયા જ કરે છે આ આનદઘનના ખેલ આપણે અનેકવાર જુદે જુદે સ્વરૂપે જોયા–વિચાર્યા છે એટલે તેનુ વર્ણન કરવાની જરૂર ન જ રહે. પણ એક ઘરમા કળાને કલક આપનાર પાપ ભરેલુ હોય અને બીજા ઘરમા આનદઘન પોતે ખેલી રહ્યા હોય, ત્યા આપ શું પસદ કરશો? મારા નાથ! આપને સાચી વાત કરુ છુ કે એને ઘેર બરકત નથી, શાતિ નથી, સુખ નથી, ત્યારે અહીં તો આનદના ખેલ ખેલાય છે, રસના પ્યાલા ઊડે છે અને શાતિની ફોરમ ચોગમ પસરે છે એટલે તે સર્વ આપ વિચારો, સરખાવો અને વિચારપૂર્વક નિર્ણય કરો (૫)

પાઠાતર—આપ-રૂપ ભૂપ આપ-આપ ભૂત

શબ્દાર્થ—કલા=રીત, વિકાસ દુનર કલકી=બદનામ કરનાર વ્યાપ=ફેલાઈ રહે છે ભૂપ=મહારાજ આપ=પોતે. ખેલે=રમે, રમણ કર.

ઉપસંહાર—આવી રીતે સામસામી સરખામણી કરી ત્યાં શું છે અને અહીં શું છે તેનું સાચું તાદૃશ ચિત્ર દેવી ચેતનાએ પતિદેવ પાસે ચીતરી જણાવ્યું એમાં અતિશયોક્તિ વગર બન્ને સ્થાને શું શું છે તે સુંદર રીતે વર્ણવી બતાવ્યું અને એ બન્ને ચિત્રો પૈકી જે આદરણીય જણાય તેનો સ્વીકાર કરવા સૂચના કરવાથી ન રોકાતાં અહીં તો શુદ્ધ ચેતનાએ સાફ સાફ જણાવી દીધું કે એ માયા-મમતા કે કુમતિમાં દહાડો વળે તેવું એક પણ તત્ત્વ નથી અને પોતાને મંદિરે તો મહાશાંતિ, વિશિષ્ટ આત્મદમન અને માર્દવ, આર્જવ જેવાં મહાકુળવાન કુટુંબીઓ છે આ પરિસ્થિતિમાં આપને યોગ્ય લાગે તેની સાથે પરિચય કરો, સ્નેહ વધારો અને આનંદ વધો (૭૬)

## પદ સિત્તોતેરમું

ભૂમિકા—આ પદમાં પ્રભુનામની લય લાગવાનો મહિમા ગાયો છે પ્રાણી પોતે પોતાની ધૂનમાં હોય છે ધારાસભામાં રસ લેનાર કર, આવક, ખર્ચ આદિ બાબતોમાં ધૂન લગાવે છે, રાજકારણમાં રસ લેનાર સમાજવાદ, સામ્યવાદ, વ્યક્તિસ્વાતંત્ર્ય આદિ બાબતોની ધૂન લગાવે છે, ડાક્તર કે વૈદ્ય રોગના નિદાન અથવા ચિકિત્સાની ધૂન લગાવે છે આ રીતે દરેક પ્રાણી પોતપોતાના ધંધા, વેપાર કે નોકરીને લગતી ધૂનમાં પડી જાય છે

કોઈ પણ પ્રાણી સાથે પરિચય વધારવો હોય તો તેને કઈ વાતની ધૂન છે એ વાત શોધી કાઢવી જરૂરી છે નહિ તો ઉપરચોટિયા વાતો થાય, પણ એમાં રસ જામે નહિ, દિલની એકતા થાય નહિ અને તમારું કામ તેનાથી કે તેની મારફત સાધી શકાય નહિ આ તો વ્યવહારની વાતો થઈ આ પદમાં તો પ્રભુનામસ્મરણનો ધૂન લગાડવાનો મહિમા ગાયો છે જેને એ ધૂન લાગે તેને બીજી વાત ગમતી નથી જ્યારે પ્રભુનામની ધૂન લાગે ત્યારે પ્રાણી હાલતા-ચાલતા, ઊઠતા-બેસતા કે નહાતા-ધોતા પણ પ્રભુનામ લે છે, પોતાના આદર્શને સર્વ સંયોગોમાં પોતાના સમક્ષ રાખે છે અને એને એ સિવાયના બીજા કામમાં રસ કે પ્રેમ લાગતો નથી આવા પ્રાણીને પછી તો અંદરથી 'અજપાજાપ' ચાલે છે, એને વગર પ્રયાસે અંદરથી પ્રભુસ્મરણ થયા જ કરે છે, એની વાણી કે વિચારણામાં હાલતા-ચાલતા પ્રભુનામનો મહિમા સ્થિત થઈ જાય છે અને એના વાતાવરણમાં પણ પ્રભુનામનું ઉચ્ચારણ, સ્મરણ, જલ્પન અને વાદન ચાલે છે લયમાં અને ધૂનમાં બહુ તફાવત નથી ધૂન બાહ્ય તત્ત્વ છે અને લય આંતર (આભ્યંતર) તત્ત્વ છે ધૂનમાં બહારનો દેખાવ પણ જણાઈ આવે છે ઘણીવાર 'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિતપાવન સીતારામ' ની ધૂન સાંભળી હશે એ બાહ્ય સ્વરૂપે ધૂન કહેવાય. અંદરથી 'લય' લાગે ત્યારે અંતરાત્મા તન્મય થાય છે, એનું નામ લય કહેવાય કેટલીક વાર ધૂન અને લય બન્ને સાથે હોય છે, અને કોઈ વાર બાહ્ય ધૂન વગર અંદરની લય લાગી હોય છે પ્રભુનામ સાથે એકાકાર વૃત્તિ બનેલી હોય છે અને અંદરથી અજપાજાપ ચાલુ જ હોય છે એ જ રીતે કોઈ વાર

માત્ર બાહ્ય ધૂન પણ હોય છે અને અંદર કોરાશ કે ક્લેશ પણ હોય છે

આ પદમાં લય પર વિચારણા છે પ્રભુનામ સાથે એકતાન લાગે, ભાવનામનો જાપ અંદરથી ચાલે, એ જાપ સિવાય અન્ય દુનિયાના સારગ્રાહી તત્ત્વ ન જણાય અને એ રીતે પ્રભુનામ સાથે અંદરની સ્વગ્રાહકતાપૂર્વક એ રસ જામે, ત્યારે એ દશામાં પહોંચેલા જીવાત્માની દશા કેવી હોય, એનો ચાલતા વ્યવહાર સાથેનો સબંધ કેવો હોય, તે ખાસ વિચારવા જેવી વાત છે અને, તેની સામે, તે રીતે લય ન લાગી હોય તેવા પ્રાણીની પરિણતિ કેવી હોય તે વિચારી બન્ને વચ્ચે અંત સરખામણી કરવામાં આવશે અને અંતે આનંદ કયાં અને કોને મળી શકશે તેની આતર પ્રાર્થના થશે

લયમા આત્મનિમજ્જન થાય છે એના દૃષ્ટાંતમાં હનુમાનના ચિત્રને ધ્યાનમા રાખવા જેવું છે એના હૃદયમા 'રામ' નામ કોરાઈ ગયુ હતુ એ એનુ લાક્ષણિક દૃષ્ટાંત છે અને અયોધ્યામા તેણે તે બતાવી આપ્યુ હતુ અનેક સંતો અને મહાપુરુષો પ્રભુનામરટણ કરતી વખતે ખાવાપીવાનું, હરવાફરવાનુ ભૂલી જાય છે એ આપણે સાભળ્યુ છે લયમા આ રીતે અંતર્ગામી તત્ત્વને મુખ્યતા છે, ધૂનમા બાહ્ય તત્ત્વને મુખ્યતા છે લયને માટે કોઈ વા 'લે' એવો ભાષાપ્રયોગ પણ થાય છે, એ એનુ લઘુ સ્વરૂપ છે

લય લગાડનાર અને લય વગ નાના વર્તન, વિકાસ અને વ્યવહારમા એટલો બધો તફાવત હોય છે કે એ તફાવત ઉદ્દેશક દૃષ્ટિએ ખ્યાલમા લીધા વગર એનો બરાબર ખ્યાલ પણ આવે તેમ નથી તેથી ધ્યાનધારાને આગળ વિલા ન્હી જિજ્ઞાસુની નજરે આ લય લગાડનાર અને ન લગાડનારને નીરખી લઈએ પછી આપણે કયો માર્ગ લેવો તેની સૂઝ પડશે

**हमारी ल्य लागी प्रभु नाम, हमारी लय लागी प्रभु नाम,**
**आम खास अरु गुसल्खाने, दर अदाल्त नहि काम   हमारी० १**

**અર્થ**—(અત્યારે) અમારી લે' તો પ્રભુના નામની લાગી છે અમારે રાજમહેલના ખાસ વિભાગનુ કામ નથી, કે મોટાનાના હમામખાનાનુ કામ નથી, અમારે કોઈ છિદ્રનુ કામ નથી કે અમારે ન્યાયગૃહ (કોરટ)નુ કામ નથી (૧)

**વિવેચન**—પ્રભુનામ માટે અત્યારે તો મને લય લાગી છે મને દુનિયામા વ્યવહારમા, સ્વપ્નમા કે જાગ્રત દશામા સર્વત્ર પ્રભુનામની રઢ લાગી છે મને બીજી બાબતમા રસ નથી, ચાલુ વ્યવહારુ માણસોને મોટી કાઉન્સીલોમા બેસવાનો કે તેવા સ્થાનનો લાભ લઈ અમલ ચલાવવાનો શોખ હોય છે 'આમ ખાસ' એ સર્વથી મોટી સભા–હાઉસ ઑફ લૉર્ડ જેવી સસ્થા–કહેવાય જેને પ્રભુનામની લગની લાગે છે તેને આવા અમલની

---

પાઠાંતર—આમ–અબ અરુ– (નથી) ગુસલ–ગોસલ ઇ–બ ર.

શબ્દાર્થ—હમારી = આપણી, મારી, પોતાની, લય = લીનતા, એક તાર થઈ જવું તે નામ = રટણ આમ ખાસ = રાજા–બાદશાહને બેસવાના મહેલની અંદરનો હિસ્સો અરુ = અને, કે ગુસલખાના = ગુસલખાના, સ્નાનાગાર, નહાવાનુ ઘર

જગ્યા તરફ રુચિ રહેતી નથી[1] 'ગુસલખાનું' એટલે સ્નાનગૃહ અન્દર રાજમહેલોના ગુસલખાના માટે ખાસ સગવડ અને તકેદારી રાખવામા આવતી હતી આ મોટા લોકોના રમણસ્થાનો હોય છે ત્યા પોતાનો થાક ઊતરે છે એમ તે માને છે[2] 'દર અદાલત'– 'દર' એટલે છિદ્ર, 'અદાલત' એટલે કોર્ટ મારે કોઈના છિદ્ર જોવાનું કામ નથી કે મને કોરટમા રસ નથી એક વાર જમીન માટે નવા નવા કોરટોમા લડનાર સગા ભાઈઓ સેંકડો ખરચી નાખે છે! અથવા 'દર' એટલા પૈસાદાર પૈસાની વાત પીછો ગાથામા આવવાની છે એટલે છિદ્ર અર્થ સ્વીકાર્યો છે

મારે મોટી મોટી રાજસભાનું કામ નથી કે રંગબેરંગી હમામખાનામા નહાવું નથી મારે કોરટમા જઈ ધન માટે ધીંગાણા કરવા નથી કે વસૂલ કરવા માટે બળ તવણી કરવી નથી મારે નથી મોટા અમીર કહેવરાવવું કે નથી રાજવૈભવ ભોગવવા, નથી ન્યાય માગવા જવું કે નથી ન્યાય આપવાનું સ્થાન સ્વીકારવું મારે તો એક સારો દેવ, એની સેવા, એના નામનું રટણ અને એના ગુણમય મારું જીવન[1] મને એની રઢ લાગી છે મને એમા એકતાન થવું છે (૧)

पच पचीस पचास हजारी, लाख किरोरी दाम,
खाये खरचे दीये बीनु जात है, आनन कर कर श्याम हमारी० २

**અર્થ**—માણસને પાંચ, પચીસ કે પચાસ, હજાર અને કોઈને લાખ કે કરોડની પૂંજી પ્રાપ્ત થઈ જાય કે મેળવે, પણ અંતે ખાધા, ખરચ્યા કે દીધા વગર માત્ર પોતાનું મુખડું કાળું કરીને ચાલ્યો જાય છે (અદાલતના હાથે જઈને અથવા યમના તેડાને આધીન થઈને) (૨)

**વિવેચન**—જેઓ પ્રભુનામનો મહિમા જાણતા નથી, તેઓ વ્યવહારમા જોડાઈ પૈસા એકઠા કરવાના કામમા મસ્ત થઈ જાય છે ઘણાખરા તો પૈસા પણ મેળવી શકતા નથી અને પ્રભુને સ્મરી પણ શકતા નથી 'ન મળ્યા રામ અને ન મળી માયા' આવી દુગધામા પડી બન્નેમાથી એકેને મેળવી શકતા નથી અને કેટલાક માણસો પાંચ, પચીસ,

પાઠાંતર—પચીસ–પચવીસ કિરારી–કરાગી દીએ–દીઈ કર કર–કરી

શબ્દાર્થ—હજારી = હજારો, ૧૦૦૦ કિરોરી = ક્રોડ, સો લાખ દામ = પૈસા, ધન, પૂંજી ખાયે = ખાધા ખરચે = વાપર્યા દીયે = દાનમા આપ્યા બીનુ = વગર જાત હૈ = જાય છે, મરણ પામે છે આનન = મુખ મોઢું કર કર = કરીને સ્યામ = કાળું

૧ આમ ખાસ'નો અર્થ પંન્યાસજીએ ખાસા આંબાના ફળ' એમ લખાવ્યો છે સબંધ જોતા એ અર્થ અહીં મને બેસી શકતો નથી આમ'નો અર્થ આંબો થાય ખરો, પણ તે અહીં વિચારણીય છે
–વિવેચનકાર

૨ ગુસલખાના– ગોસન પાઠ રાખી પંન્યાસજી એનો અર્થ પકવાનવિશેષ જણાવે છે હિંદી કોશમાથી એ શબ્દ મને જડતો નથી કદાચ પ્રાંતીય શબ્દ હોય મને સ્ફુરેલ અર્થ ઉપર જણાવ્યો છે
–વિવેચનકાર

પચાસ રૂપિયા મેળવે છે એટલે નાની નાની રકમ એકઠી કરે છે અને બહુ થોડા કોઈ કોઈ વાર હજાર, લાખ કે કરોડ રૂપિયા એકઠા કરે છે આવા એકઠા કરેલા પૈસાનો કશો અર્થ નથી. એ પોતે ખાતા નથી, આનંદથી નિરાંતે બેસતા નથી, અને અનેક વાર ધન માટે ભૂખ્યા-તરસ્યા રાતના પણ મુસાફરી કરે છે ઘણીખરી વાર તો 'નદામા દો જૂતિયા જ' મળે છે! પણ કોઈ વાર પાંચ, પચીસ, પચાસ લાખ મળી જાય છે એવા માણસો નથી ખાતા, નથી ખવરાવતા અને નથી ખરચતા અંતે મરણ પામે છે ત્યારે મુખ કાળુ કરી હાથ ખુલ્લા મૂકી વાંસની ઠાઠડીમા 'રામ બોલો ભાઈ રામ' થઈને જાય છે, ત્યારે એના પાંચ-પચીસ રૂપિયામાથી એક પાઈ પણ સાથે આવતી નથી અને એ ઠાઠડીને એક કે ચાર નાળિયેર બાધ્યા હોય છે તે પણ અંતે અહીં જ રહી જાય છે! આવા પ્રાણીના મૃતકને અવલોકવામા આવશે તો તેના મુખ પર શ્યામતા-કાળાશ તરવરતી આવશે. જીવનમા પ્રભુનામ લેવું નહિ અને મોત આવે ત્યા સુધી દાનપુણ્ય કરવુ નહિ આવા જીવનમા ઠ મરણમા માર નથી એવા પ્રાણી જીવે ત્યા સુધી ભારભૂત છે પ્રભુનુ નામ લેતા એને ટાઢ વાય છે અને સહજ મળ્યુ હોય તો તક, અને ન મળ્યુ હોય તો દેવુ દીધા વગર કાળુ મુખ કરીને જાય છે! આવા ધનના વ્યવસાયના મને મત નથી આવતી

ધનવાનોની રાત્રીઓ ચિંતામા જાય છે, અને આ સર્વ ધમાલ કોના માટે? અને કેટલા વખત માટે? એ એના ખ્યાલમા હોતુ નથી અને અંતે પ્રભુનુ નામ લીધા વગર એ મુખ કાળુ કરીને ચાલ્યો જાય છે! આવા ધન પાર્જનના પ્રયાસોને દૂરથી નમસ્કાર! દાન, ભોગ અને નાશ એ ધનના ત્રણ ઉપયોગ છે દેતા કે ભોગવતા નથી એના ધનનો અંતે નાશ થાય છે એ સર્વ ધનનુ શાસ્ત્ર ધનવાળાને મુબારક! એની સામે પ્રભુપરાયણ જીવન ગાળનારની જીવનમા અને મરણ વખતની શાંતિ જોઈ હોય તો આશ્ચર્ય થાય. એના મુખ પર તેજ દેખાય છે અને આરાધના પણ ઉદ્યગમ હોય છે (કવિ કહે છે કે-) મને તો પ્રભુનામની લય લાગી છે, અને પ્રભુનામમા મારુ જીવન તન્મય થયુ છે (૨)

इनके न उनके शिवक न जीउके, उरज रह बिनु ठाम,
सत सयाने कोई बतावो, 'आनंदघन' गुण धाम हमारी० ३

અર્થ—(એવા પ્રાણી) ન રહ્યા આના કે ન થયા તેના, ન થયા શિવ-મુક્તિના કે ન થયા જીવના (પોતાના-આત્માના) એની શક્તિ ઠેકાણા વગરની રહી ગઈ કોઈ ડાહ્યા ઠરેલા સતપુરુષ હોય તે (અનંત) ગુણના ધામ આનંદઘનને બતાવો હવે અમારી લીનતા તો પ્રભુનામમા એકતાર થઈ ગઈ છે (૩)

વિવેચન—અને શ્યામ મુખ કરીને જનારા પ્રાણી તો નથી આના કે નથી તેના,

---

પાઠાંતર—ન-(નથી) ઈનકે-ઉનકે ઈનકે-ઉનકે ઉરજ-ઉરઝ સયાને=સયાનપ ગુણ-ગુરુ

શબ્દાર્થ—ઇનકે=આના ઉનકે=તેના શિવકે=મોક્ષના જીઉકે=જીવના ઉરજ=ઊરજ, બળ, શક્તિ, ઊર્જ ઠામ=ઠેકાણા, સ્થાન સત=સાધુપુરુષ સયાને=શાણા ડાહ્યા, ઠરેલ પ્રકૃતિવાળા

એટલે 'ધોબીનો કૂતરો જેમ નથી ઘરનો અને નથી ઘાટનો' તેમ એ ઢંગધડા વગર જ્યાં ત્યાં ડાંચાં માર્યા કરે છે અને લાકડી કે ડફણા ખાધા કરે છે! એ કોઈ વાર જરા સંયમ કરે તો બીજી વખત વધારે જોરથી ઇન્દ્રિયસેવનમાં પડી જાય છે, એટલે એ નથી રહેતો અહીંનો કે નથી રહેતો તહીંનો, એટલે એ નથી રહેતા મોક્ષના કે નથી રહેતા પોતાના આત્માના. મતલબ, એ ઠેકાણા વગરના રહી જ્યાં ત્યાં કુટાયા કરે છે, સાધ્ય વગરનું જીવન ગાળે છે અને ભટકી આંટા મારી દીર્ઘ શ્વાસ પૂરા કરી અંતે ચાલ્યા જાય છે!

આવા પ્રાણીઓનું તેજ ઠેકાણા વગરનું રહી જાય છે. એ મૂઝાઈ જઈ ચાર ગતિમાં આંટા માર્યા કરે છે અને એની અદ્ભુત અનંત શક્તિ સત્તામાં પડી રહી ઠેકાણા વગરની થઈ જાય છે. પ્રાણીમાં શક્તિ હોય, પણ તે ઠામ-ઠેકાણે ન પડે તો નકામી અને નિરર્થક થઈ જાય છે અને વપરાયા વગરની શક્તિ અને શક્તિ હોવાનો અભાવ એ બન્નેમાં કાંઈ તફાવત નથી. આવા પ્રકારનું અર્થ વગરનું અને પરિણામશૂન્ય જીવન એ તો મરણથી પણ ખરાબ છે. આખો વખત યંત્રની જેમ કામ કરવું અને અંતે સર્વ છોડીને ચાલ્યા જવું અને નફામાં મુખની શ્યામતા વહોરતા જવું, એમાં કોઈ સમજણ કે અક્કલની વાત લાગતી નથી. ત્યારે હવે શું કરવું?

હવે તો કોઈ સાચો સંત મને ગુણના ધામ આનંદઘનને બતાવે તો મારો રસ્તો થાય તેમ છે. હવે તો ચેતન અને વિવેક બન્નેનો યોગ થાય અને આનંદઘનના ગુણને ઠેકાણે પહોંચાય તો કાંઈ ઠેકાણું પડે, બાકી અત્યારે તો ઠેકાણા વગરની સ્થિતિમાં અહીં તહીં અથડાયા કરવાનું થાય છે અને સઢ વગરનું વહાણ પવન પ્રમાણે ગમે તે દિશાએ ઘસડાય તેવી દશા થઈ રહી છે.

એક વાતની ખાતરી થતી જાય છે કે અત્યારે જે રસ્તો લીધો છે તેમાં તો માત્ર પ્રભુનામની લય લાગી છે. એ રસ્તે ચાલતાં કોઈ શાણો-શાણો સત્પુરુષ મળી જશે તો આનંદઘનનો માર્ગ બતાવશે, આનંદઘનનું ધામ બતાવશે અને તે રીતે આ ચક્કરે ચઢેલી સ્થિતિનો છેડો આવશે. આટલા કારણે, ભવિષ્યની આશાએ, મને તો હાલ પ્રભુનામની લય લાગી છે. અહીં આનંદઘનગુણધામ એટલે આત્મપદ સમજવું. એ પદ હજુ મળ્યું નથી એ વાત ધ્યાનમાં રહે. ચેતન ચેતન કરવાથી એ મળતું નથી એ લક્ષ્યમાં રહે અને એને પ્રાપ્ત કરવાના અનેક સાધનમાં પ્રભુનામની લય મુખ્ય પ્રબળ સાધન છે એ વાત પર નિગાહ રહે. (૩)

**ઉપસંહાર**—પ્રભુનામની લય લગાડવાનો મહિમા આ પદમાં વિસ્તાર્યો છે અને આનંદઘન પદ પ્રાપ્ત કરવા માટે એનો સાધન તરીકે કેવો સુંદર ઉપયોગ છે એ વાત બતાવી છે. આનંદ-આત્માનંદ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા થાય તો પ્રભુનામથી બહુ લાભ થાય છે, એકાગ્રતાથી એકતાનતા થાય છે, નકામો કચરો ઓછો થાય છે અને નવો કચરો એકઠો થતો અટકે છે. આગળ વધવા માટે કચરાની શુદ્ધિ જેટલી જ જરૂર નવીન કચરો

ત્યાં ઘણું રખડ્યા, હવે તો મોહને દાટી દો અને તમારા પોતાના ધનને ઓળખી-પિછાની લો અને એને મેળવવાના સીધા સરળ કામમાં પડી જાઓ (૩)

कुलटा कुटिल कुबुद्धि कुमता, छडो व्है निज चारो,
सुख 'आनद' पदे तुम वेसी, स्वपरकू निस्तारो चेतन० ४

**અર્થ**—દુર્મતિ છે તે તો દુરાચારી છે, હઠીલી-દુરાગ્રહી છે, ખોટી બુદ્ધિને આપનારી છે, માટે તેને છોડી દો, એટલે પોતાનો ચોક્કસ ચાર-ઇલાજ થાય પછી તો તમે સમાધિ સુખમાં આનંદપદે બેસી પોતાને અને પારકાને ઉગારી લો, તારી દો. (૪)

**વિવેચન**—છેવટે આ અતિ રસમય ચેતન-જડ-વિવેચનનો વિષય છોડતા એક અગત્યની વાત કરી નાખવી ખાસ જરૂરી છે બુદ્ધિથી વિચાર થાય છે, વિચાર પછી નિર્ણય થાય છે અને નિર્ણય અનુસાર વર્તન થાય છે આ બુદ્ધિ બે પ્રકારની હોય છે સદ્‌બુદ્ધિ અને કુબુદ્ધિ બુદ્ધિનો સારો ઉપયોગ થાય છે, તેમ તેનો ખરાબ ઉપયોગ પણ થઈ શકે છે સદ્‌બુદ્ધિ (અથવા સુમતિ) અને કુબુદ્ધિ (અથવા દુર્મતિ કે કુમતિ) એ બુદ્ધિના બે પાસા છે પ્રાણી કુબુદ્ધિમાં પડ્યો હોય ત્યારે પોતાની જાતને બરાબર પિછાને નહિ, પોતાનું સાચું સ્થાન જાણે નહિ જ્યારે સદ્‌બુદ્ધિ કે સુબુદ્ધિની અસર તળે હોય ત્યારે સ્વને સમજે અને સ્વમાં રચે પચે, અને રમે બારમા પદમાં આ સબંધમાં એક મજાની સાખી ગાઈ નાખી યોગીરાજે કમાલ કરી છે આનંદઘનજીની નાત સાખીઓનો મહિમા અને એનું રહસ્ય ૭૦મા પદના વિવેચનમાં અને પુરવણીના ઉપોદ્ઘાતમાં જોવામાં આવશે બારમા પદની સાખીમાં કહે છે કે —

કુબુદ્ધિ કુબજા કુટિલગતિ, સુબુદ્ધિ રાધિકા નારી,
ચોપટ ખેલે રાધિકા, જીતે કુબજા હારી'

અહીં રાધિકા અને કુબજા વચ્ચે ચોપાટની રમત થાય છે તેમાં અંતે રાધિકારૂપ સુબુદ્ધિ જીતે છે અને કુબુદ્ધિરૂપ કુબજા હારે છે આ આખી ચોપાટની રમત સમજવા જેવી છે બારમા પદમાં ભાવવિવેકરૂપ પગડું (પાઉ) ન આવે ત્યાં સુધી બાજી કાચી રહે એમ જે બતાવ્યું છે, તે ભાવવિવેક સોહના પિછાન, પરિચય અને સ્વીકારથી પ્રાપ્ત થાય છે, અને એ ન મળે ત્યાં સુધી બાજી કાચી રહે છે માટે ભાવવિવેક-પાઉ મેળવવા માટે સ્વપર-વિવેચનની જરૂર છે ચૌદમા પદમાં સુમતા અનુભવ દ્વારા ચેતનજીને સંદેશો પાઠવે છે, ત્યાં ત્રીજી ગાથામાં કહે છે કે —

કુલટા, કુટિલ કુબુદ્ધિ સંગ ખેલકે, અપની પત ક્યું હારો?'

---

**શબ્દાર્થ**—કુલટા = દુરાચારી ખરાબ ચાલની સ્ત્રી કુટિલ = વાંકી, છળનારી હઠીલી, કપટી કુબુદ્ધિ = નઠારી બુદ્ધિ દુર્બુદ્ધિ કપટ કુમતા = કુમતિ દુર્મતિ, ખરાબ બુદ્ધિ વ્હૈ = ઉપર ત્રીજી ગાથામાં જુઓ સુખ = સુખપૂર્વક સુખ સાથે happily (ક્રિ વિ) નિજ = પોતાનો ચારો = પ્રવૃત્તિ, ઇલાજ, ઉપાય કારાગાર, સ્થાન નિસ્તારો = પાર ઉતારો, ઉગારો

અહીં કુબુદ્ધિ માટે જે વિશેષણો ચાલુ પદમા છે તે જ બરાબર ચૌદમા પદમા વાપર્યા છે અને ચેતનજીને સૂચવ્યુ છે કે તમારા જેવા સારા માણસ તે આવી સ્વચ્છંદી, કુટિલ, વાંકી, કુબુદ્ધિ જેવી રખડુ બાઈની સોબતે ચઢીને પોતાની ઇજ્જત શા માટે બગાડે છે? આને મળતો જ ભાવ ચાલુ પદમા જુદા સ્વરૂપે બતાવ્યો છે અહીં ચેતનને સીધો ઉપદેશ આપી કુટિલ કુલટા કુબુદ્ધિને છોડી દેવાનુ સૂચવન કરે છે

'વ્હૈ નિજ ચારો'—આ પ્રમાણે કુબુદ્ધિનો ત્યાગ કરવો એ પોતાનો સાચો ઇલાજ છે આ રસ્તે સસાર-વ્યાધિનો છેડો છે, દુ ખદર્દનો ઉપાય છે અને ભવવ્યાધિનો ઇલાજ છે અથવા કુમતિને તજી દો એટલે પોતાનો ઉપાય-ઇલાજ થાય.[1] આ રીતે પ્રજ્ઞા-છીણીથી જડ-ચેતનનો ફાળો કરી, સોહને બરાબર ઓળખી, મોહને દાટી, સમભાવનો વારો લાવો અને કુમતિને છોડી દો એમ કરીને તમે આનદ-પદમા બેસી તમારો પોતાનો અને અન્ય ભવ્ય પ્રાણીઓનો નિસ્તાર કરો આનદ-પદનો મહિમા અન્યત્ર ખૂબ ગાયો છે યોગીરાજે પોતાના નામ સાથે આનદ શબ્દ જોડી અથવા આનદને જ પોતાનુ નામ બનાવી આનદનો મહિમા અનેક પદમા ગાયો છે અને આનદ શબ્દ જાતે અતિપ્રેમ ઉત્પન્ન કરનાર હોવા ઉપરાત ઉચ્ચારણ અને અનુભવમા ભારે લહેર કરનાર છે સ્વ-પરનો નિસ્તાર કરવો સાદી વાત છે, પણ ક્યારે? જ્યારે ઉપરની શરતો પૂરી પાડવામા આવે ત્યારે, એની વર્તનાના સ્વપરનો નિસ્તાર છે (૪)

**ઉપસહાર**—આ રીતે આનદ પદે બેસવાના માર્ગનુ દર્શન કરાવ્યુ જ્ઞાનવિચારણા વગર આટલી પૃથક્કરણશક્તિ આવે નહિ અને વ્યવહાર-નિશ્ચયના પાસાને બરાબર પિછાન્યા વગર તુલનાશક્તિ ખીલે નહિ. જ્ઞાનવિચારણાની આખી વિચારધારા બતાવવા ઉપરાત ચારિત્રમાર્ગમા કઈ રીતે ગમન કરવુ એનુ શાસ્ત્ર અહીં સક્ષેપમા બતાવી દીધુ છે એમા ખરો ચમત્કાર નિશ્ચય-સ્વલક્ષણના અવલબનમા બતાવ્યો છે ચાલુ વ્યક્તિ આત્માનુ 'વ્યવહારુ' લક્ષણ વિચારે, અને તેના પર ચર્ચા-વિચારણા કે ઉપદેશની રચના કરે યોગી વ્યવહાર પર લક્ષ્ય રાખે, પણ એની નજર નિશ્ચય પર હોય છે, અને એના ધ્યાનમા 'સોહ' જ હોય છે

---

૧ 'વ્હૈ'નો અર્થ હવે થતો હોય એમ જણાય છે 'વહ'નુ રૂપક હોય તો કોશમાથી તે લભ્ય નથી કોઈ અપભ્રશ શબ્દ જણાય છે ભાવ સબધ પરથી ઘટાવ્યો છે કુબુદ્ધિને છોડી દેવી એ ભવવ્યાધિમાથી છૂટવાનો ઉપાય છે

'ચાર'નો અર્થ કારાગાર' પણ થાય છે એ અર્થમા ભાવ બરાબર બેસતો આવે છે કુબુદ્ધિ એ કેદખાનુ છે અને તે કારણે એને છોડી દો વ્હૈ નો અર્થ અહીં તે' કરવો ભાવ એ રીતે વધારે સ્પષ્ટ બને છે અથવા ચારો' એટલે પશુ-પક્ષીનો ખોરાક અર્થ ગુજરાતી ભાષામા થાય છે ત્યા અર્થ સ્પષ્ટ છે તમારો અત્યાર જે ખોરાક થઈ પડ્યો છે તેને છોડી દો આ રીતે પણ મજાનો ભાવ આવે છે

—વિવેચનકાર.

જ્ઞાનવિચારણાની જે ધારા અત્ર બતાવી છે એમાં આત્માના નિશ્ચય લક્ષણ પર ભાર મૂકી વિચારણા કરવા પ્રેરણા કરી છે, એટલે એમાં ચેતનના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને ઉપયોગ લક્ષણ પર ભાર મૂકવાની વાત કરવા સાથે 'પ્રજ્ઞા' છીણીના ઉપયોગમાં સ્વપરનું વિવેચન કરવા કહ્યું છે અને મોહને દાટી દઈ 'સમ'નો વારો લઈ આવવાનું બતાવ્યું છે એમાં માત્ર જ્ઞાનવિચારણા કરી બેસી ન રહેતાં વિશુદ્ધ અને વિશિષ્ટ વિચારણા કરવા આગ્રહ સેવ્યો છે તે ખૂબ સમજવા જેવો છે માત્ર નિશ્ચયદૃષ્ટિની વાતો કરવાથી સાધ્ય નજીક પહોંચી શકાતું નથી, સમતાનો અનુભવ થતો નથી અને આનંદ-પદે પહોંચી શકાતું નથી માટે જો સ્વપરનો નિસ્તાર કરવો હોય તો સ્વને ઓળખવો, સ્વનો સ્વીકાર કરવો, મોહને દાટી દેવો અને તે માટે 'સોહં'નો નિરંતર જાપ કરવો, અને વિષય વાસની બુદ્ધિને છોડી દેવી

આ વિચારધારા ખૂબ પચાવવા જેવી છે શુષ્ક વાતોથી કે ઊંચી ભૂમિકા સંબંધી બોલ બોલ કરવાથી કાંઈ વળે તેમ નથી માત્ર જ્ઞાન નકામું છે, માત્ર ક્રિયા ખરેખરી રીતે પૂરા કામમાં આવે તેમ નથી, તેથી બુદ્ધિશક્તિનો ઉપયોગ વિચારણા કરવા ઉપરાંત તદનુસાર વર્તના કરવાના કરવાનો છે આ રીતે આનંદ-પદે બેસાય, આ રીતે સ્વનો નિસ્તાર થાય, અને આ રીતે શાશ્વત આનંદને પોતાનો કરી શકાય. આવી રીતે પરમાત્મા હું પોતે જ (સોહં) છું, એવો ભાવ બેસે, ત્યારે સમજવું કે ખરી જ્ઞાનવિચારણાની ચાવી સાંપડી છે

આ પદમાં કેટલાક શબ્દપ્રયોગો તદ્દન ગુજરાતી છે 'ચારો', 'ધારો', 'ફારો', 'બેગી' વગેરે એ ઉપરાંત 'અલ્ગ ન બીયા સારો' જેવા વિલક્ષણ પ્રયોગ છે, એ હકીકત આનંદઘનજીની ભાષાના નિબંધમાં જે વિચાર અને નિર્ણયો ઉપોદ્‌ઘાતમાં બતાવ્યા છે તેને પુષ્ટિ આપે છે[1] એકંદરે આ પદ આનંદઘનજીનાં બીજાં પદોને અનુરૂપ છે એમાં કુબુદ્ધિ માટે વાપરેલ વિશેષણો અન્યત્ર એ જ રૂપે લગભગ વપરાયલાં છે, અને ભાષાપ્રયોગ, ભાવ વાહિતા અને આદર્શ દર્શન અતિ ઉચ્ચ છે, છતાં પ્રતમાં એ પદ નથી એ નવાઈની વાત છે ગુણપ્રાપ્તિની દૃષ્ટિએ, આદર્શ સ્પષ્ટતાની ખ્યાલાતે અને વર્તનનિર્ણયની અપેક્ષાએ આ પદ ઘણું ઉચ્ચ સ્થાન ભોગવે છે એમ વિવેચકની માન્યતા છે એના કર્તૃત્વની વાત બાજુ પર મૂકીએ તોપણ એમાં ભારે ભાવદર્શન છે, એમાં કાવ્યનું ગેય તત્ત્વ છે, અને હૃદયને અસર કરે તેવી વિચારસરણી છે આ પદને વારંવાર વિચારવાથી અને એના પુનઃ પુનઃ પરાવર્તનથી માર્ગ સૂઝી આવશે એમ જરૂર લાગે છે એના પર પૂરતી વિચારણા કરવા વિજ્ઞપ્તિ છે (૮૧)

---

૧ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧, ઉપોદ્‌ઘાત (શ્રીમદ્ આનંદઘનજી અને તેમનો સમય), પૃ ૩૮

## ૫૬ બ્યાસીમુ

**ભૂમિકા**—જૈન યોગનો સાર વિષયકષાય પર વિજય છે વિષયો સ્થૂળ ઇંદ્રિયોને સબધે છે, ત્યારે આતર રાજ્યમા મનોવિકારો કષાયને સબોધે છે આ બાહ્ય અને આતર સબધો પર સયમ એટલે યોગ, યોગનો વિજય એટલે આદર્શસિદ્ધિ, અને જૈન યોગ એટલે યોગવિજયની યાત્રામા પ્રવેશ અને પ્રયાસ ઇંદ્રિય પાચ છે તેના વિષયો ત્રેવીશ છે તે પર અન્યત્ર વિવેચન થયુ છે સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ પાચે ઇંદ્રિયો પ્રત્યે જેટલી પરાધીનતા તેટલો સસાર, અને તેના પર જેમ જેમ વિજય થતો જાય તેમ તેમ નિવૃત્તિનગરીની સન્મુખતા આ દીવા જેવી વાત છે, છતા પુનરાવર્તનને ભોગે પણ માનસ સન્મુખ વારવાર ધરવા યોગ્ય છે પ્રત્યેક ઇંદ્રિયો પોતપોતાના સ્થાને હોય છે ત્યારે તે ચાલુ ભાગ ભજવે છે, પણ જ્યારે એમા લપટતા થાય છે ત્યારે તે ચેતનજીને સસાર સન્મુખ ખેચી જાય છે યોગીને પણ પાચે ઇંદ્રિયો હોય છે અને તે ખાય છે ત્યારે તેને સ્વાદ આવે છે, અને જુએ છે ત્યારે આખ કામ કરે છે, પણ એમા જ્યારે ગૃદ્ધ થાય, એમા જ્યારે મોજ આવે, એ ન હોય ત્યારે જીવન અકારુ લાગે, ત્યારે એ પ્રાણીને સસારમા રખડાવે છે, એને મોક્ષથી પરાઙ્મુખ કરી દે છે અને એને તદ્દન પરભાવમા રસ લેતો, અનાત્મદશા અનુભવતો અને બાહ્યાત્મભાવમા રખડતો કરી મૂકે છે[1] આ પરાધીન દશામાથી મુક્ત થવાનો ઉપદેશ યોગીઓ પોતાના દાખલાથી કે ગેય કાવ્યો કે ઉપદેશ દ્વારા આપી રહ્યા છે તેઓ બતાવી ગયા છે કે એક એક ઇંદ્રિયો જ્યારે પરાધીન દશાએ પરાકાષ્ઠા સુધી પહોચે છે ત્યારે પ્રાણી સસારમા મૂર્છા પામે છે સાભળવાના રસમા શ્રોત્રલપટ હરણ જીવન ગુમાવે છે ખાવામા રસિક બનેલ માછલુ મીઠી ગોળી દેખી પકડાઈ જાય છે કે ભોકાઈ જાય છે અને બનાવટી હાથણીનો સ્પર્શ કરવા દોડી આવતો હાથી હાથણીને જુએ છે, પણ ખાડાને સામે હોવા છતા દેખતો નથી અને પકડાઈ જાય છે પતગિયુ ઝળહળતી દીવાની જ્યોત જ જુએ છે, પણ એની ગરમી કે એનો દાહસ્વભાવ વિચારતુ નથી એક એક ઇંદ્રિયમા પરવશ થનાર પ્રાણીની આવી

---

૧ દરેક ઇંદ્રિયોમાં લપટતા કેવો ભાગ ભજવે છે તેની આખી રચના સમજવા માટે નીચેના પાત્રોનુ કાર્ય વિચારમા નાખી દે તે રીતે શ્રી સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપચાકથામા ચીતર્યું છે

સ્પર્શન સાથે અકુશળમાળા (પ્રસ્તાવ ૩ પ્રકરણ ૫) રસના સાથે લોલતા (પ્રસ્તાવ ૪ પ્રકરણ ૨)

ઘ્રાણ સાથે ભુજગતા (પ્રસ્તાવ ૫ પ્રકરણ ૧૮) ચક્ષુ સાથે યોગિની દૃષ્ટિદેવી (પ્રસ્તાવ ૬ પ્રકરણ ૧૨)

શ્રવણ સાથે સગ (પ્રસ્તાવ ૭ પ્રકરણ ૧૨)

આ સ્થાનોમા ઇંદ્રિયો અને તેમા લોલુપતાનો ભેદ વિવેચક દૃષ્ટિએ બતાવ્યો છે તે ખાસ સમજવા યોગ્ય છે ઇંદ્રિયોમાં આસક્તિ એ પરભાવરમણતા છે એને ઓળખવી એ દિવ્ય નયન છે અને એના પર વિજય મેળવવો એ સસાર પર સ્થૂળ વિજય મેળવવાની પ્રારભસિદ્ધિ છે —વિવેચનકાર.

દશા થાય છે એ વાત ખાસ ધ્યાનમાં રહે તેની સાથે જે પાંચેને પરવશ હોય અથવા જેની પાંચે ઇંદ્રિયો તોફાની હોય—જે આજે સ્ત્રીને આધીન થઈ જતો હોય તો કાલે મીઠાઈ ખાવામાં રસ લેતો થતો હોય—આવા સર્વ ઇંદ્રિયોને પરાધીન બનેલા પ્રાણીના કેવા હાલ થાય તે વિચારવા જેવું છે

અહિંસા, સંયમ અને તપ પર આખો જૈન યોગ રચાયલો છે તે પૈકી સંયમ યોગમાં ઇંદ્રિયસંયમ બાહ્યાત્મભાવ પર વિજય સૂચવે છે, જ્યારે કષાય પર વિજય અંતરાત્મ ભાવ પર વિજય સૂચવે છે 'બાહ્યાત્મ ભાવ છોડી અંતરાત્મદશામાં સ્થિર થાય તે પરમાત્મપદ પામે'—એ જાણીતા સૂત્રનો મુખ્ય આધાર સંયમ ઉપર છે અને સંયમમાર્ગે ચાલનાર માટે ઇંદ્રિયો પર કાબૂ એ અતિ મહત્ત્વનો વિષય છે

એ ઇંદ્રિયના વિષયોમાં પણ સ્પર્શેન્દ્રિયનો વિષય બહુ આકરો છે સ્પર્શનો વિષય સ્ત્રી-પુરુષના સંબંધને સૂચવે છે એના પર સંયમ લાવવો વધારે આકરો છે એટલા માટે પાંચ ઇંદ્રિયો પૈકી સ્પર્શન પર વિજય કરનારને 'બ્રહ્મચારી'નું સુંદર બિરુદ આપવામાં આવે છે કામદેવ-પુષ્પધન્વાની અસર નીચે કેટલીક વાર મોટા મુનિવરો પણ ચળી જાય છે, કેટલીક વાર આગેવાન કે દોરવણી આપનારા પણ એને વશ પડી જાય છે વિનમિ કે નંદિષેણ જેવા ત્યાગી એની અસર તળે આવી જતા પરાધીન બની જાય છે, છતાં યોગ્ય મનોનિગ્રહથી એના પર વિજય મેળવનારા પણ પડ્યા છે સુદર્શન શેઠ કે સ્થૂલિભદ્રનાં ચરિત્રો વાંચીએ કે વિજય શેઠ જેવા ગૃહસ્થીના ત્યાગનો વિચાર કરીએ ત્યારે એ ગુણ પ્રયત્નસિદ્ધ છે એમ લાગ્યા વગર નહિ રહે. બ્રહ્મચર્યની બાબતમાં ઢીલાપોચાપણું બતાવનાર કોઈ પણ મહાન કામ કરી શકતા નથી, ચેતનને આગળ ધપાવી શકતા નથી અને સંસારના ચક્રમાં પડી જાય છે, તેનું કારણ એ જણાય છે કે બ્રહ્મચર્ય વગર સર્વ શક્તિનો સંગ્રહ થઈ શકતો નથી એટલા માટે યોગમાં આગળ ધપવા માટે, ધ્યાનની લાયકાત મેળવવા માટે અને સમાધિયોગ સાધવા માટે બ્રહ્મચર્ય રહેવાની પ્રાથમિક આવશ્યકતા છે, એ વાત વૈદકીય દૃષ્ટિએ માન્ય છે, યોગ દૃષ્ટિએ સ્વીકાર્ય છે અને આત્મિક દૃષ્ટિએ આદરણીય છે આ બ્રહ્મચર્યનો મહિમા અનેક ગ્રંથોમાં ગવાયો છે સર્વ શક્તિનો સંગ્રહ કરનાર, શરીર ફરતો તેજપુંજ બનાવનાર, અસાધારણ વીર્યવત્તાને પ્રાપ્ત કરાવનાર એ બ્રહ્મચર્યને પિછાની એની મહત્તા શ્રી પાર્શ્વનાથ ભગવાન-ત્રેવીશમા તીર્થંકર-ની સ્તુતિ દ્વારા ગાઈએ

આ ગુણગાનમાં પરની નિંદા કરવાનો કે તેની અલ્પતા બતાવવાનો આશય નથી, એવી વૃત્તિ આનંદઘનની હોઈ પણ શકે નહિ જે ઉચ્ચ ભાવનાથી એ યોગી 'રામ કહો, રહેમાન કહો, કોઉ કાન કહો, મહાદેવ રે' એવું ગાઈ ગયા છે (પદ સડસઠમું), તે કોઈ પણ પ્રસંગે ટીકા કે નિંદા કરે નહિ પણ એમના ચરિત્રો પરથી સરખામણી કરી વામાનંદનની સ્તુતિ કરે, એમાં એમના વામાનંદનના વીતરાગભાવનાને અને મદન પરના વિજયને બહાર લાવવાની વાત જ હોય આવા મહાયોગી અન્યની ટીકા કે અપભ્રાજના ન જ કરે.

આ મુદ્દા પર યોગ્ય સ્થળે વિવેચન વિસ્તારથી કરવામા આવ્યુ છે[1] અને પુરવણીની ઉપોદ્ઘાતમા આવશે.

૫૦[2]
(રાગ—સુરતી ટોડી)

प्रभु ! तो सम अवर न कोई खल्कम;
हरि हर ब्रह्मा विगूते सोतो, मदन जीत्यो तैं पलकम  प्रभु० १

**અર્થ**—પ્રભુ ! તારી સમાન આ જગતના બીજો કોઇ નથી કહેવાતા મોટા દેવો વિષ્ણુ, મહાદેવ અને બ્રહ્મા (જેનામા) ગૂંચવાઈ ગયા તેવા કામદેવને તો તે એક ક્ષણવારમા જીતી લીધો (૧)

**વિવેચન**—વામાદેવીના પુત્ર ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ કરે છે પ્રભુ ! અમે દુનિયામા સર્વ આદર્શોને તપાસ્યા, પણ તારા જેવો આ જગતના અન્ય કોઈ જોવામા આવ્યો નથી એક મદનરાજ કામદેવની નજરે જ જોઈએ તો એણે મોટા હરિ, હર અને બ્રહ્માને ચક્કરમા નાખી દીધા છે એણે મોટા દેવોને ગોટાળે ચડાવી દીધા છે આવા આકરા કામદેવને પણ તે તો એક ક્ષણવારમા જીતી લીધો છે તેથી તારા જેવો આ દુનિયામા અન્ય કોઈ નથી કામદેવે પોતાનુ સામ્રાજ્ય અન્ય દેવો પર કેટલુ ચલાવ્યુ છે તે પર વિવેચન કરવાની જરૂર નથી ધર્મપરીક્ષાના રાસમા આ ત્રણે દેવોનો મકરધ્વજ સાથેનો સબધ સગ્રહવામા આવ્યો છે અને એ પ્રસગોને ઉપમિતિ ભવપ્રપચાકથાના પાચમા પ્રસ્તાવના પરિશિષ્ટ ન ૨ મા રજૂ કરવામા આવ્યા છે[3] મકરધ્વજનો મહિમા શ્રી સિદ્ધર્ષિએ ગાઈ બતાવ્યો છે એને મહામોહરાયના પાટવી રાગકેસરીની પડખે બેઠેલ નાના રાજા તરીકે વર્ણવેલ છે એ જ્યારે પ્રાણી ઉપર પોતાનુ સામ્રાજ્ય ચલાવે છે ત્યારે જો તે પ્રાણી પોતાની જાતને અત્યત સ્વાધીન ન હોય તો તેને પરવશ બનાવી તેની પાસે વિચિત્રવિચિત્ર નાચો કરાવે છે આવા મકરધ્વજે હરિ, હર અને બ્રહ્માને ગૂંચવી નાખ્યા,[4] ગોટાળે ચઢાવી દીધા, તેવાને પણ હે પ્રભુ ! તે તો ક્ષણ માત્રમા જીતી લીધો તે વીતરાગ ભાવ મન પર રાખી કામદેવનો સામનો કર્યો, લડતમા એનો પરાજય

**શબ્દાર્થ**—તો = તારા સમ = સમાન સરખા અવર = બીજો ખલ્કમે = દુનિયામા, જગતમા હરિ = વિષ્ણુ, વાસુદેવ. (રક્ષણ કરનાર દેવ) હર = મહાદેવ પાર્વતિપતિ (સહાર કરનાર દેવ) બ્રહ્મા = ઉત્પત્તિ કરનાર દેવ. વિગૂતે = ગૂંચવાઈ ગયા ચક્કરે ચડાવી દીધા સો તો = તે તો મદન = કામદેવ. પલકમે = ક્ષણવારમા, વગર પ્રયાસે અલ્પ સમયમા.

૧ શ્રીઆન ધનજીના પદો, ભાગ ૧, પ ૨૭ ૪૪ અને ૮૮નુ વિવેચન

૨ આ પ૦ ગનમાથી મળ્યુ નથી પાઠાતરો ઉપલબ્ધ થયા નથી

૩ ઉપમિતિભવપ્રપચાકથા ભાષાંતર, ભા ૨ પૃ ૧૩૫૩–૬૧

૪ વિગૂતે નો આ અર્થ મારા ગુરુએ બતાવ્યો છે મને એ સિવાય બીજો અર્થ બેઠો કે સૂઝ્યો નથી કદાચ પાઠાતર મળે તો નવીન અર્થ સ્ફુરવા સભવ ગણાય —વિવેચનકાર

કર્યો અને તેનુ આધીનપણું સ્વીકારવાની ના પાડી આ વાત બહુ અદ્ભુત છે, ભારે મુશ્કેલ છે મીઠાશથી કામ કરનારને કબજે કરવા બહુ મુશ્કેલ પડે છે, છતા તે એને જીતી લીધા એ તારો મહિમા છે કદાચ શંકર, વિષ્ણુ, બ્રહ્માની વાતમા કાંઈ આશય હશે, કાંઈ ગૂઢ ભાવ હશે, પણ હકીકત ઉપર જણાવેલ આકારમા સાપડે છે તે ગમે તેમ હોય, પણ તે તો કામદેવને બરાબર જીતી લીધો છે એમા શક નથી (૧)

ज्यों जल जगमें अगन बुझावत, वडवानल सो पीये पलकम,
'आनदघन' प्रभु वामार नदन, तेरी हाम न होत हलक्में प्रभु० २

**અર્થ**—જેવી રીતે દુનિયાના પાણી આગને ઓલવી નાખે છે, તે પાણીને વડવાગ્નિ એક પળમા પી જાય છે, (તેવી રીતે દુનિયાને અને દેવને ચૂસવી નાખનાર કામદેવને તમે જીતી ગયા) આનદઘન કહે છે કે પ્રભુ વામાનદન ! મારા પાર્શ્વનાથ ! તારી હિંમત છે તે કાંઈ સહેજમા સાપડતી નથી (એ હામ અલૌકિક છે) (૨)

**વિવેચન**—પાર્શ્વનાથ પ્રભુની એ મકરધ્વજ પરની જીતનો મહિમા એક સરસ દાખલાથી કાયમ કરે છે દુનિયામા પાણીનુ એક કામ આગ બુઝાવવાનુ છે પણ વડવાગ્નિ દરિયામા થાય છે તે પાણીને પી જાય છે, તેમ હે પ્રભુ ! તમે કામરૂપી જળને પલકમાત્રમા પી ગયા સામાન્ય પ્રાણીઓ કે બીજા દેવો જ્યારે અગ્નિ જેવા છે, ત્યારે આપ વડવાનલ જેવા છો કામદેવરૂપ જળને શોષવા સારુ આપ વડવાનલ જેવું કામ કરો છે વડવાનલ જેમ સમુદ્રને પલકવારમા પી જાય છે, તેમ આપ પણ કામરૂપ જળને પી જાઓ છો અર્થાત્ આપના ઉપર કામદેવ કોઈ પણ પ્રકારની અસર કરી શકતો નથી

જે પાણી (જળ) જગતમા આગ બુઝાવનાર છે, તેને પી જનાર વડવાગ્નિ છે, તેમ દુનિયાના જીવોને વશ કરનાર કામદેવને પી જનારા આપ જેવા વડવાનલ પડ્યા છે કામદેવ જેવા બહાદુરને જીતી, એને પી જઈ, એને નહિવત્ કરી મૂકી આપે જબરી કરી છે આવી હામ ભીડવી એ કાંઈ રે જીપે જીના ખેલ નથી વામાનદન પ્રભુ ! આપને આનદઘન નમે છે, આપ પોતે જ આનદઘન છો, આપની હામ અદ્ભુત છે અને આપનો વિજય નોંધવા, અનુસરવા, આદરવા યોગ્ય છે[1] (૨)

**શબ્દાર્થ**—જ્યો = જે રીતે (જેસે જિસ ભાતિ) જલ = પાણી, વારિ અગન = અગ્નિ બુઝાવત = ઓલવે છે ઠારી દે છે વડવાનલ = સમુદ્રમા રહેતો અગ્નિ પીએ = પી જાય, ગટગટાવી જાય વામારે = વામા માતાના નંદન = પુત્ર વામાકે નંદન = પાર્શ્વનાથ ત્રેવીશમા તીર્થંકર તેરી = તારી હામ = હિંમત હલક = ગળાની નળી મૂકર લાખુ હલકમે = હાપુનારમા સહેજમા ઝપાટામા (હિ વિ)

[1] 'હામ'નો અર્થ હિંમત થાય હિંદીમા તેવો શબ્દ મળતો નથી 'હામી' એટલે નાપથરી વનનીન અર્થ થાય છે વિવેચનમા વિચાર કરી અર્થ કર્યો છે હલક'નો અર્થ રમત, શોભા, રોનક એમ પણ થાય છે એ ક્રિયાવિશેષણ છે એનો અર્થ મૂરકઠ થાય છે તેનો ભાવ પણ બેસાડવા યોગ્ય છે –વિવેચનકાર

ઉપસ હાર—આ પદમા બ્રહ્મચર્યના ગુણગાન દ્વારા પ્રભુ પાર્શ્વનાથની સ્તુતિ કરી છે. એ ગુણ એટલો મોટો છે કે એને અ ગે અહીં સ્તુતિના શબ્દો વાપર્યા છે તે વધારે પડતા નથી કામદેવ જ્યારે પ્રાણી ઉપર જોર ચલાવે છે ત્યારે પ્રાણી આકરા કર્મો બાધે છે, મહા તીવ્ર અધ્યવસાયો સેવે છે અને અનેક રીતે નીચો ઊતરી જાય છે એને પ્રેમપાત્ર સિવાય બીજુ સૂઝતુ નથી, એને ખાવુપીવુ ગમતુ નથી, એને વિરહપીડા મહાવ્યથા કરે છે, એને સગપણ, સ બ ધ કે સ્નેહ અકારા લાગે છે અને વિક્રમોર્વશીના વિક્રમની પેઠે એ તો, જ ગલે જ ગલે, નદીકાઠે અને સરોવ ની પાળે પ્રિયાને જ ભાળે છે ! એને ભ્રમરના ગુંજારવમા કે ભ્રમણમા પત્નીના પડઘા દેખાય છે અને એની બોલીચાલી કે વર્તનમા વિવેકીની નજરે ઘેલછા, ઘેન અને પરાધીનતા દેખાઈ આવે છે એના ચાળા દારૂ પીધેલ જેવા જણાય છે સ્ત્રી-પરાધીન પ્રાણી એવા આકરા કર્મ બાધે છે કે રસબ ધની દૃષ્ટિએ એની કર્મોની ગાઢતા બહુ તીવ્ર બની જાય છે અને એમાથી છૂટતા પ્રાણીના અ દરના બ ધ તૂટી જાય છે

એક જગ્યાએ શાસ્ત્રકારે કહ્યુ છે કે બીજી સર્વ ક્રિયા કરતા પ્રાણી કર્મબ ધનો નાશ કરી મોક્ષ મેળવી શકે છે બાહ્ય દૃષ્ટિએ સમાન ક્રિયા કરનાર બે વ્યક્તિઓ પૈકી એક કર્મનો બ ધ કરતો હોય છે, ત્યારે બીજો કર્મની નિર્જરા કરતો હોય છે પણ સ્રાસેવન કરનારને તે ક્રિયાના પ્રવૃત્તિ કરતી વખતે મોક્ષ મળ્યો નથી મળવાનો સ ભવ નથી, તેમજ એ વખતે કર્મની નિર્જરા થવાનો દાખલો બન્યો નથી એનુ કારણ ઉઘાડુ છે સર્વ ઇંદ્રિયોની એકાગ્રતા થાય, મન-વચન-કાયાના યોગો દુરવસ્થામા એકતાન થઈ જાય અને વિવેક, વિચારણા અને ધ્યાન ચુકાઈ જઈ વિષય પર એકરસવત્તા થાય, ત્યારે જ એ સેવનની ભૂમિકા પ્રાપ્ત થાય છે, અને પ્રાપ્ત થાય ત્યારે એમા વિરાગનો છેદ થઈ જાય છે, શમભાવને તિલાજલિ મળે છે, નિર્વેદનો નાશ થઈ જાય છે અને સ્વનુ ભાન ભૂલી પ્રાણી એકાત પુદ્ગલ વશ બની જાય છે, પરાધીન થઈ જાય છે અને જાત ઉપરનો કાબૂ ખોઈ બેસે છે અને તેટલા માટે બ્રહ્મચર્યનો મહિમા સર્વ શાસ્ત્રોમા ગાયો છે, દુનિયામા એની પ્રશ સા થઈ રહી છે અને એનામા એક રસ જમાવનારનો મહિમા ગવાઈ રહ્યો છે

જે બ્રહ્મચર્ય યોગની પ્રથમ ભૂમિકા ગણાય, જે બ્રહ્મચર્ય વગર એક પણ યોગ ભૂમિકામા પ્રગતિ થઈ શકે નહિ, જે બ્રહ્મચર્યનો મહિમા સ્થૂલિભદ્રે વર્તી બતાવ્યો, જેના પ્રતાપે શેઠ સુદર્શનની શૂળી ચાલી ગઈ, જેણે સુભદ્રા પાસે કાચે તાતણે ચાલણીમાથી જળ કઢાવી ધર્મનો મહિમા દાખવ્યો, જેણે અનેક રજપૂત ગ્યુઅડીઓને નામ અને નામના અપાવ્યા અને જેણે મહાઅભ્યાસી, પ્રખર ન્યાયશાસ્ત્રી ઉપાધ્યાય શ્રીમદ્યશોવિજયજીને મુખે-

મૂળ ચારિત્રનુ એ ભલુ, સમકિતવૃદ્ધિ નિ ાન,
શિલ સલિલ ધરે જિકે, તસ હુવે સુજસ વખાણ

એમ ગવરાવી શિલને ઉચ્ચ પદ અપાવ્યું—આ બ્રહ્મચર્યને નમસ્કાર છે, એના પાળનાર

ધન્ય છે, એને સમજનાર વિરલા છે અને એને જીતનાર હેવના પણ હેવ છે આ તત્ત્વ જનતમત ગુણને અંગે અનેક ગ્રંથો લખાયા છે, પણ એને પકડવા જવું તે સહજસાધ્ય થઈ આવે તેવું કામ નથી. અને તેથી આનંદઘન વામાનંદન શ્રી પાર્શ્વપ્રભુને અભિનંદન આપતા તેમની 'હામ'ની સુયોગ્ય પ્રશંસા થઈ છે

આવા વડવાનળ જેવા કામાગ્નિને પી જનાર મહાયોગી જે હોય, જ્યાં હોય, જેવા હોય, તેને ત્યાં, તેવા હોવાને કારણે, હૃદયની નમન છે! (૮૨)

## પદ ત્યાશીમું

ભૂમિકા—આનંદઘનજીનું આ પદ જુદી જાત પાડે તેવું છે એ અત્યંત આકર્ષક હોવા ઉપરાંત એમાં રૂપકો દાખલ કર્યા છે આત્મસંબોધન માટે રૂપકના ઉપયોગની પદ્ધતિ યોગ્ય? કોઈ કોઈ પદના સ્વીકાર છે¹ રૂપકોનું ઉપદેશના શું સ્થાન છે, એ પદ્ધતિ જૈન ગ્રંથ સાહિત્યમાં કોણે દાખલ કરી, ક્યારે ચાલુ થઈ, એને વધારે જૈન ત્યાર પછી મોટા સાહિત્યકારોએ કેવી રીત આપ્યા અને જૈન-જૈનેતર સાહિત્યમાં એ પદ્ધતિના મહિમા કયે આવ્યો છે તે પર વિસ્તારથી ચર્ચા ને શ્રીઉપમિતિભવપ્રપંચાકથાના ઉપોદ્ઘાત તરીકે લખેલ 'શ્રીસિદ્ધર્ષિ' નામના ગ્રંથમાં કરી છે શ્રીસિદ્ધર્ષિ મહારાજે મોટી રૂપકકથા લખી આખા સંસારચક્રનું વર્ણન આકર્ષક રીતે કર્યું અને 'શ્રીવૈરાગ્યકલ્પલતા'માં તેનું અનુકરણ શ્રીયશોવિજય ઉપાધ્યાયે કર્યું એ તો મોટા ભવ્ય ગ્રંથો છે આ પદમાં શ્રી આનંદઘનજી મહારાજે અંતર્યામીનું સ્થાન બતાવવામાં ઉપમાનોનો ઉપયોગ કર્યો છે અને સુંદર રૂપકો મૂક્યા છે એ દરેક રૂપક આંતર દૃષ્ટિએ વિચારવા લાયક છે અત્ર એ રૂપકશૈલી પર વધારે વિવેચન ન કરતા માત્ર 'શ્રી સિદ્ધર્ષિ' ગ્રંથનો હવાલો આપી આ પદના તત્ત્વ મુદ્દાને સૂચવી દઈએ

પ્રથમ એમાં જે **સ્થાન** પ્રાપ્ત કરવાનું છે તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે તેનો દેશ, પ્રાંત, ત્યાંના રાજા, પ્રધાન કોણ હોય, કેવા હોય તેનો પરિચય કરાવ્યો છે એમાં એ સ્થાન-શેરીનું વર્ણન, એના પોળિયાનું વર્ણન, એ નગર કઈ નદી પર આવેલ છે એનું વર્ણન કર્યું છે સાથે સાથે એ નગરનું વાતાવરણ કેવું છે, એ સ્થાનનો મહિમા કેવો ભારી છે અને એ નગરમાં અનેક સગવડો ઉપરાંત અનેક પ્રકારની અગવડોનો અભાવ છે તે બતાવેલ છે, અને ચાલતે પદે આવો અવસર વારંવાર મળતો નથી, માટે મળેલ **અવસર ન ચૂકવા** પ્રેરણા કરી છે અવસર ન ચૂકવા માટે ૧૦૦મા પદમાં પણ પ્રેરણા આવશે, પણ ત્યાં પ્રેરણા તદ્દન જુદી રીતે આવનાર છે ત્યાં જીવનની અસ્થિરતા, ધનમાલ અહીં રહી જવાની સ્પષ્ટતા બતાવી અવસરનો લાભ લેવા વાત કરી છે અહીં સાધ્ય સ્થાનની

¹ પદ ૯૮, ૯૯ની હરિયાળી તથા પદ ૧૦૫મા વૈરાગ્યને પ્રેરક કહી વર્ણવેલ તથા પદ ૧ રમાં પ્રભુને પ્રીતમ કહે એ એના સાદા દાખલા છે —વિવેચનકાર.

-ભવ્યતા, સુદરતા અને આકર્ષકતા બતાવી તેને પ્રાપ્ત કરવાની અત્યારની તક જવા ન દેવા સૂચન છે આ પદના પ્રત્યેક ભાગ પર વિવેચન કરવાની ખાસ જરૂર લાગવાથી પ્રસ્તાવનારૂપ પ્રાથમિક ઉપોદ્ઘાતમા માત્ર ઉપર બતાવી તે માત્ર વિષયસૂચિ આપી આગળ વધીએ.

૫૬

( રાગ–મારુ )

नि स्पृह देश सोहामणो, निर्भय नगर उदार हो, वसे अतरजामी,
निर्मळ मन मत्री वडो, राजा वस्तुविचार हो वस० १

ટેક–આકણી–

केवळ कमलागार हो, सुण सुण शिवगामी !
केवल कमलानाथ हो, सुण सुण नि कामी !
केवल कमलावास हो, सुण सुण शुभगामी !
आवमा ! तु चूकीश मा, साहेबा ! तु चूकीश मा !
राजिंदा ! तु चूकीश मा, अवसर लही जी ( એ આકણી )

**અર્થ**—એક નિ સ્પૃહ નામનો સારી રીતે શોભતો દેશ છે તે દેશમા નિર્ભય નામનુ અતિ સુદર નગર છે ત્યા અતર્યામી રહે છે ત્યા નિર્મળ મન નામનો વડો પ્રધાન છે અને વસ્તુવિચાર નામનો એ નગરનો રાજા છે (૧)

**અર્થ—ટેકનો** મોક્ષમા ગમન કરનાર માત્ર કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીના ઘર ! તુ બરાબર સાભળ, સાભળ ! અને કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીના પતિ ! મારા નિષ્કામી નિરિચ્છક

---

પાઠાતર—નિ:સ્પૃહ-નિસ્પ્રહ નિરપ્રહ નગર—નાગર. વસે—ટેકમા નિ૦ મૂકે છે મતલબ પુનરાવર્ત નિઃસ્પૃહ સમજવુ અને પ્રથમ ગાથા પૂરી કરી 'વસે અતરજામી'થી બીજી ગાથાની શરૂઆત કરે છે ટેક—નિ કામી-નિકામી ચૂકીશ—ચૂકીન રાજિંદા—રાજન

**શબ્દાર્થ**—નિ:સ્પૃહ=સ્પૃહા વગરનુ નિ કામ નિરિચ્છક સ્વભાવરૂપ દેશ સ્પૃહા=ઇચ્છા તૃષ્ણા, દરકાર પરવા દેશ=પ્રદેશ વિભાગ ક્ષેત્ર સોહામણો=સુદર, સુશોભિત નિર્ભય=જેમા કોઈ પ્રકારનો ભય–બીક નથી ઉદાર=શ્રેષ્ઠ, સુદર વસે=રહે વ્યાપી રહે છે અતરજામી=અતર્યામી, અતરમા વ્યાપી રહેલ આત્મા, અતરાત્મા, પરમાત્મા નિર્મળ=મેલ વગરનો સ્વચ્છ પવિત્ર મત્રી=પ્રધાન વડો=મોટો, ચીફ (chief) વસ્તુવિચાર=સતને જાણવુ તે તે સબધી વિચાર કરવો તે રાજાનુ વિશેષ નામ

**શબ્દાર્થ**—ટેક આકણીનો–કેવળ=માત્ર, કેવળજ્ઞાન (પાચમુ) કમળાગાર=લક્ષ્મીનુ ઘર સુણ સુણ=બરાબર સાંભળ શિવગામી=મોક્ષમા જનાર (સબોધન) કમલાનાથ=લક્ષ્મીના પતિ નિ કામી=નિરિચ્છક કામના વગરના (સબોધન) કમલાવાસ=લક્ષ્મીના નિવાસસ્થાન શુભગામી=સારા માર્ગે જનાર (સબોધન) ચૂકીશ=ભૂલીશ, તક જવા દઈશ. સાહેબા=મોટા માણસ રાજિંદા=મહારાજા, ધણીવોરી લહી જી=પામીને.

દેવ ! જરા સાભળ, સાભળ ! અને કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીના નિવાસ ! અને શુભ માર્ગે જનાર મારા દેવ ! તુ બરાબર શ્રવણ કર, શ્રવણ કર ! મારા સાહેબા ! તુ આ તક ચૂકીશ મા ! મારા રાજા ! તું આ અવસર જવા દઈશ મા ! તને અત્યારે તક મળી છે, અવસર સાપડયો છે (ટેક)

**વિવેચન**—એક 'નિસ્પૃહ' નામનો મોહમણો દેશ છે 'સ્પૃહા' એટલે ઇચ્છા, આશા, પારકો માણસ ધન આપશે, મહેરબાની બતાવશે આવી આશા રાખવા એ 'સ્પૃહા' છે અઠ્ઠાવીશમા પદમા 'આશા'નુ જે ચિત્ર આપવામા આવ્યુ છે, એના પુત્રોને જગતના દાસ તરીકે રજૂ કર્યા છે અને આશા સેવીઓને ઘર ઘર ભટકનાર કૂતરા સાથે સરખાવ્યા છે, તે આશા અને સ્પૃહામા બહુ ઓછો તફાવત છે અને એ સ્પૃહા-ઇચ્છા પર વિજય થાય એટલે પછી સસારમા રખડવાપણુ રહેતુ નથી નિસ્પૃહવૃત્તિ થઈ જાય, ધન, માન, પ્રશસા કે અન્ય કોઈ આશા, ઇચ્છા કે સ્પૃહા ન રહે ત્યારે સસારનો છેડો આવી જાય છે આ નિસ્પૃહતા એ શી ચીજ છે તે બતાવવા શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે એક અષ્ટક (જ્ઞાનસાર, બારમું અષ્ટક) લખ્યું છે જ્યારે પ્રાણીને મનમા નિશ્ચય થાય કે પોતાના મૂળ સ્વભાવ (જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ) સિવાય અહી બીજુ કાઈ મેળવવા યોગ્ય નથી અને આત્મઐશ્વર્યથી એ સપન્ન થઈ જાય ત્યારે એ ખરો મુમુક્ષુ બને છે, ત્યારે એ પોતાના 'મુનિ' નામને સાર્થક કરે છે સદર અષ્ટકમા બતાવ્યુ છે કે—'સ્પૃહાવાળા માણસોને અનેક વાર મુખશોષ થાય છે, પોતાનુ ગળુ નકામુ સૂકવવુ પડે છે એને બાહ્ય મૂર્છા આવી જાય છે અને એના મુખ પર, વર્તનમા અને બોલીમા દીનતા દેખાઈ આવે છે સ્વાર્થ એવી વસ્તુ છે કે એ પ્રાણીનાથી વિવેકને પલાયન કરાવી દે છે, અને છતા જ્યારે એનો સઘટ્ટ થાય કે વિનાશ થાય ત્યારે પ્રાણીમા જરૂર દીનતા આવી જાય છે ખુશામતખોરો, ગાડિયા, ખબર આપનારા અને શેઠોની મહેરબાની મેળવવાની લાલચમા પડેલા કે જાહેર સેવામા આત્મપ્રશસાની કે સત્તા હસ્તગત કરવાની દાનતે બહાર પડેલાની આતર દીનતાનો ઊંડો અભ્યાસ કરવાથી આનો બરાબર ખ્યાલ આવે અને અહીં થોડા વર્ષ માટે રહેવુ તેમા તો અહીથી લઉ, ત્યાથી ભેગુ કરુ, પણેથી તફડાવુ, પેલાને સમજાવુ, આને ફાસલામા નાખુ, પણે નામના કરુ—આ સર્વ સ્પૃહા છે, પારકી આશા છે, પેટ ચોળીને ઊભી કરેલી પીડાઓ છે પારકી સ્પૃહા એ મહાદુખ છે અને નિસ્પૃહતા એ જ સાચુ સુખ છે' સુખદુખનુ આ લક્ષણ શાસ્ત્રકારે કહ્યુ છે અને ઉપાધ્યાયજીએ એને અપનાવ્યુ છે આવુ સ્પૃહાનુ ચિત્ર છે

આની સામે નિસ્પૃહતાને વિચારીએ જમીન પર સૂવાનુ હોય, ભિક્ષાથી ભોજન લઈ આવવાનું હોય, પહેરવા માટે જીર્ણ વસ્ત્રો હોય અને ગામમા ઘર ન હોય, સીમમા ખેતર ન હોય, એવા નિસ્પૃહી મહાત્માને જે સુખ છે તે મોટા ચક્રવર્તી, કે વડાપ્રધાનને નથી. જ્યા આશા આવી, ત્યા અદરની મોજ ચાલી જાય છે નિસ્પૃહી તો નિજાનદમા મસ્તી કરનાર, મહારાજાનો પણ મહારાજા છે એ મન પર સયમ રાખનાર ભડવીર છે આવી

વૃત્તિ જે આત્મભૂમિકામા પ્રસરતી હોય તેને 'નિઃસ્પૃહ' દેશ કહેવામા આવે છે આ ભૂમિકામાથી અતર્યામી મેળવવો છે એટલે એ ભૂમિકાને બરાબર ઓળખી લેવાની જરૂર છે

નિઃસ્પૃહ દેશે નિર્ભય નામે નગર છે સસારમા ભય-બીક અનેક પ્રકારની હોય છે શાસ્ત્રકાર સાત પ્રકારના ભય બતાવે છે (૧) મનુષ્યને મનુષ્યનો ભય તે ઇહલોકભય, (૨) મનુષ્યને સર્પાદિ હિંસક પશુનો ભય તે પરલોકભય. (૩) પોતાની વસ્તુ ચોરાઈ-લૂટાઈ જશે તેવી બીક તે આદાનભય, (૪) વીજળી-મોટરના અકસ્માત, બોબ પડવાનો ભય વગેરે અકસ્માતભય, (૫) ખાશુ શુ, બાજરો બટેલ મળશે તેવો ભય તે આજીવિકા ભય, (૬) મરી જશુ અને આ બધી જમાવેલી રયાસત મૂકીને હાની નીકળવુ પડશે તેની ચિંતા તે મરણભય અને (૭) દુનિયામા આબરૂ પર પાણી ફરશે એની ચિતા તે અપયશભય

ભય તો પાર વગરના છે ઉપરના સાત મુખ્ય ભય છે ભયથી પ્રાણી દીન બની જાય છે, સાચુ જૂઠુ બોલે છે, પોતાના વ્યક્તિત્વને મારી નાખે છે અને મનની મનમા રાખી અકળાયા કરે છે એને સાચી સ્વતત્રતાનો ખ્યાલ પણ થતો નથી અને ગરીબ-બાપડો બની જાય છે આનદઘનજી પોતે સેવાની ભૂમિકામા 'અભય, અદ્વેષ અને અખેદ'ને બતાવી શ્રીસભવનાથ મહારાજના સ્તવનમા ભયને પરિણામની ચચળતા તરીકે વર્ણવે છે અને નિર્ભયપણા સિવાય વિકાસ નથી તે વાતને જણાવવા સેવાની શરૂઆતની ભૂમિકામા[1] મૂકી નિર્ભયતાને બહુ અગત્યનુ સ્થાન આપે છે નિર્ભયપણાને અગે ઉપાધ્યાયજી મહારાજે એક આખુ અષ્ટક (જ્ઞાનસાર-સત્તરમુ અષ્ટક) લખ્યુ છે, ત્યા ભયનુ કારણ અપેક્ષા-આશા જ બતાવ્યુ છે અને અપેક્ષા વગરના પ્રાગતિક ઇચ્છુકને કોઈનો ભય નથી એમ બતાવીને પછી જણાવે છે કે જે મહાત્માને કોઈ પણ વસ્તુ ગોપવવાની કે છુપાવી રાખવાની નથી, જેને કોઈ વાતનુ આરોપણ કરવાનુ નથી, કોઈ ત્યાજ્ય નથી, કોઈ દેવા યોગ્ય નથી, અને જેને જ્ઞાન દ્વારા સર્વ જ્ઞેય છે, તેઓ ખરેખરા નિર્ભય છે આમા કેટલો અનાસક્તિભાવ દેખાઈ આવે છે તેનો વિચાર કરીએ ત્યારે નિર્ભયપણાની ભવ્યતાનો ખ્યાલ આવે જેને પોતાના ચારિત્રમા રમણ કરવુ છે, જેની પાસે અખડ જ્ઞાનનુ મહાસામ્રાજ્ય છે, તેવા સત પુરુષને કોનો ભય હોય? આવી રીતે નિર્ભયપણાની મહત્તા સતોએ અને સાધુઓએ ગાઈ છે

અને વ્યવહારમા નિર્ભય પ્રાણીને નાનુ મરણુ રાજ્ય છે એ જાહેરમા યથાવસર યોગ્ય ભાષામા સાચો અભિપ્રાય આપી શકે છે અને ચારિત્રબળથી સમાજનુ કે સઘનુ હિત સાધી શકે છે મોટાની શેહમા અજાઈ જનાર, રાજાઓ કે ધનાઢ્યોની ખુશામત કરનાર, દભી કે દ્રોહી માણસો કદી નિર્ભય થઈ શકતા નથી, અને સ્વપરની પ્રગતિ સાધી શકતા નથી આવા વાતાવરણવાળુ 'નિર્ભય'નગર છે

**વસે અતરજામી**—એવા નિઃસ્પૃહદેશમા આવેલા નિર્ભયનગરમા અતર્યામી વસે છે

[1] આનદઘન ભાગ ૪, સ્તવન ૩

અંતર્યામી પ્રભુ પોતે છે, અને તું પોતે અંતર્યામી થઈ શકે તેવો છે, તું તે છે જ કચરો ફેંકી દે, ધમાલ છોડી દે, શાંતિમાં બેસી જા, એકાગ્રતા કર અને સામે જોવાને બદલે અંદર જો એટલે ત્યાં અંતર્યામી દેખાશે આ અંતર તત્ત્વની શોધ–ઓળખાણમાં આગળ વધી જો.

રાજા વસ્તુવિચાર—એ નિર્ભયનગરનો રાજા 'વસ્તુવિચાર' નામનો છે વસ્તુના પૌદ્‌ગલિક, અપૌદ્‌ગલિક સર્વ ચીજો આવે વસ્તુનાં વ્યાખ્યા સમજવા માટે પચાવનમા પદમાં વસ્તુની વ્યાખ્યા ઉપર વિવેચન કર્યું એ રીતે 'અપ્પા'ને ઓળખી–મેળવી શકાય આવી રીતનો વસ્તુઓનો વિચાર કરી શકે તે આત્મા કહેવાય એનામાં અનંત જ્ઞાનની શક્તિ છે એ ભૂત, ભાવી, વર્તમાનને જાણી–દેખી શકે છે, અને સારાસાર વિચારી આદર–સ્વીકાર અને ત્યાગ કરી શકે છે જ્યારે એ અંતરાત્મદશામાં આવે ત્યારે એની વસ્તુવિચારણા સ્પષ્ટ થાય છે વસ્તુવિચાર અને અંતર્યામી વચ્ચે ચોખ્ખો ફેર છે અંતર્યામી તો આદર્શ છે, આદર્શસ્થાને પહોંચી ગયેલ છે અને વસ્તુવિચાર તો બાહ્ય કે આંતર બન્ને દશામાં પ્રાપ્ય છે એની તરતમતા હોય, પણ એ પ્રત્યેક આત્માને જરૂર હોય છે અને છેવટે બીજું નહિ તો અક્ષરનો અનંતમો ભાગ તો જરૂર ઉઘાડો હોય છે એ 'વસ્તુવિચાર–રાજા' એટલે ગમે તેવી દશામાં વર્તતો આ ચેતનરાજ પોતે સમજવો છતાં નિઃસ્પૃહદેશના નિર્ભયનગરનો રાજા છે તે તદ્દન બાહ્ય દશામાં વર્તતો ચેતનરાજ ન સમજવો, પણ અંતરાત્મદશા સુધી પહોંચી ગયેલ ચેતનરાજ સમજવો એ જ વિશેષણ ચેતનના અનેક વિશેષણો સાથે પદ ૭૦ માની પ્રથમ ગાથામાં વાપર્યું છે આ ચેતનના મૂળ ગુણને અંગે સમજવું આ વસ્તુવિચાર–રાજા પ્રગતિને પંથે ચઢી ગયો છે, અને એની નજર અંતર્યામી તરફ છે, પણ હજી એ અંતર્યામી (પરમાત્મા) થયો નથી આ તફાવત ધ્યાનમાં રાખવો

નિર્મળ મન મંત્રી વડો—એ વસ્તુવિચાર–રાજાને નિર્મળ માનસરૂપ મોટો મંત્રી છે 'નિર્મળ ચિત્ત'નું આબેહૂબ વર્ણન શ્રીઉપમિતિભવપ્રપંચાકથાના ચોથા પ્રસ્તાવમાં આપ્યું છે (પૃ ૭° ) મનની નિર્મળતા ઉપર વસ્તુવિચાર–રાજાની પ્રગતિનો ઘણો આધાર રહે છે મનની નિર્મળતા હોય તો જ વસ્તુવિચારમાં ઉજ્જ્વલતા અને ચકચકતા આવે આ પ્રમાણે અંતર્યામીના દેશ–નગર બતાવી રાજા–પ્રધાન કોણ છે તેનો પરિચય કરાવ્યો

આત્માનું પદસ્થાપન—આવા વસ્તુવિચાર રાજા! અને તો તું કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીનું ઘર છો, તું કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીનો પતિ છો, તું કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીનો વાસ છો. આવા મારા વસ્તુવિચાર–મહારાજા! મારા ચેતનરાજ! તું તો ખરેખરો મોક્ષમાં જનાર છે, તું નિષ્કામી છે અને સારી દિશાએ જનાર છે માટે આ વાત સાંભળ, જરૂર સાંભળ, બરાબર ધ્યાન રાખીને સાંભળ ચેતનને ઠેકાણે લઈ આવવાની આ વિશિષ્ટ રીત છે ખરી રીતે એને નરકગામી, રખડુ, નીચગામી વગેરે વિશેષણોથી નવાજી શકાય તેમ છે, કારણ કે એ પરસંગથી અનેક રીતે પતિત થયેલ છે, અને અનેક કામનાથી ભરેલો છે પણ શાંત યોગીરાજની ભાષા જુદી જ હોય એ કોઈને ધમકાવી દેવાની કે આક્ષેપની ભાષા ન વાપરે,

એ ચેતનનું સત્તાગત સ્વરૂપ લક્ષ્યમાં રાખી એને સુયોગ્ય વિશેષણે ગણાવે, અને એ રીતે એનામાં આનંદ ઉત્પન્ન કરે આ યોગીરાજની ભાષાશુદ્ધિ અનુરૂપ યોગ્ય છે

**અનસર ચૂકીશ મા**—મારા માગ ચેતનદેવ! અત્યારે તને અવસર મળ્યો છે તું અત્યારે ભૂલમાં ન રહી જતો આનો અવસર સંસારયાત્રામાં વારવાર આવતો નથી, અજેવ તકને હારી બેસતો નહિ આગળ એંસો (૧૦૦)ના પચાસ આ મળેના અવસરના મૂલ્ય મૂલવશે. અત્યારે તારે ભવના ફેરા મટાડવા છે, માટે ચાલતે પથે તારા આત્મગુણને સમરી સમરી તેના ગાન કર, આ ઢગધડા વગરના આટાફેરાને મૂકી દે, તેને કાપી લે અને પોતાની નગરીએ પહોચી જા (૧)

એ અંતર્યામીના સ્થાનનો વધારે પરિચય આપવા સારુ આગળ વર્ણન આપે છે —

> गढ संतोष कामामोदसा, साधु संगति दृढ पोळ हो,
> पोळियो विवेक सुजागता, आगम पायक तोळ हो सं० २

**અર્થ**—સંતોષકિલ્લાની અંદર પેટ ભરાય તેટલો આમોદ–આનંદ ભર્યો છે એ નગરમાં સાધુપુરુષની સંગતિરૂપ મજબૂત પોળ છે એ પોળના દરવાજા પર સુવિવેક આખો વખત જાગતો રહી પોળિયા–ચોકીદારનું કામ ખડે પગે કરે છે ત્યાં આગમરૂપ પાયદળ છે તેની તુલના–હિંમત કર (૨)

**વિવેચન—ગઢ સંતોષ**—એ નિસ્પૃહદેશમાં આવેલ નિર્લેપનગર, જેમાં અંતર્યામી વસે છે, તે નગરની ફરતો સંતોષ નામનો ગઢ છે દરિદ્રતા તૃષ્ણામાં છે જ્યાં એકવાર સંતોષ વઈ ગયો ત્યાં પછી રાજામાં કે રંકમાં ફેર નથી રહેતો મન તૃપ્ત થયા પછી કોણ રાય અને કોણ દરિદ્ર? પછી તો એને જંગલ તે મંગળ છે, ભૂશય્યા એ આરામસ્થાન છે અને અંતરનો આનંદ એ એની પૂજી છે

**કામામોદસા**—એ કિલ્લામાં દારૂગોળો ભરેલો નથી, પણ ઇચ્છામાં આવે તેટલો આમોદ–આનંદ ભરેલો છે સાધારણ રીતે કિલ્લા ફરતી ઊંડી ખાઈ હોય અને તેમાં મેલાં, વાસી, પડતર પાણીની ગંધ આવ્યા કરે, ત્યારે આ સંતોષકિલ્લામાંથી તો મનને ગમે તેવી સુગંધ પસર્યા કરે છે 'સા' એટલે સદૃશ, સમાન એ માનવાચક શબ્દ છે દા ત. જગસા

---

પાઠાંતર—ગઢ–ગઢ દૃઢ–દ્રિઢ પોળિયો–પોલિઓ

**શબ્દાર્થ**—ગઢ = કિલ્લો દૃઢ = મજબૂત કામ = ઇચ્છા, ઝર્ય (ભામા) આમોદ = પ્રસન્નતા, આનંદ, હર્ષ ખુશી સંગતિ = સોબત દૃઢ = મજબૂત પોળ = દરવાજાવાળો મહોલ્લો સા = સદૃશ સમાન માનસૂચક શબ્દ પોળિયો = સ્થાન ચોકીદાર, જમાદાર સુજાગતા = આખો વખત જાગૃત ઉંઘણશી ચોકીદાર નહિ પાયક = દૂત દાસ પાયદળ સેવક પાળાનું લશ્કર તોળ = વિચાર કર હિંમત કર

સા એટલે મનીખો, સમાધિ કામામોદ નામનો બગીચો હોય તેથી તમામ સ્થળે સુવાસ પસરતી રહે છે આવો સંતોષગઢ છે[1]

**સાધુસંગતિ દૃઢ પોળ**—એ કિલ્લેબંધ શહેરના સંતોષકિલ્લાથી સુરક્ષિત એવી સાધુસંગતિ નામની મજબૂત પોળ છે પ્રાણી નિમિત્તવાસી છે, એ જેના પરિચયમાં હોય તેવો થઈ જાય છે સાધુની સોબતમાં રહે તો તેનું વાતાવરણ સુંદર થતું જાય છે સાધુસંગતિ એ પોળની પેઠે સારું રક્ષણ આપે છે

**પોલિયો વિવેક સુજાગતો**—એ પોળને નાકે 'વિવેક' નામનો દરવાન ચોકી કરે છે સાચા-ખોટાને તપાસવું, સાચાનો સ્વીકાર કરવો, ખોટાનો ત્યાગ કરવો એનું નામ વિવેક આખા જૈનધર્મનો પાયો વિવેક ઉપર મૂક્યો છે સમ્યક્ વિચારણા કરે ત્યારે તેને સ્વપર સમજાય છે અને સ્વપરના ભાન પછી સ્વનો સ્વીકાર થાય અને પરનો ત્યાગ થય એટલે બેડો પાર છે આવો વિવેક પોળને નાકે ચોકી દરવાનનું કામ કરતો હોય, તો પછી કહેવું જ શું? સાધુની સંગતિથી વાતાવરણ સુધરે અને વિવેક-વિચારણાથી સાચખોટનો ખ્યાલ સ્પષ્ટ થાય એટલે પ્રગતિનો રસ્તો ઉઘાડો થાય

**આગમ પાયક તોળ**—એ નગરને બચાવનાર આગમરૂપ મોટું લશ્કર છે નગર ઉપર આક્રમણ આવે તો વિવેક-પોલિયો જાગતો છે અને મોટું તોફાન આવે તો તેના સામે રક્ષણ કરનાર આગમરૂપ પાયદળ છે મૂળ આગમો-જૈન સિદ્ધાંતગ્રંથો-ના પરિશીલનથી શંકાઓ દૂર થાય છે અને નાની સ્પષ્ટ રીતે સૂઝી આવે છે આવા પાયદળને તું તોળ, તેની કિંમત કર (૨)

> दृढ विसवास वितागरो, सुविनोद विवहार हो,
> मित्र वैराग्य विहडे नहि, क्रीडा सुरति अपार हो ॥ रसि० ३

**અર્થ**—વીતરાગ ઉપર પાકો વિશ્વાસ ત્યાં હોય છે અને ઊંચા પ્રકારના વિનોદનો ત્યાં વેપાર છે વૈરાગ્ય નામનો દોસ્તદાર ત્યાં છે તે કોઈ વખત અળગો થતો નથી પ્રભુ રતિની ક્રિડાનો તો ત્યાં પાર જ નથી (૩)

પાઠાંતર—વિસવાસ-વિસરમ્ભા (?) વિવહાર-વ્યવહાર. વિહડે-વેહડે સુરતિ-સુરત.

શબ્દાર્થ—વિસવાસ=વિશ્વાસ, આસ્થા વિતાગરો=વીતરાગ ઉપર (?) સુવિનોદ=ઉચ્ચ પ્રકારનો વિનોદ, પ્રમોદ, હર્ષાન. વિવહાર=વ્યવહાર વેપાર વિહડે=જુદો પડે, અળગો થાય, વિઘટે સુરતિ=(પ્રભુ) રતિ, રમણ=આકૃતિ

1 અહીં દઢ પાઠાંતરનો અર્થ પાકો સંતોષ થાય છે એટલે એ સંતોષ સમજવાનું નથી, પણ સ્થાયી છે અને મોદના પાઠ લઈએ તો અર્થ આવતો નથી. કામામોદ પછી સા' નકામો, અર્થ વગરનો થઈ જાય છે અને એક જ ગાથામાં દઢ' શબ્દ બે વાર આવે તે કાવ્યની નજરે ઠીક પણ લાગતું નથી તેથી ગઢ' પાઠને સમીચીન ગણ્યો છે —વિવેચનકાર

**વિવેચન—દૃઢ વિશ્વાસ વિતાગરો**—એ નગરમા અરસપરસનો વિશ્વાસ ઘણો મજબૂત છે એટલે એને દરવાજે તાળા દેવાની જરૂર પડતી નથી એક તો નગરના લોકો નિર્ભય છે, એને મજબૂત ગઢ છે પરિણામે બહારથી ત્યા આવી કોઈ ગુનો કરી જતુ નથી અને વિશ્વાસને લઈને અદર અદર ગુનાનો સવાલ રહેતો નથી આસ્થાના અર્થમા એ ભાવ સમજાય છે[1]

**સુવિનોદ વિવહાર**—એ દેશ-નગરમા વેપાર-ધધો ઊચા પ્રકારના વિનોદનો છે, એટલે ત્યા લોકો હર્ષ, આનદ કે ક્રીડાનો જ ધધો કરે છે, પણ એમા તુચ્છતા કે ધમાધમી હોતી નથી 'મૂરખ મિત્રો મળી ગાળ દઈ ગમ્મત કરશે' એવો વિનોદ ત્યા નથી આત્માને ઉન્નત કરે તેવા સભાષણો, વ્યાખ્યાનો અને આનદો ત્યા હોય છે અને તેનો ત્યા વેપાર ચાલે છે અથવા પ ગભીરવિજયજીના અર્થ પ્રમાણે એ નગરમા વીતરાગ પરનો દૃઢ વિશ્વાસ છે અને તે રૂપ અતિ આનદદાઈ (સુવિનોદી) વેપાર-વ્યવહાર છે મા અર્થ પ્રમાણે 'વિતાગરો' અને 'સુવિનોદ' બને વિશેષણો થાય છે આ અર્થ પણ જરૂર વિચારવા યોગ્ય છે

**મિત્ર વૈરાગ્ય વિહડે નહિ**—એ નગરમા વૈરાગ્યરૂપ મિત્ર કદી અલગ થાય નહિ. એ કાઈ તાજિયો કે ગાજિયો દોસ્ત નથી, એ તો જીવતન મિત્ર છે સસારના સ્વરૂપને ઓળખી તેનો પરભાવ સમજવો, છતા શરીરનો સાધન તરીકે લાભ લેવો, પુસ્તક-પાનાનો જ્ઞાન માટે લાભ લેવો અને છતા એ બાહ્ય વસ્તુમાની કોઈની પણ સાથે તાદાત્મ્ય સબધ ન થવા દેવો એનુ નામ વૈરાગ્ય છે એવી મનોદશા માત્ર કોઈ જ વાર ઉભરાની પેઠે આવી જાય તેમ નહિ, પણ એકવાર થઈ તે કાયમને માટે બની રહે, એવી નગરના લોકોમા થયેલ દોસ્તદારીની મિત્રતા છે

**ક્રીડા સુરતિ અપાર**—ત્યા ઉચ્ચ પ્રકારની ધર્મક્રીડાને પાર નથી ઇન્દ્રિયજન્ય પૌદ્ગલિક વિષયોમા આનદ માનવો એને સામાન્ય રતિ કહેવામા આવે છે એમા અતર ચિત્તનો પ્રતિબધ થાય છે આ નગરમા સુરતિ (સુ એટલે સારી-પ્રશસ્ય) હોવાને કારણે મનમા આનદ થાય છે પણ એ ક્રીડાઓને અગે પ્રતિબધ થતો નથી (૩)

હજુ એ દેશ અને નગર કેવા છે, એ વિચારવા યોગ્ય છે આપણે આગળ વધીએ —

---

૧ વિતાગરાનો અર્થ ઝળકતો નથી કોઈ પણ કોશમાથી મને એ અથવા એને મળતો શબ્દ મળ્યો નથી શ્રી ગભીરવિજયજીની નોધમા વિતાગ'નો અર્થ વીતરાગ સબધી એમ લખેલ છે મને કોઈ પાઠાતર મળશે કે અર્થ ભાસ થશે તો આગળ ઉપર સૂચના થશે જાણનાર વિચાર કરી અર્થ જણાવશે તો તે પર વિચાર કરી નવી આવૃત્તિમા તેને સાભાર દાખલ કરવામા આવશે —વિવેચનકાર

भावना बार नदी वहे, समता नीर गंभीर हो,
ध्यान चहिबचो भर्यो रहे, समपन भाव समीर हो. वसे० ४

**અર્થ**—ત્યા (એ નગરને પાદર) બાર ભાવનારૂપ નદી વહે છે એ નદીમા સમતારૂપ અગાધ-ઊંડા પાણી વહે છે એમા ધ્યાનરૂપ ધરો હમેશા ભરેલો રહે છે અને સમપરિણામરૂપ પવન ત્યા હમેશા વાયા કરે છે (૪)

**વિવેચન—ભાવના બાર નદી વહે**—બાર ભાવનારૂપ નદી એ નિર્ભયનગરની પાસે વહે છે ૧ અનિત્ય, ૨ અશરણ, ૩ સસાર, ૪ એકત્વ, ૫. અન્યત્વ, ૬ અશુચિ, ૭ આશ્રવ, ૮ સવર, ૯ નિર્જરા, ૧૦ લોકસ્વભાવ, ૧૧ બોધિદુર્લભ, અને ૧૨ ધર્મ ભાવના—આ બાર પૈકી કોઈ પણ ભાવના વિચારમા નાખી દે તેવી છે એ પ્રત્યેક ભાવના પર વિસ્તારથી વર્ણન શ્રીવિનયવિજય ઉપાધ્યાયે 'શાતસુધારસ' ગ્રથમા કર્યું છે અને મે તેના પર વિવેચન કર્યું છે[1] આ ભાવનાઓ ખરેખર નદી જેવી છે શ્રીસિદ્ધર્ષિ મહારાજે ચોથા પ્રસ્તાવમા ચારિત્રધર્મ રાજને ચતુર્મુખ બતાવી એના દાન, શીલ, તપ સાથે આ ભાવનાને ચોથા મુખ તરીકે બતાવી તેની સ્થાપના ચિત્તસમાધાનમડપમા આવેલ નિસ્પૃહતા વેદિકા ઉપર માડેલા જીવવીર્ય સિંહાસનમા બતાવી છે[2]

**સમતા નીર ગભીર**—એ ભાવના-નદીમા સમતાનુ પાણી ભરેલુ હોય છે સર્વ સયોગોમા મનને સમભાવે રાખવુ, એમા ખળભળાટ થવા દેવો નહિ, એમા આકાશ, કડાકો કે કોઈ જાતનો મનોવિકાર થવા દેવો નહિ—એ સમતા છે સમતાના ગભીર નીર ચાલે ત્યારે તેમા ગૂચવણ, કાવાદાવા, અભિમાન કે દભ નથી એનો અખડ પ્રવાહ ધીરે ધીરે ચાલ્યો જાય છે એ નદીમા કદી પૂર આવે નહિ અને કાકરા બોલે નહિ. આખો વખત પાણીનો અખૂટ ભડાર પ્રવાહરૂપે અસ્ખલિત વહ્યા કરે એ પ્રવાહ ઘણો ઊંડો હોવાને કારણે એને ગભીર કહ્યો છે ભાવનાનદીના આ ગભીર જળમા ડુબકી મારવા જેવુ છે શ્રીસિદ્ધર્ષિએ 'સમતા'નુ સ્થાન બીજી રીત બતાવ્યુ છે ચિત્તવૃત્તિમા ધારણા નદી છે, ત્યાથી નિવૃત્તિનગરીનો આખો માર્ગ બતાવ્યો છે તેમા 'સમતા' નામની ચોરી નલિકા આવે છે એ લગભગ દૂરબીન જેવી નાલિકા છે 'ઉત્તમ રાજ્ય'ને અગે આ આખુ

---

પાઠાતર—ચહિબચો-વીચેબચો (?) સમપન-સમતન

શબ્દાર્થ—ભાવના બાર = અનિત્યાદિ બાર ભાવના (જુઓ વિવેચન) નીર = પાણી ગભીર = અગાધ, ઊંડુ જેનું તળિયુ ન દેખાય તેવુ ચહિબચો = મોટો ધરો, હદ, (ચહબચ્ચા = પાણીનો હોજ) સમપન = સમપરિણામિપણુ સમીર = પવન

1 શ્રીશાતસુધારસ, ભાગ પહેલામા પહેલી નવ ભાવના ઉપર અને ભાગ બીજામા બાકીની ત્રણ તથા મૈત્રી વગેરે ચાર ભાવના ઉપર વિવેચન કર્યું છે પ્રકાશક—શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર

2 શ્રીઉપમિતિભવપ્રપચાકથા-ભાષાતર પ્ર ૪, પ્ર ૩૩-૩૪, પૃ ૧૦૫૮-૫૯ અને ૧૦૬૨-૬૩

અંતરરાજ્ય છે (ઉપમિતિ ભાષાંતર પ્રસ્તાવ ૬, પ્રકરણ ૧૪, પૃ ૧૬૦૮) સમતાને અંગે શ્રીઅધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથમાં મુનિસુંદર મહારાજે આખો પહેલો પ્રસ્તાવ રચ્યો છે અને તે પર મેં વિવેચન કર્યું છે શ્રીવિનયવિજયજી મહારાજ આરાધનાસ્તવનમાં કહે છે કે—

નમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યના કામ,
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ, ધન ધન તે દિન માહરો

**ધ્યાન ચહિવચ્ચો ભર્યો રહે**—નદીના નાળાંમાં વચ્ચે વચ્ચે ધરા આવે છે ત્યાં પાણી ભરેલું રહે છે અને આગળ ઉપર પાતું ચાલતું થાય છે પૂનામાં મૂળા–મૂઠાના સંગમ પર પાણીનો સંગ્રહ થાય છે તે 'ચહબચ્ચ' કહેવાય, પાણીનો હોજ પણ 'ચહબચ્ચ' કહેવાય. મોટી નદીઓમાં આવા દ્રહ હોય છે જીનીવા પાસે સ્વીટ્ઝર્લાંડમાં હોનના મોટા દ્રહને લેક ઓફ જીનેવ (Lake of Geneva)નું નામ આપ્યું છે નદીનાં પાણી તો ચાલ્યા જતાં હોય, પણ દ્રહમાં પાણી ભર્યું રહે છે ધ્યાનમાં વિચારની સ્થિરતા અને એકાગ્રતા હોય છે ભાવનામાં પાણી ચાલે, ધ્યાનમાં એક સ્થાનકે સ્થિર થાય નિર્ભયનગરને નાકે આવેલ ભાવનાનદીમાં દ્રહ છે, એ પાણીથી ભરપૂર રહે છે અને અંદરથી ધ્યાન–ધરો ઊંડાણથી સ્થિર રહે છે ધ્યાનયોગને શ્રીસિદ્ધર્ષિ મહારાજ જૈનધર્મનો સાર કહે છે, તેના પર વૈદ્ય કથા બતાવી તેનો ઉપનય ઉતારી કમાલ કરી છે ધ્યાનનું સ્થાન સમજવા માટે આ વિભાગનું વાચન ખૂબ લાભકારી થાય તેવું છે[1] 'ચહિવચા'નો અર્થ કોશને આધારે કર્યો છે

**સમપન ભાવ ગંભીર**—એ નગરી ઉપર સમપરિણામરૂપ પવન નિરંતર વાયા કરે છે ત્યાં કોઈ ગરીબ તવંગર નથી, ત્યાં કોઈ ઉચ્ચ નીચ નથી, ત્યાંનું આખું વાતાવરણ સમાનતાથી ભરપૂર છે આ સમાનપણાનું વાતાવરણ અતિ મહત્ત્વની વાત છે (૪)

उचाला नगरी नहीं, दुष्ट दुकाल न जोग हो,
ईति अनीति व्यापे नहि, 'आनंदघन' पद भोग हो वसे० ५

**અર્થ**—એ નગરીનાના ઉચાળાભરવાપણું જ નથી (એક ઠેકાણેથી બીજા ઠામે પલાણે કે ઇચ્છાએ જવાપણું નથી) ત્યાં ચોર, હરામખોર કે એવા પાપીઓનો સબંધ નથી, તેમજ ત્યાં દુકાળનો સબંધ નથી એ નગરીમાં સાત પ્રકારની ઈતિઓ કે ઉપદ્રવો થતા નથી ત્યાં કોઈ પ્રકારની અનીતિ–અન્યાય થતા નથી, અને ત્યાં આનંદઘન પદનો વિલાસ થાય છે આવા નિઃસ્પૃહ નામના દેશમાં આવેલા નિર્ભય નામના નગરમાં અંતર્યામી વસે છે (૫)

---

પાઠાંતર—દુમાલ–દ. જોગ–યોગ ઈતિ–અતિ

શબ્દાર્થ—ઉચાળો=ઉપર ન વસ્તુ ફરી શકે તેવું ફરનીચર (ઘરવખરી) નગરી=એ નગરીમાં દુકાળ=વસ્તુની તંગી ફેમિન (famin) દુષ્ટ=ચોર વગેરે હરામખોર પાપીઓ જોગ=સબંધ ઈતિ=અનાજ વગેરેને નુકસાન કરનાર ઉપદ્રવ અનીતિ=દુરાચરણ પાપ, અન્યાય ભોગ=વિનાસ

1 શ્રીઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર, ભાગ ૩ પ્ર ૮, પ્ર ૧૯–૨૦, પૃ ૨૦૩૯–૨૦૫૩

**વિવેચન**—એ નગરીની કેટલીક સામાન્ય વાત પણ જોઈ લઈએ —

**ઉચાળો નહિ**—આ નિર્ભયનગરી તો એવી છે કે એમાંથી કોઈ પણ કારણે કોઈ પણ દિવસે ઉચાળો ભરવાનો પ્રસંગ જ આવતો નથી ત્યાં તમે વગર શંકાએ શાંતિથી, સ્થિરતાથી, આનંદથી રહી શકો છો અને ભાવના-નદીના ગંભીર પાણીમાં સ્નાન કરી સમપણાની હવા ખાઈ શકો છો અને બને ત્યારે ધ્યાનધરામાં અવગાહન કરી સ્થિર થઈ શકો છો

એ નગરમાં દુષ્ટ લોકોનો સંબંધ થતો નથી, કારણ કે એ અંતરંગ રાજ્યમાં દોષિત આત્માઓને સ્થાન જ નથી ત્યાં તો મહાપુણ્યવાન, ઉચ્ચ ચારિત્રશાળી, સમતાવાળા જીવોને જ સ્થાન છે

આ નિસ્પૃહદેશ અને એની નિસ્પૃહનગરી એવી છે કે ત્યાં કદાપિ દુકાળ પડે જ નહિ દુકાળમાં માણસ સંપત્તિવાન હોય તોપણ હેરાન-પરેશાન થઈ જાય છે, અને ગરીબ માણસોનો તો ખુડદો નીકળી જાય છે આ નિસ્પૃહ દેશવાસીને તો પર ચીજની સ્પૃહા જ નથી એટલે ત્યાં દુકાળનો સવાલ જ ન હોય

ત્યાં ઈતિ-ઉપદ્રવ નથી ઉપદ્રવના સાત પ્રકાર ગણવામાં આવતા હતા ૧ અતિ વરસાદ થાય, ૨ અનાવૃષ્ટિ થાય, ૩ પાકેલ અનાજ પર ટીડ પડે, ૪ પાકેલ અનાજ પર ઊંદરોનો ઉપદ્રવ થાય, ૫ પક્ષીઓ-સૂડા વગેરે મોટી સંખ્યામાં આવી અનાજ ખાઈ જાય, ૬ પરચક્રનો ભય-અન્ય રાજાઓ ચઢાઈ લઈ આવે, ૭ ચોર અનાજને ઉપાડી જાય. આવા કોઈ ઉપદ્રવ એ નિર્ભયનગરમાં થાય નહિ જ્યાં સ્પૃહા કે ભય નથી ત્યાં પછી ઈતિ-ઉપદ્રવ શેના થાય અને કોને થાય?

**અનીતિ**—એ નગરમાં કોઈ જાતનો અન્યાય કોઈને થાય નહિ ત્યાં કોઈ જાતનું પાપ નથી, ગેરઈન્સાફ નથી, અત્યાચાર નથી, દુરાચાર નથી એવું એ નિસ્પૃહદેશમાં આવેલું નિર્ભયનગર છે

ત્યાં એક વાત એવી છે કે જે બીજે ભાગ્યે જ જોવામાં આવશે ત્યાં **આનંદઘન પદનો** વિલાસ છે, અત્યંત ઉર્મિલ આંતર ભાવ છે અને ભવ્ય ભૂમિકાની શાંતિ છે ત્યાં અંતરાત્મદશાનો પરમ આનંદ, પરમાત્મપદનો સાક્ષાત્કાર, સાચા આનંદપદના અનુભવો છે, અને પારકી આશાથી નીપજતા પરાભવ, આશ્રયત્વ અને દીનતાની ગેરહાજરી છે સર્વ જીવ તરફ સમભાવ, ગુણાનુરાગ, દીનદુખી પર કરુણા અને બાહ્ય ભાવમાં રાચી નીચ-અધમ કાર્ય કરનાર તરફ મધ્યસ્થવૃત્તિ હોય છે

આવા દેશમાં અને આવા નગરના અંતર્યામી વસે છે એ ખરો ચેતનનો પ્રદેશ છે વસ્તુવિચાર રાજા અને એ અંતર્યામી વચ્ચે એક રીતે જરા પણ ફેર નથી, પણ એને શોધી કાઢવાનો છે, અને, સાચું કહીએ તો, તે તું પોતે જ છે ધ્યાનમાં રહે કે એ અંતર્યામી

અનંત આત્મલક્ષ્મીનું સ્થાન છે, અમૂલ્ય તેજોલક્ષ્મીના પતિ છે અને જાતે શિવગામી અને શુભગામી છે આ આનંદપદનો આભોગ કરવો હોય તો નિઃસ્પૃહદેશને ગોતી એના નિર્ભયનગરે પહોંચી જાઓ ત્યાં અનંત આનંદ છે, વિશ્રામ છે અને સર્વ છે, એટલું જ નહિ પણ ત્યાં કોઈ પણ પ્રકારના ઈતિ-ઉપદ્રવને સ્થાન પણ નથી માટે મન થાય તો અંતર્યામીને શોધી કાઢો (૫)

ઉપસંહાર—આ પદને ઉપસંહારની જરૂર જ જરૂર હોય. અંતર્યામીની શોધમાં નીકળેલ યોગિરાજે એનું સ્થાન, એનું નગર વિગતવાર બતાવી એનો પત્તો આપ્યો છે આવા અંતર્યામીના પ્રદેશમાં પગ મૂકતાં આખો વિકાસક્રમ ફરી જશે, સમસ્ત વાતાવરણમાં મોટો પલટો આવી જશે

શ્રી યોગીરાજે રૂપકોનો ઉપયોગ સારી રીતે કર્યો છે શ્રી સિદ્ધર્ષિ મહારાજે રૂપક રૂપે બતાવેલ ચારિત્રરાજ મહારાજાના જૈન નગરમાં અને આ વસ્તુવિચાર-મહારાજાના નિર્ભય નગરમાં ફેરફાર ઘણો છે પણ જે અવર્ણનીય આનંદ એની નિઃસ્પૃહતાવેદિકાની કલ્પનાથી થાય છે તે જ ભાવ દેશ, નગર અને પોળ વગેરેના રૂપકોમાંથી આવે છે બધી વાતનો સાર એ છે કે તારે આંતર પ્રદેશમાં પ્રવેશ કરવો હોય, તો તેની આખી સ્થિતિનો ખ્યાલ આવી શકે તેવી, તને સમજાય તેવા રૂપકવાળી કાવ્યભાષામાં તને નાગદર્શન કરાવ્યું છે આવો અવસર વારંવાર આવતો નથી પોતાનું સ્વરાજ્ય પ્રાપ્ત કરવું હોય અને હંમેશને માટે અત્યારની સંકીર્ણ સ્થિતિને દૂર કરવી હોય તો મા ! દેવ ! મારા રાજેંદ્ર ! મારા નાહિમા ! આ તક ચૂકીશ નહિ તારા ખરા ભાવને સમજ અને તારું પોતાનું વાતાવરણ જમાવ આ તો પારકા ઘરબારના માલિક બની ગયા છે, અને પોતાના જાતને કે પોતાના વસ્તુને પિછાણ્યા એગથી એની શક્તિને પણ હણી રહ્યા છે માટે આ ભવ્ય દેશનગરના અદ્ભુત રાજાના પ્રદેશમાં દાખલ થા અને ત્યાં રહેતા રાજાને એના મંત્રીની સહાયથી જો તને લાગશે કે એ રાજા તારી પાસે જ છે, તું પોતે જ છે માટે મળેલ ધન્ય તક ન ગુમાવતાં સાચા યોગ્ય શાશ્વત સુખ કરનાર સાધ્ય સ્થાનને બરાબર પિછાણી લે તું કોણ છો ? કોના ઘરનો ? ક્યાંનો રહેવાસી ? અને ક્યાંનો ક્યાં ચઢી ગયો છે ? જરા અંદર જો, ઊંડો ઊતર અને તારા પોતાના દેશમાં ચાલ્યો જા ! (૮૩)

## ૫૬ ચોરાશીમું

ભૂમિકા—યોગીઓ ધ્યાનને પૂર્ણ પ્રાધાન્ય આપે છે તેનું કારણ છે પ્રાણી જ્યારે ધ્યાનાવસ્થામાં હોય છે ત્યારે તે સર્વ આધિ, વ્યાધિ, ઉપાધિને વીસરી જઈ પોતાના ધ્યેય સાથે એકતા અનુભવે છે અને પછી તો એને આખી દુનિયામાં ધ્યેય જ દેખાય છે અને છેવટે એમાં પ્રગતિ કરતાં એ ધ્યેયની સાથે એકતા અનુભવતાં તન્મય થઈ જાય છે યોગ

શાસ્ત્રના સાતમા પ્રસ્તાવમા યોગિરાજ શ્રી હેમચદ્રાચાર્ય ધ્યાન કરનારનુ વર્ણન કરતા જણાવે છે કે "ધ્યાન કરનાર નયમની ધુરીણતાને પકડી રાખે છે, પરને પોતા સમાન જુએ છે, સ્વસ્વરૂપમા અપરિચ્યુત રહે છે, ઠડી, પવન કે તડકાથી પરિતાપ પામતો નથી, આત્મારામને મનન કરે છે, સર્વ કાર્યથી નિર્લેપ રહે છે, કામભોગથી વિરક્ત રહે છે, પોતાના શરીર પર પણ સ્પૃહા વગરનો હોય છે, રાજા અને ગરીબ સર્વના કલ્યાણને ઇચ્છે છે, સર્વ જીવો પર કરુણાવાળો ભરેલો હોય છે, સસારના સુખથી વિરક્ત હોય છે, મેરુ જેવો નિશ્ચળ હોય છે, ચદ્ર પેઠે આનદ આપનાર હોય છે, પવન પેઠે સગરહિત હોય છે અને સદ્બુદ્ધિશાળી હોય છે "[1]

એ યોગ ગ્રથોમા ધર્મધ્યાન અને શુક્લધ્યાનના ભેદો, પેટા ભેદો, ધ્યેયનુ સ્વરૂપ, સમાધિની કર્તવ્યતા આદિ અનેક ઉપયોગી હકીકતો બતાવવામા આવેલી હોય છે વિશિષ્ટ ધ્યાનમાર્ગ એ આખા યોગ ગ્રથોનો સાર છે, જૈન ગ્રથોમા બતાવેલ સયમની પરાકાષ્ઠા છે, સર્વ કર્મથી રહિતપણાની સ્થિતિ માટે અતિ ઉપયોગી, આદેય અને આરાધ્ય તત્ત્વ છે, ગ્રથોના દોહનનુ નવનીત (માખણ) છે અને બુદ્ધિ–વિચારણા અને કર્તવ્ય–ક્રિયાનો સુમેળ બતાવનાર ભવ્ય ભૂમિકા છે

આ ધ્યાનમાર્ગને પ્રાપ્ત કરવાનુ અમીર મેળવવાનો પ્રયાસ કરવા યોગ્ય છે યોગીઓ ધ્યાનયોગના વાતો કરવાને બદલે પોતાના જીવનમા જીવી બતાવે છે એના વાતાવરણમા અહિંસાની ફોરમ જામી ગયેલી હોય છે અને એના દેખાવમા, વર્તનમા, વિકાસમા અને વાણીમા અદ્ભુત સૌમ્ય પ્રસરેલ હોય છે ધ્યાનયોગનો મહિમા બતાવવા માટે શ્રીઉપમિતિ ભવપ્રપચાકથાની છેવટે અનુસુદર આચાર્યના મુખમા બહુ સુદર વિચાર રજૂ કરી દીધા છે ત્યા પુડરીક મુનિ, ગીતાર્થ હોવા છતા, પોતાના ગુરુમહારાજને પૂછે છે - 'સાહેબ! દ્વાદશાગી તો મોટા દરિયા જેવી છે, એ ભગવાને ભાખેલી છે તેનો ટૂકામા સાર શો છે તે આપ કહી બતાવો ' આ પ્રશ્નનો જવાબ આપતા અનુસુદર આચાર્ય નીચે પ્રમાણે હકીકત કહે છે –[2]

"આર્ય ! આખા જૈન આગમનો સાર તદ્દન નિર્મળ ધ્યાનયોગ છે બધી વાતનુ રહસ્ય એ એક શબ્દમા આવી જાય છે એનો હેતુ એ છે કે જૈન શાસ્ત્રમા નીતિવિભાગને અગે શ્રાવકોના અને સાધુઓના જે અનેક મૂળ ગુણો બતાવ્યા છે, જે ઉત્તર ગુણો બતાવ્યા છે, જે બાહ્ય ક્રિયાઓ કહી છે—તે સર્વનો અતિમ ભાવ, સર્વનું લક્ષ્ય ધ્યાનયોગ છે એ સર્વ ગુણો અને ક્રિયાઓનો હેતુ ધ્યાનયોગ સાધવાનો છે શાસ્ત્રમા કહ્યુ છે કે મુક્તિને માટે ધ્યાનસિદ્ધિની જરૂર છે અને તે ધ્યાનની સિદ્ધિને માટે મનપ્રસાદ સાધવો જોઈએ અને તે અહિંસા વગેરે શુદ્ધ અનુષ્ઠાનથી સાધી શકાય છે આવી રીતે સર્વ અનુષ્ઠાનોનુ

---

૧ યોગશાસ્ત્ર પ્રકાશ ૭, શ્લોક ૨–૭

૨ ઉપમિતિભવપ્રપચાકથા ભાષાંતર, પ્ર ૮, પ્ર ૯, પૃ ૨૦૩૯

અંતિમ ધ્યેય મનપ્રસાદ થયું, એ તારા સમજવામાં આવ્યું હશે એટલા ઉપરથી તારા જાણવામાં આવ્યું હશે કે સર્વ અનુષ્ઠાનો ચિત્તશુદ્ધિ માટે કરવાના છે વિશેષ પ્રકારે શુદ્ધ (વિશુદ્ધ) અને એકાગ્ર મન તે સર્વથી ઉત્તમ પ્રકારનું ધ્યાન છે તેટલા માટે ભાઈ! આખી દ્વાદશાંગીનો સાર શુદ્ધ ધ્યાનયોગ છે અને જે પ્રાણી મોક્ષ મેળવવાની ઇચ્છા રાખતો હોય તેણે તે યોગને સાધવો જોઈએ, તેણે ધ્યાનયોગને સિદ્ધ કરવો જોઈએ બાકીના સર્વ અનુષ્ઠાનો છે અને બીજા જે મૂળ અને ઉત્તર ગુણો છે તે સર્વ એ ધ્યાનયોગના અંગ જેવા છે, એના પેટામાં આવી જાય છે અને તેટલા માટે ધ્યાનયોગને સર્વનો સાર કહેવામાં આવ્યો છે ”

યોગાચાર્ય શ્રીમાન્ હેમચંદ્રસૂરિએ સ્વાનુભવસિદ્ધ હકીકતો યોગશાસ્ત્રના બારમા પ્રકાશમાં કહી છે યોગબિન્દુમાં શ્રી હરિભદ્રસૂરિએ, જ્ઞાનસારમાં શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયે અને જ્ઞાનાર્ણવમાં શ્રી શુભચંદ્રાચાર્યે એ જ વાત જુદા જુદા આકારમાં કહી છે ‘મન સાધ્યું તેણે સઘળું સાધ્યું’ એ વાત આનંદઘનજીએ પણ કહી છે અને તેથી આખા ધ્યાનયોગનો મહિમા બરાબર લક્ષ્યમાં આવી જાય છે

ધ્યાનના અનેક પ્રકાર છે એનો આખો ક્રમ છે એની જુદી જુદી પરિસ્થિતિઓ છે અને તેની પૃથક્ પૃથક્ વ્યાખ્યાઓ છે ધર્મ-શુક્લધ્યાનના ભેદો અને એના વિભાગો વિચારીએ, એના પિંડસ્થ, પદસ્થથી માંડીને રૂપાતીત દશાના આકારો અભ્યાસીએ ત્યારે ધ્યાનનું ધારાપ્રવાહ જ્ઞાન અને એના પ્રગતિમાર્ગોનો ખ્યાલ આવે છે ધ્યેયની વિવિધતા હોય છતાં પણ મોક્ષ તો એક જ છે અને વિશુદ્ધ આદર્શ નજર સન્મુખ રહે તો માર્ગભેદ, અનુષ્ઠાનભેદ કે સાધનભેદ હોવા છતાં છેવટની એકવાક્યતાની શક્યતા કાયમ રહે છે એટલે સર્વ અનુષ્ઠાનોનો સાર ધ્યાનયોગમાં આવી જાય છે,

ધ્યાનયોગની ઉપયુક્તતા અનેક પ્રસંગે વિચારી છે, છતાં એને અનેક આકારમાં અને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી સમજવા-સમજાવવા યોગ્ય છે, કારણ કે એ આગમનો સાર હોઈ ક્રિયા-વિચારણાનું મધ્યબિંદુ બને છે અને એને બરાબર હસ્તગત કરવામાં આવે તો ઘણા ફેરાનો છેડો આવી જાય છે અને અનેક મૂંચવણોને દૂર કરી શકાય છે એ ધ્યાનયોગના ધ્યાતા પ્રાણી પોતે, ધ્યેય આદર્શ મૂર્તિ અને એ બન્નેને જોનાર સાંકળ તે ધ્યાન ધ્યાન એ ક્રિયા હોવા છતાં નિષ્ક્રિયપણાને અનુલક્ષે છે, સ્વયં નિષ્ક્રિયતાને સંબોધે છે અને ક્રિયામાંથી ઓસરવાનો એનો ઉદ્દેશ હોવાથી એ એક રીતે નિષ્ક્રિયતા જ છે અને છતાં એ ક્રિયા છે એ વાત વિચારવાથી બેસી જશે.

આવી અસાધારણ ક્રિયા, આવી અદ્વિતીય નિષ્ક્રિયતા, આવી આત્માની નજીક પહોંચી જવાની પ્રક્રિયા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે દુનિયાની સર્વ ઉપાધિ ભૂલી જવાય છે, પરભાવની ઓળખાણ થાય છે અને આદર્શ સાથે એક થવાના પ્રયત્નમાં તન્મયતા થતી

જાય છે આવા ધ્યેયને પકડી લેવાને માટે પસંદગી તો કરવી જ પડે, પણ પસંદગી કર્યા પછી તો તેના સિવાય કાંઈ સૂઝતું નથી સર્વત્યાગી વીતરાગ દેવને આવા ધ્યેય કર્યા હોય, વીતરાગભાવના હૃદયમા જામી ગઈ હોય, ત્યારે એના ઉપર કેવી લગની લાગે, એવી લગની લાગે ત્યારે ચેતના કેવી દશા અનુભવે, તે વાત અહીં બતાવવાનું પ્રયોજન છે એનો વિચાર કરતા એક વાતની સ્પષ્ટતા કરી નાખવાની જરૂર છે યોગમાર્ગના ધ્યાનમાર્ગની જટિલતા છે, તેને માટે શરીર અને ખમીર જોઈએ તેવું આ કાળમા ન મળે તોપણ તેની ભાવના થઈ શકે છે અને તે માટે 'ત્રાટક' વગેરેની પ્રાથમિક કેળવણી લેવા યોગ્ય છે આવી પ્રાથમિક દશામા પણ ધ્યેય સાથે કેવી એકતા થાય, ધ્યેયને અંગે માનસ ફેરફારો કેવા થાય, હૃદય અને મનનો મેળ કેવો મળી જાય, દુનિયા તે વખતે કેવી લાગે તેનો વિચાર રજૂ કરવાનો અત્ર પ્રયોગ છે લક્ષ્યમા રહે કે મહાન ધ્યાનયોગના તો હજુ પ્રવેશ થયો નથી, હજુ તો ધ્યાનમંદિર ફરતા ફેરા ભરાય છે, હજુ એના અભ્યાસ થાય છે, તે વખતે પણ એની લગની કેવી લાગે છે તે દશાનું અત્ર વર્ણન છે ધ્યાની યોગીની અવધૂતતા, એકાગ્રતા અને સમચિત્તતાની તો અત્ર ભાવના જ છે, અને પ્રાથમિક અવસ્થાને બારણે હજુ તો ઊભા છીએ, એ વખતની એકાગ્રતા, લયલીનતા અને પ્રસન્નતા એકવાર અનુભવાય તો પછી પ્રભુની બલિહારી બોલતા જે આનંદ આવશે તે પણ ભવ્ય થઈ પડશે.

પદ[1]

(રાગ—યમન)

लागी लगन हमारी, जिनराज! सुजस सुन्यो मे. लागी०
काहूके कहे कबहू नहि छूटे, लोकलाज सब डारी,
जैसें अमली अमल करत समे, लाग रही ज्यु खुमारी जिनराज० १

**અર્થ**—જિનરાજ! (તમારો) સારો યશ મે સાંભળ્યો છે (તેથી અથવા ત્યારથી) મારી લગની તમારામા લાગી રહી છે, મને તમારી રઢ—લે' લાગી છે (એ રઢ કેવી છે?) કોઈના કહેવાથી કદી ન છૂટે તેવી એ લય છે અને એણે (એ રઢે) લોકલાજનો સર્વ ભય પણ તદ્દન છોડી દીધો છે જેમ અફીણી માણસ કસૂંબો પીએ તે વખતે તેને તેનું ઘેન ચઢે, તેમ મને લયનું ઘેન ચઢ્યું છે અને તમારામા મને રઢ લાગી ગઈ છે (૧)

**શબ્દાર્થ**—લાગી = લાગી, જામી લગન = રઢ, પ્રીતિ, લહે હમારી = અમારી સુજસ = સારો યશ, આબરૂ સુન્યો = સાંભળ્યો કાહૂ કે = કિસી કોઈ કહે = કહેવાથી કબહૂ = કભી ભી, કદી પણ છૂટે = મુક્ત થાય મુકાઈ જાય લોકલાજ = સમાજની—જનતાની—શરમ લોકોમા નઠારું કહેવાવાનો ડર સબ = આખી, પૂરી ડારી = છોડી દીધી, ખલાસ કરી જૈસે = જેમ અમલી = અફીણી, નશાબાજ કસૂંબો કરનાર અમલ = નશો, કરત સમે = વખતે લાગ રહી = લાગી રહી, ચાલુ રહી જ્યુ = જેમ ખુમારી = આંખમા દેખાતું ઘેન, નશો ધન વૈભવ હોદ્દા વગેરેનો ગર્વ

૧ પ્રતમાંથી આ પદ મળ્યું નથી પાઠાંતર નોંધી શકાયા નથી

સ્થાને ભોગપરિણતિ–દેવી રતિ–ને મૂકે છે, સાસુ સ્થાને ભગવતી લોકસ્થિતિને મૂકે છે, અને લોભદશાને જેઠાણી સ્થાને મૂકે છે એ બધા થઈ પડેલા સગાઓ તો મારી ઉપર ખીજ કરે છે એમને લાગે છે કે હું બહુ સાફાઈ કરનારી છું

અથવા મારા પતિના નાનાભાઈ ગૃહીધર્મ, તેમની સ્ત્રી સદ્‌ગુણરક્તતા,[1] જે મારી દેરાણી થાય, મારા જેઠ યતિધર્મના પત્ની દેવી સદ્‌ભાવસારતા,[2] જે મારી જેઠાણી થાય, કે મારા સાસુ મહાદેવી વિરતિ (ચારિત્રરાજની પત્ની)[3] એ સર્વ તો મારા ઉપર રીસે ભરાય છે તેમને એમ લાગે છે કે હું પતિને કબજે રાખી શકતી નથી અને તેમને જ્યાં ત્યાં ભટકવા દઉં છું, તેમાં મારી ઓછી આવડત છે આ કારણે તેઓ મારા ઉપર ખિજાય છે સખીના મનામણા ચાલે તેમ નથી અને દેરાણી–જેઠાણી ખીજે ભરાય છે મારા દેવ! આપના વગર મારા પ્રાણ ક્ષણવાર પણ ટકે તેમ નથી આ છેલ્લી વાત તદ્દન સાચી છે મારી સખીઓ મનામણા કે આગ્રહ કરે કે મારા ઉપર મારા દેર–દેરાણી ખીજે એ સર્વ વાત આપ મન પર ન લો અથવા જરૂર લો, મારે તો આપને એક જ વાત કહેવાની છે કે આપના વગર આ ચેતના એક ક્ષણમાત્ર પણ ટકે તેમ નથી, એને ટકાવવા હજારો ઉપાયો લેવામાં આવે કે તેની અનેક રીતે સંભાળ લેવામાં આવે તે સર્વ નકામા છે અતે આપ મારા છો અને હું આપની છું આપ મારે ત્યાં પધારો, મને દર્શન આપી મારી આંખોને પવિત્ર કરો અને મારી સેજડીને શોભાવો ધન્ય મારા પતિદેવ! વાહ વાહ મારા આનંદઘન (૩)

ઉપસંહાર—ખરી વાત તો એ છે કે અંદરથી ચેતનાને હજુ પ્રાણજીવનના દર્શન કરવાનો સાચો તલસાટ જ જાગ્યો નથી જ્યારે એને મનમાં સાચી તાલાવેલી લાગશે ત્યારે એ પતિ ગમે ત્યાં રખડતા હશે ત્યાંથી એને પકડી પાડશે આ તો પતિદેવ રખડ્યા કરે છે અને દેવી ચેતના મૂર્છાગત દશામાં પડી ગયા છે અત્યારે દેવીને સળવળાટ થયો છે બાકી બન્નેનો મેળ જ્યારે બેસશે એટલે પછી દેર દેરાણી, જેઠ જેઠાણી કે સાસુ નણંદની ખીજની કે સમજાવટની કાંઈ જરૂર નહિ રહે માટે ખરી વાત તો ચેતના અને ચેતનનો મેળ મેળવવાનો છે અને એ વાત બની તો પછી બાકીનું સર્વ ચાલ્યું આવશે આવા ભાવના બીજા પદો આવી ગયા છે તેથી આ પદના આશય ઉપર જ વધારે ધ્યાન ખેંચવાની જરૂર રહે છે મુદ્દો પતિદેવને ઘેર લઈ આવવાનો છે, શુદ્ધ ચેતનાનો અને ચેતનદેવનો મેળ કરાવવાનો છે અને બાકીના સર્વ બાબતો વ્યવહારનજરે વિરહી સ્ત્રીની દશાને બતાવવાનો છે વસ્તુત તો ચેતના–ચેતનનો એકીભાવ છે, અને તેઓ દૂર છે, વિયોગની સ્થિતિમાં છે, વિરહદશામાં છે એમ કહેવું એનો અર્થ માત્ર એટલો જ છે કે ચેતનદેવ હજુ પરભાવમાં

---

૧ ઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર, પ્ર ૮ પ્ર ૩૫, પૃ ૧૦૮૬

૨ એજન પૃ ૧૦૭૭

૩ એજન પ્ર ૫ પ્ર ૩૪, પૃ ૧૦૬૪

રમણ કરી રહ્યા છે આ સ્થિતિ ન્યાય અને ચેતન પોતાના સ્વભાવે આવી તથ એટલે આ સર્વ વિરહગાન અને દર્શનઝખનાનો છેડો આવી જાય તેમ છે

'દર્શન' શબ્દ એકથી વધારે પારિભાષિક અર્થમા જૈન ગ્રથોના વપરાયેલ છે દર્શનનો અર્થ મેળાપ થાય-જેમ કે મને તમારા દર્શન હાલ કેટલાયે વખતથી થયા નથી જોવાની ક્રિયાના અર્થના અહીં દર્શન શબ્દ વપરાયો બાકી દર્શન એટલે તત્ત્વજ્ઞાનની વિચારણા એવો પણ અર્થ થાય, જેમ કે-જૈન દર્શન, સાખ્ય દર્શન વગેરે કર્મવિચારણામા દર્શન શબ્દ દર્શનાવરણીય સાથે વપરાય છે ત્યા દેખવુ, જોવુ એ અર્થમા એ શબ્દ વપરાય છે જ્ઞાનની સાથે તેની સરખામણીમા એ શબ્દ વપરાય ત્યા તેનો અર્થ સામાન્ય બોધ સમજવો ગાયનુ ગોત્વ કે ઘડનુ ઘટત્વ એ દર્શન છે, જ્યારે ચાર પગવાળી, પીળા કે સફેદ રગની, અમુક આકારના શીંગડાવાળી ગાયનો બોધ થાય તે તેનુ જ્ઞાન છે દર્શનનો અર્થ શ્રદ્ધા પણ થાય છે જ્ઞાનમા જાણવાની વાત, ચારિત્રમા વર્તનની વાત હોય છે ત્યારે દર્શનમા શ્રદ્ધાની વાત હોય છે સમ્યગ્દર્શન સાથે દર્શન શબ્દ આ અર્થમા વપરાય છે આવા અનેક અર્થો દર્શન શબ્દના છે અહીં તો પ્રથમ અર્થમા જ તે વપરાયેલ છે

ચેતના પતિને મળવા આતુર છે, અને પતિના મેળાપ માટે એ તીવ્ર ઇચ્છા બતાવે છે અને સખી સાથે કહેણ મોકલે છે વીસરાયેલી રાણીઓ જાતે પવિત્ર હોય ત્યારે જે દશા અનુભવે છે, અને જે આતુરતા બતાવે છે, તેનો આ પદમા આલાપ કર્યો છે, વિરહી દેવીની આકાક્ષા અત્ર સુદામ રીતે વર્ણવી છે અને ચેતન સાભળે તો ઘરની વૈરીની આરજુ કર્ણગોચર કરી તેના ચિતા દૂર કરી શકે તેવી તેનામા શક્તિ છે માટે દેવ' આ વિનતિ સાભળો અને દેવીની આકાક્ષા પૂરી પાડો! (૯૨)

## પદ નાણુમુ

ભૂમિકા—શુદ્ધ ચેતના પતિવ્રતા પત્ની છે, અનાદિ કાળના વિરહથી હેરાન થયેલી છે, પણ આર્ય પત્ની હોઈ, એના વિચારો પતિદેવ સબધીના જ છે એને આપણે સોળમા પદમા પતિના માર્ગની નિરીક્ષા કરતી જોઈ એને રિસાઈ ગયેલીને મનાવવાના પ્રયત્નો અઢારમા પદમા તપાસ્યા એની ભાદરવાની રાતના વિરહગાન એગણત્રીસમા પદમા સાભળ્યા બાવનમા પદમા માબાપ, જાતભાત, લાજકાજ સર્વ પ્રાણપતિ આનદઘન છે એનો આલાપ જોજેવતી રાગના સાભળ્યો અને પતિદર્શનની ઝખના આગલા બાણુમા પદમા વિચારી ગયા ચેતનાની વિવિધ દશાનુ વર્ણન કરતા પદોની સખ્યા સાઠ ટકાની ઉપર થાય તેમ છે, અને તદ્યોગ્ય સ્થળે આ વિષયની મહત્તા પર જુદા જુદા દૃષ્ટિબિન્દુથી ધ્યાન ખેચવામા આવ્યુ છે આ કેદ્રસ્થ મુદ્દો ખૂબ વિચારવા યોગ્ય હોઈ ખાસ ધ્યાનમા રાખવા યોગ્ય છે

ચેતનરાજ પરપરિણતિમાં ખૂબ અટવાઈ ગયા છે એની બાહ્ય વૃત્તિ સુખ-આરામ અને ગાન-તાન-ગુલતાન તરફ થઈ ગઈ છે એના માતંગ રાજ્ય પર ક્રોધ, માન, માયા, લોભે સામ્રાજ્ય સ્થાપી દીધું છે અને અત્યારના એના બાહ્ય આચાર કે આંતરનો અભ્યાસ કર્યો હોય તો એ શુદ્ધ ચેતનાનો વહાલો પતિ છે કે એને મહાપતિવ્રતા પતિપ્રાણા પત્ની છે, એ વાત પણ ભાગ્યે જ માનવામાં આવે એનો ઇંદ્રિયોના વિષયો તરફનો પ્રેમ, એની ગમાર રસિકતા, અને એની અંતરવાટમાં ચાલુ રહેલી ખટપટો વિચારવામાં આવે તો એને ચેતના જેવી શાંત, વિચક્ષણ, આદરવતી પત્ની હશે એમ માનવામાં પણ આવે નહિ—આવી ચેતન દેવની દશા છે

અને ચેતનાની નજરે જોઈએ તો એના શુદ્ધ પતિવ્રતને અંગે એને અનેક પ્રકારના વિમાસણો થયા કરે છે કોઈ વાર એને પતિની દશા તરફ ખેદ આવે છે, કોઈ વાર એને પતિ ઘેર આવશે કે નહિ એ બાબતમાં શંકા થાય છે, કોઈ કોઈ વાર પતિના સ્વાંગને નાટકિયાના વેશ સાથે સરખાવવાનું એને મન થઈ આવે છે (પદ ચોત્રીશમું) અને કોઈ વાર વળી એને કંતડો મીઠો લાગે છે અને લોક ખાટો લાગે છે (પદ ૪૦મું) આવી વિવિધ દશા અનુભવતી આર્ય બાળા સર્વ સહન કરી લે છે, પણ એ પતિને તજવાનો કે એની સાથે છૂટાછેડા કરવાનો સંકલ્પ પણ કરતી નથી આ એની મહત્તા છે

પતિપ્રાણા પત્નીને નવરાશના વખતમાં કેવા કોડ થાય છે તેનું શબ્દચિત્ર ખાસ આલેખવા યોગ્ય છે પ્રાણીના હૃદયમાં બે પ્રકારની વાસના હોય છે એક વૃત્તિ પૌદ્ગલિક વિષય સેવન તરફ, અહીંની અને તેટલી માની લીધેલો લાભ લઈ લેવા તરફ અને ભવિષ્યના આદર્શ કે ભાવના તરફ આંખમીંચામણાં કરવા ઉત્સુક હોય છે, ત્યારે બીજી વૃત્તિ તેથી ઊલટી રીતે લાંબી નજરે જોવા તરફ, અહીંના લાભને ભોગે વિકાસમાં પ્રગતિ કરવા તરફ અને આંતરને ઓળખી તેને ધપાવવા તરફ હોય છે આ બાહ્યાત્મદશા અને અંતરાત્મદશાને પુરુષાકાર (personifry) કરવામાં આવે ત્યારે અંતરાત્મદશાને કેવા કોડ થાય, એની ભાવના કેવી હોય, તેને પત્નીનું રૂપક (Personification) આપી તેના હૃદયમાં થતા કોડ-દોહદો અત્ર વિચારવામાં આવે છે

આ બીજા પ્રકારના કોડની વિચારણા એક પત્ની તરીકે કેવા પ્રકારની હોય તેની ગણનામાં સાથે સાથે આર્ય પત્નીના આદર્શ કેવા સ્પષ્ટ હોય, એના પતિ એને ગમે તેટલી તરછોડતા હોય છતાં એ પતિ તરફ કેવો સદ્ભાવ દાખવતી રહે, તેના સ્પષ્ટીકરણની પણ આ પદમાં યોજના છે પત્નીના કર્તવ્યદર્શનની નજરે અને શુદ્ધ ચેતનાના ભાવવાહ કતાદર્શક શબ્દચિત્ર તરીકે આ પદ અણમોલ છે, એટલો ઉપોદ્ઘાત કરી આ પદનો ભાવ સંક્ષિપ્ત રીતે જોઈ જઈએ વિવેચનમાં આ બન્ને પ્રવાહ એકધારા સાથે સાથે ચાલ્યા આવશે એ પર લક્ષ્ય ખેંચી આગળ વધીએ

૫ [1]

( મુને મ્હારા નાહલીઆને મલવાના કોડ—એ દેશી )

मुने महारा नाहलीयाने मल्वाना कोड,
हु राखु माडी! कोई मुने बीजो वळेगो झोड मुने० १

**અર્થ**—ચેતના કહે છે કે મને મારા વહાલા નાવ–પતિને મળવાના કોડ છે તેને મળવાની હુ ઊડી ઉમેદ રાખુ છુ પણ માડી ! અત્યારે તો બીજો કોઈ ઝોડ વળગી ગયો છે (૧)

**વિવેચન**—આર્ય પત્નીની ઇચ્છા પોતાના નાથને મળવાની હોય છે એ નાથને 'નાહલીઆ' કહી એના પર વધારે પ્રેમ બતાવે એમા એની લાક્ષણિક મહત્તા છે એના પતિ રાતે રખડતા હોય, કે એને તિરસ્કારતા હોય, એ એના મદિરે ન આવતા મા ળીતીને મ્હેલે જતા હોય કે એને જનમભરનો વિરહ સાલતો હોય, પણ એના કોડ પતિને મળવાના જ હોય છે એની મનોભાવનાના નાથ તો પતિદેવ જ હોય છે [2] પતિપ્રાણા આદર્શ સતી વિરહી અવસ્થામા કહે છે કે મારા નાહલીઆને મળવાના હુ તો મનોરથ રાખ્યા જ કરુ છુ, અને મને તો અત્યાર કોઈ બીજો ઝોડ વળગી ગયો છે ભૂતનો વળગાડ માણસને પરાધીન બનાવી દે છે દેવી કહે છે કે હું તો મારા નાથને મળવાના કોડ રાખુ છુ, પણ અત્યારે તો જાણે મારા મ્હને રાગ, અજ્ઞાન આદિ અનેક ઝોડ વળગી પડચા છે, અને પરિણામે મારા પતિદેવ, જેની સાથે મારી પારમાર્થિક એકતા છે, એ તો જાણે ભૂતના વળગાડથી ભરમાયલા હોય તેમ જ્યા ત્યા જેમ તેમ નાચે–કૂદે છે, અને મારા કોડ હુ ગમે તેટલા રાખુ પણ તેનો અમલ થવા દેતા નથી મારા ઉચ્ચ આદર્શો અને આદર્શ કોડ હોવા છતા જાણે મારા દેવને ઝોડ વળગ્યુ હોય તેવી તેમની અને તેમની સાથે અભેદભાવ માનતી મારી દશા થઈ ગઈ છે

'હુ રાખુ'—આનો અર્થ બે પ્રકારે શકચ છે એક તો 'રાખુ'ના કર્મ તરીકે 'કોડ'ને લઈ શકાય, એટલે કે 'હું મારા નાહલીયાને મળવાના કોડ રાખુ છુ' આ અર્થ સુયોજિત

**શબ્દાર્થ**—મુને = મને મહારા = મારા પોતાના નાહલીયા = નાવ(નુ પ્રેમાળ રૂપ) વહાલા પતિ નાથિક, સ્વામી કોડ = મનોભાવ, અતરની ઉમેદ વળેગો – વળગ્યો લાગ્યો ઝોડ = એક જાતનુ ભૂત, વળગાડ મોટો મગર.

---

૧ અતમા મને આ પદ મળ્યું નથી પાઠાતર ઉપલબ્ધ થતા નથી

૨ 'નાવ'ના 'નાહ'નુ 'નાહલીઆ' સક્ષિપ્ત રૂપ કરવામા ભારે કરામત છે એ નાનાનુ 'નાનકો' અને સરખાનુ 'સરીખડા' જેવુ રૂપ છે, અને એમા ખૂબ સાત્મભાવ આવે છે કાવ્યચમત્કૃતિમા ધ્વનિ પ્રાપ્ય કરવાની આ ઉત્તમ રીતિ છે અને શબ્દાલકારનુ ઉત્તમ દૃષ્ટાત પૂરી પાડનાર આ રચના ખાસ ધ્યાનમા રાખવા યોગ્ય છે આધુનિક ગુજરાતી કાવ્યરચનામા કવિ નાનાલાલે આ પ્રકારના શબ્દપ્રયોગની સારી ચમત્કૃતિ બતાવી છે અને પદની નજરે ખાસ ચર્ચવા અને સમજવા યોગ્ય હોઈ ધ્યાનમા રાખવા યોગ્ય છે –વિવેચનકાર.

જણાય છે અથવા કોડ આગળ 'છે' અધ્યાહાર ગણી ત્યા વાક્યને પૂરુ કરીએ તો તેનો અર્થ હુ મારુ મન માડ માડ કરીને કબજે રાખુ છુ, મનમા તો પતિને મળવાના ભારે કોડ થાય છે, પણ પતિના વર્તમાન વર્તનને લઈને એવી દશા થઈ ગઈ છે કે જાણે કોઈ ભૂત કે પિશાચ વળગી પડ્યા હોય અને અનેક ચાળા કરાવે તેવી પોતાની વિપરીત દશા થઈ ગઈ છે (૧)

**मोहनीया नाहलिया पाखे महारे, जग सवि ऊजड जोड,**
**मीठाबोला मनगमता नाहजी वीण, तन मन थाये चोड मुने० २**

**અર્થ**—મારા મનમોહન પ્રેમી નાથ વગર મારે મન તો આખી દુનિયા વેરાન જગલ જેવી છે મીઠુ મીઠુ બોલતા અને મારા મનને પસદ આવતા મારા સ્વામીનાથ વગર મને તો મારા શરીરમા અને મનમા સખ્ત ચોટ લાગે છે, મારી આતુરતા વધી જાય છે અથવા તીવ્રતાનો પારો ઊચે ચઢી જાય છે (૨)

**વિવેચન**—પ્રથમ વિરહી સતી પતિવ્રતાની નજરે વિચાર કરીએ આકર્ષણ કરનાર લહેરીલાલા પતિ વગર એને મન તો આખી દુનિયા વેરાન સમાન છે, એને કોઈ વાતમા, કોઈ સ્થાનમા કે કોઈ સગમા મજા આવતી નથી અને મીઠુ બોલનારા મારા મનમોહન પતિ વગર આખા શરીરમા અને મનમા આતુરતા થયા કરે છે એ અહીંથી આવશે કે પેલે માર્ગેથી આવશે કે એમને ક્ષેમકુશળ તો હશે?—આવા આવા વિચારોથી મનમા અકળામણ અને શરીરે ચોટ થાય છે અને વિરહનો ઉકળાટ વધતો જાય છે

ચેતનાની પણ આવી જ દશા થાય છે એમા ફેર માત્ર એટલો છે કે 'મીઠા બોલા' શબ્દનો પ્રયોગ વિરહી પત્ની જાતઅનુભવ ઉપરથી કરે છે, ત્યારે ચેતના જ્ઞાનચક્ષુથી કરે છે એને તો દીર્ઘ કાળનો પ્રીતમ સાથે વિરહ છે તેથી તેણે મીઠાબોલાની મીઠી વાણી સાભળી નથી, પણ એને ખબર છે કે પતિદેવ જે દિવસે રીઝશે તે દિવસે એ સુમધુર અને સુદર બોલશે ચેતનાને ચેતનજી વગર બીજુ કાઈ વહાલુ નથી, એની નજરે પણ જગત વેરાન છે, સ્વાદ વગરનુ છે

ચેતનાનુ કલ્પેલુ શરીર કે મન આ વખતે કેવા હોય તે 'ચોડ' શબ્દ બહુ વેધક રીતે બતાવે છે એને 'ચોટ' લાગવામા વપરાતા 'ચોટ' શબ્દ સાથે સામ્ય ગણી શકાય આઘાત, મારવુ કે મૂઠ લાગવાનો એનો ભાવ સમજી શકાય છે અને આતુરતાના અર્થમા પણ એ સારો ભાવ પૂરો પાડે છે આવી રીતે પતિદેવને મળવાના કોડ સેવતી શુદ્ધ પત્નીની સ્થૂલ અને માનસિક દશા કેવી હોય તેનુ વર્ણન કર્યું એ વર્ણનનો પૂર્વાર્ધ અત્ર પૂરો થયો ઉત્તરાર્ધમા એથી પણ વધારે ચમત્કાર છે (૨)

---

શબ્દાર્થ—મોહનીયા = મનમોહન લહેરી આકર્ષણ કરે તેવા પાખે = વગર સિવાય (ગુ૦ પાખી) જગ = દુનિયા સવિ = આખી ઊજડ = વેરાન જોડ = સમાન સરીખુ નાહજી = નાથ પતિ વિણ = વગર ચોડ = તીવ્રતા, આતુરતા (ચોટ = કોઈને મારવા માટે હથિયાર ચલાવવાની ક્રિયા, આઘાત મારણ મૂઠ)

कांई ढोलीयो खाट पछेडी तलाई, भावे न रेशम जोड,
अवर सबै म्हारे भला रे भलेरा, म्हारे 'आनन्दघन' शिरमोड मुने० ३

**અર્થ**—શુ ઢોલિયો કે શુ હિંડોળો, શુ પછેડી કે શુ તળાઈ, મને તો રેશમી કપડાની જોડ પણ ગમતી નથી એ બીજા સર્વે તો મારે ભલા ભલા છે, ઠીક ઠીક છે, મારે મુગટ મણિ તો મારા આનંદઘન છે (૩)

**વિવેચન**—વિરહી સ્ત્રીની નજરે આ ગાથા ઉત્તરાર્ધ વિચારી જઈએ. શુ ઢોલિયો કે શુ નવાજી રશની તળાઈ, શુ હિંડોળાખાટ કે શું ઓઢવાની મુલાયમ ચાદર, અરે, ગમે તેવી જોડ લાવી હોય કે ગમે તેવા કારા નુર મૂલ્યવાન સાજે ચણગાર્યા હોય, મારે તો આવી આવી સર્વ વસ્તુઓ ઠીક ઠીક જ છે એ સર્વ વસ્તુથી મારા દિલના આનંદઘનને મળવાના કોડ પુરાતા નથી કે એ વસ્તુથી હુ ધરવ પામતી નથી મારે તો આનંદઘન નાથના મુગટ છે, મારે એ સર્વસ્વ છે એમની ખોટ તો મારે મન ચાલુ જ છે અને એમની એ ખાલી પડેલી જગ્યા તળાઈ, ખાટલા, હિંડોળાખાટથી કે રેશની વસ્ત્રો કે મૂલ્ય વાન વસ્તુઓથી પુરાય તેમ નથી

'ભલા ને ભલેરા' એ વાકયમા ઊંડો ભાવ છે એ ચીજો જાતે સારી છે, પણ મારે માટે તો એ ઠીકઠીક છે મારે જેને મળવાના કોડ છે એ મળે ત્યારે મારો દહાડો વળે આ ભાવદર્શનમા કાવ્યદૃષ્ટિએ ચાતુર્ય છે

આંતર દૃષ્ટિએ ઢોલિયા, ખાટ કે પિછોડીનુ સ્થાન બાહ્ય અનુષ્ઠાન કે ઉપરચોટિયો ધર્મ વ્યવહાર લે છે આવા બાહ્ય અવલંબનોને વિકાસમાર્ગમા જરૂર સ્થાન છે, બાહ્યનાથી જ આંતરમા પ્રવેશ શકય છે અને બાહ્યના ગાડાના જ ઘ પણ ઓઠી કર્યા વગર ચેતના કહે છે કે મારે મન એ સર્વ સ્થાન છે, પણ મારા મુગટમણિ તો મારા નાથ જ છે જ્યારે હું મારા મુગટમણિનો વિચાર કરુ છુ ત્યારે બાહ્યાચારો ગમે તેવા ભલા હોય, એની ઉપ યુક્તતા ગમે તેટલી સ્વીકારવા હું તૈયાર હોઉં, પણ એ સર્વ ઠીકઠીક છે મારા શિરમોડનો વિચાર કરુ છુ ત્યારે પેલા ઢોલિયા–તળાઈ સ્થાનને યોગ્ય આચારો, વ્યવહારો કે વ્યવસ્થાઓ મને જરા પણ ગમતા નથી અહીં બાહ્યાચારની અલ્પતા ન કરતા આનંદઘને મેળાપને મહત્તા અને મુખ્યતા બહુ સરસ રીતે આપી છે એમા ઢોલિયા–તળાઈને ફેંકી દેવાની વાત નથી, પણ આનંદઘનને શિરમોડ તરીકે સ્વીકારાવવાનો આગ્રહ છે એમા ઢોલિયા–તળાઈની મૂલ્યવત્તા કાયમ રાખવા છતા સાધ્યને મહામૂલ્યવાન, મનોપગી અને અતિવિશિષ્ટ ઉચ્ચ

શબ્દાર્થ—કાંઈ=શો (અવ્યય) શુ (એક પ્રકારની જિજ્ઞાસાનો શબ્દ ભિન્ન ભિન્ન કાંઈ) ઢોલીયો= પલંગ ઢોલિયો, સવાનો ખાટલો ખાટ=ખાટલો, હિંડોળાખાટ પછેડી=ઓઢવાની જાડી ચાદર જોડ=સાડ, (ખભ પર કપડુ નાખવુ તે) અવર=બીજા સબે=સર્વે, બીજા. ભલા રે ભલેરા=ભલા હોય તો ભલા શિર=માથા (ના) મોડ=મુગટ

સ્થાનની યોગ્યતાનો સ્વીકાર બતાવ્યો છે, એમા ભારે ડહાપણ અને વ્યવહાર નિશ્ચયનો સમન્વય છે જરૂર જણાતા ઢોલિયા-તળાઈ ફેંકી દેવાની ઉપયુક્તતા જણાય તો તેનો તેમા નિષેધ પણ નથી એ વાત પણ ધ્યાનમા રહે. એ સબધી જરૂરી ચર્ચા પદને અતે વિવેચનમા આવશે

સામાન્ય રીતે જોવામા આવે છે કે વરરાજા કરતા સાધારણ સાજ કે જમણને વધારે અગત્ય આપવામા આવે છે આતર નિગ્રહ કે એકાગ્રતાને બદલે તમે આજે અમુક વખત પડિલેહણ કર્યા કે નહિ, કે પોષધ કર્યો તો તેની અદર દેવવદન કે ચૈત્યવદન કર્યું કે નહિ—આવી આવી બાબતોને આગ્રહપૂર્વક વળગી રહેવામા આવે છે આ સર્વ અનુષ્ઠાનોને ચોક્કસ સ્થાન છે, પણ અનેક વખત સાજનિયાની તહેનાતમા વરને જ ભૂલી જવા જેવું થઈ જાય છે એનો સમન્વય કરતા આવડે એ જૈનત્વ છે મારે મન એ સાજની સાબરાબર છે, અને યોગ્ય સ્થાને એની હાજરીની જરૂર હું સમજુ છુ અને સ્વીકારુ છુ, પણ મારે મન અગત્યનો વિષય તો મારા નાહલિયા આનદઘન દેવ છે સર્વથી મહત્ત્વનું સ્થાન હું મારા નાથને આપુ છુ અને મને તો એને મળવાના જ સવિશેષપણે કોડ થયા કરે છે

યાદ રાખવાનુ છે કે આપણામાનો મોટો ભાગ ઢોલિયો, તળાઈ કે ખાટ, પછેડીની જ ચિંતા કરનારો છે પ્રગતિપથમા એને અમુક જરૂરી સ્થાન પણ અમુક મર્યાદા સુધી છે જ, પણ ક્રિયારસિક જીવડા એમા સર્વસ્વ માની લેવાની ભૂલ કરતા જોવામા આવે છે એને મન બાહ્યાચારમા જરા સ્ખલના વતી દેખાય અને તે સ્ખલના આતર ધ્યાન, વિચારણા કે ચિંતવનને અગે હોય, અને તે વિશિષ્ટ ધ્યાન કે યોગપ્રગત સ્થિતિનો પરિપાક હોય, તોપણ તેમા તેમને વિસવાદ લાગે છે એમના સમજણ અને સતોષને માટે કહે છે કે એ સાધન ધર્મો ઠીક છે, સારા છે અને કરવા યોગ્ય છે, પણ એ સર્વમા કેન્દ્રસ્થાને તો ચેતનરાજને જ રાખવા ઘટે ચેતનની પ્રગતિનો વિરોધ ન કરે તે સાધનોનો સ્વીકાર કરવાનો છે અને પ્રગત આત્માએ તો ક્રમસર ઢોલિયા-તળાઈને તેને સ્થાને રહેવા દઈ મૂળ મુદ્દા સ્થાને રહેલ ચેતનરાજને બહલાવવા જોઈએ આવા કોડ શુદ્ધ ચેતનાને વારવાર થાય છે અને તેને પૂર્ણ પાડવા માટે તે અનેક મનોરથો કરી ઉમેળ બર લાવવા માટે આતર ગાન કરે છે (૩)

**ઉપસંહાર**—આ પદ ખાસ ભાત પાડે તેવા ઉદ્‌ગારથી ભરેલુ છે એમા પ્રધાન સૂર તો શુદ્ધ ચેતનાનાં વેદનાનો છે, પણ બીજા પદોમા આવેલ વિરહગાન અને આ પદના ગાનમા ઘણો તફાવત છે પાસઠમા પદનાં સાખી અને ગોડી રાગના સૂરમા ચોખ્ખી વિરહ ગાથા વાચી, ઓગણોતેરમા પદમા પ્રીતિની રીત બતાવી પોતાની વિરહદશાનુ ચેતનાએ વર્ણન કર્યું, જ્યારે તોતેરમા પદમા પોતાને ઘરવાસ જ રહ્યો નથી એ દૃષ્ટિએ પતિમેળાપની તમન્ના ચેતનાએ બતાવી હવે પછી વિવરણ કરવાના ૧૦૪મા પદમા મેળાપની આતુરતા બતાવશે. આવી રીતે વિરહગાન તો ચેતનાએ ઘણા ગાયા અને હજુ ગાશે, પ્રથમ વિભાગમા પણ લગભગ દશ પદોમા વિરહગાન ગાયા છે, પણ આ પદમા મનડાના કોડ બતાવી એનું

ગાન કરવા દ્વારા યેગીએ કમાલ કરી છે એમા ઢોલિયા-તળાઈની વાતને આગળ કરી વ્યવહાર-નિશ્ચયનો સમન્વય કરવાની હકીકતને મહત્ત્વ આપવા દ્વારા સમસ્ત જગતના અને ખાસ કરીને જૈન સમાજના ઊકળતા પ્રશ્નને સ્થાન આપ્યુ છે આજુબાજુનો વિચાર કરતા કે છે લા અનો-ચારના વર્ષોનો ઇતિહાસ વિચારતા, અને છેવટે વર્તમાન યુગની ધર્મદુર્બળ દશાના આતરિક કારણો તપાસવામા આવે તો, ઢોલિયા-તળાઈને અપાયતુ મહત્ત્વ અને વિસારે પાડી દાધેલ ચેતનરાજની વાત નજર પર આવ્યા વગર રહે તેવુ નથી

એક માસિકમા મે ગઈ રાતે *Efficiency* નો નાનકડો લેખ વાચ્યો તેનો ભાવ ઉપયોગી અને પ્રસ્તુત હોઈ તે બતાવી તેની સાથે આ પદના વિષયનો વિચાર કરી લઈએ, કારણ કે આ ૫૦મા ઢોલિયા-તળાઈવાળી વાત ની પાછળ ભારે અગત્યનો મુદ્દો નમાયેલો છે

વાત એમ બની કે એક મોટા સરોવરની વચ્ચે નાનકડુ ગામડુ (બેટ) હતુ તેમા વસતા બે ખોટમેનો(ખારવાઓ)એ રાત્રે ખૂબ દારૂ પીધો ચકચૂર થઈ રાત્રે બાર વાગે પોતાનો બોટ લેગા થયા, હલેસા હાથમા લીધા અને પાણીના હલેસા મારવા લાગ્યા ચાલુ ધોરણે તેઓ એક કલાકમા સરોવરને કાઠે પહોચી જવા જોઈએ, રપ્ટ મજસ્કુ થતા સુધી તેઓ હલેસા મારતા રહ્યા, તોપણ પેલા વચગાળેના બેટની બાજુમા જ હતા! વાત એમ બની હતી કે મધરાત્રે તેઓએ હલેસા મારવા શરૂ કર્યા ત્યારે વહાણની પાછળના ભાગ (માવર) સાથે બાધેલ દોરડુ તેઓ છોડવુ ભૂલી ગયા હતા એટલે આખી રાત ફર્યા પણ બેટની ફરતી પ્રદક્ષિણા જ કર્યા કીધી અને મુખ્ય જમીને તેમને પહોચવુ હતુ તેને બદલે હતા ત્યાના ત્યા જ રહ્યા !

આવી રીતે પ્રગતિને માર્ગે પડેલો જીવ ઘણી વખત આગળ વધવા માટે હલેસા તો માર્યા જ કરે છે, પણ જો અત્યાર સુધીની વાસનાઓ, રાગદ્વેષની પરિણતિઓ, કામક્રોધાદિ ષડ્‌રિપુના ધમાસાણો અને લાવેગ વ્યવહારના આટીઘૂટીઓ સાથે લાગેલી ગાઠ એણે છોડી હોતી નથી તો એ ગમે તેટલા હલેસા મારે, પણ સવાર પડે ત્યારે એ તો બેટની આસપાસ ચક્કર મારતો જ માલૂમ પડે છે અને જે ભૂમિ પર પહોચવા માટે એણે સફર આદરી હતી તે તો એટલી ને એટલી જ દૂર રહે છે

આમા આગળ વધતી વખતે કામ, ક્રોધ, કષાય, નોકષાય સાથેની ગાઠ કાપવાની વાત તો સર્વમાન્ય છે અને દિશાન્તા ઘડ બેમી જાય તેવી છે શુભ અનુષ્ઠાનો પૈકી કોની સાથે ગાઠ તોડવી પડે અને કયા સબધ રાખી શકાય તે વાત ચર્ચાસ્પદ છે કોઈક મતે તો સાધ્યપ્રાપ્તિ સુધી શુભ અનુષ્ઠાનો ચાલુ રાખવાનો આગ્રહ પણ દેખાય છે વિચારવાની બાબત એ છે કે એકડા ઘૂટતા ન આવડે તેટલા વખત સુધી તો એકડા ઘૂટવા જ જોઈએ પણ મહાન્ કગણિત અને બીજગણિતની ભૂમિકાએ પહોચ્યા છતા એકડા ઘૂટ્યા કરવાનો આગ્રહ ચાલુ રાખવો એ ઘટતી વાત નથી દરેક શુભ અનુષ્ઠાનની ઉપયુક્તતા

તો છે જ, પણ એની ઉપરની ભૂમિકા આવી જાય તો પછી એકડા ઘૂંટવાનો અર્થ નથી. પોતાની પ્રગતિ થઈ છે કે નહિ તેનો નિર્ણય કરવા જેટલી આવડત આવી જાય તો એનો દોર તોડવાની જરૂર છે જ, પણ નિર્દંભપણે આત્માને પૂછી શકાય અને સાત્ત્વિક સૂરનાથી અંતરઆલાપ નીકળી શકે તેવું હોય તો પ્રવત્ન યોગ્ય દોરવણી નીચે અને પછી આત્મનિશ્રાએ એ દોર પણ તોડવા પડે જ આ ઉચ્ચ ભૂમિકાની વાત છે આપણા જેવી સામાન્ય વ્યક્તિઓ માટે સાધનધર્મોની ઉપયુક્તતા પૂરેપૂરી છે, ખાસ જરૂરી છે અને આપણે તો ફેરા મારતા મારતા જ કાંઠે પહોંચી જવાનું છે આ વાત સૂચવણવાળી છે, પણ બહુ વિચારવા યોગ્ય છે

હાલના 'શુભ'નો ત્યાગ કરી 'શુદ્ધ'ને આદરવાની ચર્ચા ચાલે છે એમાં પાકી નિશ્ચયદૃષ્ટિ ઉપર ધ્યાન વધારે પડતું અપાય છે શુદ્ધના સ્વીકારની ના હોય જ નહિ, હોઈ શકે જ નહિ, પણ એમાં ઘણીવાર કડી લેવા જતા પાગડું પરવારી બેસવા જેવી સ્થિતિ થાય છે, અને વિશિષ્ટ ધ્યેય મળવાને બદલે આત્મવંચનાને સ્થાન મળી જાય છે આ વાત લક્ષ્યમાં રાખી આંતર દૃષ્ટિએ વાત વિચારવા યોગ્ય છે અને પોતાના યોગ્યતાનું વધારે પડતું મૂલ્ય અસાવધપણે અપાઈ ન જાય એટલું ધ્યાનમાં રાખવા જેવું છે આટલી ચેતવણી સાથે શુદ્ધનો સ્વીકાર કરવામાં વાંધા જેવું લાગતું નથી બાકી બહોળતાએ તો પ્રાણી ઢાલિયા-તળાઈમાં જ રાચનારા હોય છે એ વ્યવહારને તોડી શકતા નથી, એ મનોવિકાર પર વિજય મેળવી શકતા નથી અને પ્રગત આત્મદશાની વાત કરવાની કોની યોગ્યતા હોય તે જાણી-વિચારી શકતા નથી તેવાઓ માટે તો એક જ વિચાર રહે તેઓને ઢાલિયા-તળાઈ પણ ભલા રે ભલેન છે, ઠીકઠીક છે, ઉપયુક્તતા યુક્ત છે, પણ શિરનો મુગટ તો આનંદઘન જ છે, ચેતનરાજ જ છે આ દૃષ્ટિએ શુદ્ધનો સ્વીકાર છે, પણ શુભના ત્યાગની વાત ગૌણ પક્ષે છે ઢાલિયા-તળાઈ સ્થાને રાગદ્વેષની પરિણતિ હોય કે મનોવિકારનો સંચાર હોય ત્યારે તેની ગાંઠ કાપવાની ખાસ જરૂર છે, નહિ તો આખી રાત હલેસા મારવામાં આવે તોપણ સવારે સનારનગર-બેટની ફરતા જ ફેરા મારતા હોવાની વાત ચોક્કસ ચાલુ રહેતી દેખાય છે 'શુભ'ની ગાંઠ છોડવાની વાત ખાસ વિચારવા યોગ્ય છે, અતિ ઊંચી હદની છે અને ઘણીવાર દંભ, વંચના કે મનમનાવવાનું સ્થાન લઈ લે છે તેમાં સાવધતા કરતા અસાવધતાને વધારે સ્થાન મળે છે માટે એ ગાંઠ કાપતા ખૂબ વિચાર કરવો ઠેકાણા વગરના અનેક પ્રાણીઓ પોતાને યોગપ્રગત, યોગી કે ધ્યાની માનતા અને ધર્મ-શુકલ ધ્યાનની ભાવના કરવા જતા પ્રથમ પગલા ચૂકી જતા જોયા છે એટલે સાચી વાત શોધી લેવી

બાકી મૂળ માર્ગ તો પ્રકટ છે, પોતાનો રસ્તો શોધી લેવા જેવો છે અને મળી જાય એટલે 'શરમોડ'ના સાથે એકાકાર સાધવા યોગ્ય છે સાચી પ્રગતિ થશે ત્યારે સર્વ સૂઝી આવશે દરમ્યાન વળગેલા ઝોડનો વળગાડ દૂર કરવા માટે લોબાન દેવો પડે તો દેવો, અને તનમાં અને મનમાં થતી ચોડ મૂકી દેવી વખત આવે ત્યાં સુધી ઢાલિયા-તળાઈને

ઠીકઠીક માની તેનો સવળે માર્ગે લાભ લેવો અને તેની ગરજ મટી જાય ત્યારે તેને વિસારી મૂકવા પથ પ્રકટ છે, સાધ્ય સ્પષ્ટ છે અને મનના કોડ પૂરા થઈ શકે તેવી સ્થિતિ છે દૃઢ ભાવના અને પ્રગટ પુરુષાર્થ પાસે કોઈ ચીજ અશક્ય નથી અત્યારની તકનો લાભ લઈ નાહલાંઆને મળવાના કોડ પૂરા કરો (૯૩)

## ૫૬ ચોરાણુમુ

ભૂમિકા—ચેતનાના બે પ્રકાર કલ્પી શકાય એક વિશુદ્ધ ચેતના અને બીજી વિકૃત ચેતના છતા બન્ને ચેતનસ્વભાવ છે અને અજીવમાથી જીવને પૃથક્ કરનાર તત્ત્વ છે ચૈતન્ય એટલે જ્ઞાનલક્ષણ, જાણવાનો ધર્મ આ ચેતના તો સર્વ પ્રાણ ધારણ કરનાર જીવમા અને મોક્ષમા ગયેલા સિદ્ધના જીવો, જે સર્વ કર્મોથી મુક્ત હોય છે, તેમા પણ હોય છે પણ ચેતના જ્યારે સંસારમા રખડતા પ્રાણીને અગે વિચારાય છે તે વખતની ચેતના અને શુદ્ધ સ્વરૂપની ચેતનામા બહુ ફેર છે વિકૃત સ્વરૂપની ચેતના કુમતિનું સ્વરૂપ ધારણ કરે છે એનુ જ્ઞાન કેટલીક વાર અજ્ઞાનનુ અને કેટલીક વાર અલ્પ જ્ઞાનનુ રૂપ લે છે અને તે વખતે એ પરભાવમા રમણ કરે છે, મોહમા આસક્ત થાય છે, ચેતનને પોતાના કબજામા નાખી એને નચાવે છે, અને કોઈ કોઈ વાર તદ્દન નિશ્ચેષ્ટ પણ કરી નાખે છે એને તે વખતે ખ્યાલ રહેતો નથી કે ચેતનમા અનત શક્તિ છે અને કોઈ વખત એ સાચુ જોર કરી નાખશે ત્યારે એ કોઈ રીતે પોતાના તાબામા નહિ રહે પ્રગલ્ભ નદાધ યુવતિની પેઠે એ ચેતનને તાબામા રાખવા પ્રયત્ન કરે છે, અને ચેતનને હેરાન-પરેશાન કરી મૂકે છે છતા ચેતના અશુદ્ધ દશામા હોય ત્યારે પણ પતિ દેવને પોતાના સૌભાગ્યના રક્ષક તરીકે તો જરૂર સમજે છે અને પોતે તેના ઉપર મડાણ માડીને રહી છે એ વાત બરાબર જાણે છે છતા એનુ અભિમાન એને પતિદેવ પર સામ્રાજ્ય ચલાવવા પ્રેરે છે આમ પતિદેવ રખડતા-પછડાતા હતા, તેવામા તેને સત્ય જ્ઞાન થયુ, સ્વપરનુ ઓળખાણ થયુ, અને પતિદેવ પોતાની શક્તિનો ઉપયોગ કરી નિરતરને માટે કુલટા કુમતિની છાયામાથી નીકળી ગયા અને શુદ્ધ સ્વરૂપમા બિરાજમાન થઈ ગયા. આમ બન્યુ ત્યારે કુમતિને—અશુદ્ધ ચેતનાને—પોતાની ભૂલ સમજાણી, એને થયુ કે પોતાના દેવને પોતે નકામા રખડાવ્યા અને રઝળાવ્યા પછી એને જે પસ્તાવો થાય છે તેનુ આ પદમા વર્ણન કર્યું છે

ભેસ કે ગાયને ખીલે બાધી હોય ત્યારે તે અનેક જાતના ચેનચાળા કરે છે, કોઈ નજીક આવે તો ધીક મારે છે, પણ એને તે વખતે ભાન હોતુ નથી કે પોતાનુ જોર આખુ ખીલા પર છે ખીલો ખસ્યો તો પોતાના બાર વાગી જશે, ઘણાખરુ એ જ્ઞાન ખીલો હાલી પડે ત્યા સુધી આવતુ નથી. ખસ્યા પછી તો એ ઘર ઘેર વેચાય છે અને ખાટકીના હાથમા

પડી તય છે દુ ખની વાત એ છે કે બીલો હોય ત્યા સુધી ખીલાની કિંમત વતી નથી.
ાખરાને રાડયા પડી જ્ઞાન આવે છે, ગરથ ગયા પડી બુદ્ધિ સૂઝે છે, એવી દશા
ા કુમતિની થઈ છે એ પતિ વિરહે ઘેલી થઈ ગઈ છે, અને પોતાના વિચારો
ાવાના આકારમા અત્ર રજૂ કરે છે

આવો પ્રસગ સ્પર્શનની કથા વિદુર કહે છે ત્યા આવે છે[1] ત્યા સ્પર્શનનો ભવજતુ
નો મિત્ર હતો એ સ્પર્શનને ખૂબ પોષતો હતો પછી ભવજતુને સદાગમ સાથે
િચય થયો સદાગમની સલાહથી એણે સ્પર્શન સાથે દોસ્તી ઓછી કરવા માડી એ
ર્શનના કાબુમાથી છૂટ્યા, એણે હમેશનો તેની સાથેનો સબધ મૂકી દીધો અને અતે
ુક્તિનગરીએ ચાલ્યો ગયો એ નગરમા સ્પર્શન જઈ શકતો નથી, તેથી મિત્રવિરહે
ર્શન ગળાફાસો ખાતો હતો આવા પ્રકારની સ્થિતિ અત્રે અશુદ્ધ ચેતનાની થઈ રહી છે
તિદેવ અહીં હતા ત્યારે એને હેરાન કરવામા પોતે બાકી રાખી નહોતી હવે પતિદેવ
દ્ધ થયા ત્યારે એના નામ પર નિસાસા મૂકે છે એ પાછા પોતાને ઘેર આવે એવી
ચ્છા કરે છે આવે વખતે અશુદ્ધ ચેતના કેવા પ્રકારના આલાપ કરે, કેવો કકળાટ કરે
આ પદમા વર્ણન કરે છે પ્રથમ આ લક્ષ્યથી પદનો આખો અર્થ કરી જઈએ, પછી
ત દષ્ટિબિંદુથી પણ એની વિચારણા શક્ય છે તે પર છેવટે ધ્યાન ખેચવામા આવશે

૫૯

(રાગ-રામેરી)[2]

निराधार कम मूकी, श्याम! मुने निराधार केम मूकी?
कोनि नेहु ने कुणसु बोलु, सहु आलबन टूकी श्याम० ?

અર્થ—ચેતના આનદઘનને કહે છે મારા નાથ! મારા શ્યામસુદર! દેવ! મને
ન આધાર વગરની કેમ છોડી દીધી? હવે હુ તે કોની સાથે સ્નેહ કરુ અને કોની
થે બોલીચાલી કરુ? મારા બીજા સર્વ આલબનો તો ટૂકા વખતના છે અથવા હુ
ઈ બેઠી છુ (૧)

**વિવેચન**—પતિદેવ મોક્ષમા સિધાવી ગયા પછી અહીં રખડીરઝળી પડેલી ચેતના કાળો
ળાટ કરી મૂકે છે પ્રાણી સત્તાના મદમા કે સ્થાનની ધૂનમા હોય ત્યારે કેટલો ધામધૂમમા
ય છે અને સ્થાનભ્રષ્ટ થાય ત્યારે કેવો નિર્માલ્ય થઈ જાય છે તેનો આ દાખલો છે

પાઠાતર—નિરાધાર-નિરધારા (લેખનઅશુદ્ધિ જણાય છે) કેમ-કાઈ શ્યામ-સામ નિરાધાર-નરધારા
**શબ્દાર્થ**—નિરાધાર = વગર આધારે નગરકે કેમ = શા માટે મૂકી = છોડી ઊડી દીધી શ્યામ =
ના પતિ, સ્વામી કાળા દેવ મને = મને કોઇનિ = કોને નેહુ = સ્નેહ કરુ, વહાલ કરુ કુણસુ = કોની
 સહુ = સર્વ આલબન = ટેકો ટૂકી = ખોઈ બેઠી (ક્રિયાપદ) થોડા વખત માટેના (વિશેષણ)

[1] ઉપમિતિભવપ્રપચાકથા ભાષાતર પ્ર ૩ પ્ર ૩, પૃ ૩૭૪ થી
[2] બી મા રાગ ગોરડ લખે છે પ્રતમા રામેરી રાગ છે

પતિદેવ હમેશને માટે ગયા, ત્યાર પછી હવી સુમતિ મુક્તકંઠે પસ્તાવો કરે છે મારા દેવ! તમે તો મને અહીં એકલી-અટૂલી મૂકીને ચાલ્યા ગયા, મારે તો હવે કોઈનો આધાર રહ્યો નથી, કોઈ સાથે મારે બોલવાચાલવાનું પણ રહેતું નથી મારા દેવ! આપે આ શું કર્યું? આપનો લાખો કરોડો વર્ષોનો સ્નેહ મૂકી દીધો અને મને તદ્દન વીસરી ગયા અને આમ તદ્દન નોધારી કરી દીધી? આપનો જીવ એવી સ્થિતિ નિપજાવતા કેમ ચાલ્યો? (૧)

प्राणनाथ! तुम दूर पधाया, मूका नेह निराशी,
जण जणना नित्यप्रति गुण गाता, जनमारो किम जाशी? श्याम० २

અર્થ—મારા પ્રાણાધાર! મારા દેવ! મારો સ્નેહ છોડી દઈને, મને તદ્દન નિરાશ કરીને આપ તો દૂર ચાલ્યા ગયા (આપની ગેરહાજરીમા) જેવા તેવા (મામૂલી-એ બદામના) પ્રત્યેક માણસના દરરોજ ગુણ ગાતા મારો ભવ હવે કઈ રીતે જશે? (૨)

**વિવેચન**—મારા નાથ! આપ તો મોક્ષમા જઈને એટલે દૂર ચાલ્યા ગયા કે ત્યા મારા અનેક મદદ કરનારાઓનો તમારા પર દોર ચાલતો નથી ત્યા વિષયાભિલાષ તમને આકર્ષી શકતો નથી, ખુદ મોહરાયની પણ આપની ઉપર સત્તા ચાલી શકતી નથી મારો સ્નેહ વિસારી આપ તો ક્યાના ક્યા ચાલ્યા ગયા છો એટલે મારે તે હવે શુ કરવુ? હુ તદ્દન નિરાશ થઈ ગઈ છુ અરેરે! પતિની ગેરહાજરીમા મારે તો અનેક માણસની દરરોજ ખુશામત કરવી પડશે, સાધારણ બાબત માટે તેમને મોટાભા કરવા પડશે અને ટૂંકામા પતિના મરણ બાદ હિંદુ વિધવાની જે સ્થિતિ થાય છે તેવી મારી દશા થશે! મારે માથે કેવા કેવા સકટોની પાટીઓ પડશે? મારા નાથ! મારો જન્મારો આ રીતે તો કેમ જશે? (૨)

जेहनो पक्ष लईने बोलु, ते मनमा सुख आणे,
जेहनो पक्ष मूकीने बोलु, ते जनम लगे चित्त ताणे. श्याम० ३

અર્થ—હુ જે કોઈની તરફેણ લઈ તેની બાજુનુ બોલુ છુ તેના મનમા તો તે સુખ લાવે છે, તે રાજી થાય છે અને જેની તરફેણ છોડી દઈને બોલુ છુ તે તો આખા જન્મારા ભર પોતાના ચિત્તને મારી તરફથી ખેંચી લે છે, તે મારા દુશ્મન થઈ પડે છે (૩)

---

પાઠાતર—નેહ-નેં નિત્ય-નિત પ્રતિ-પતે

શબ્દાર્થ—પ્રાણનાથ=વહાલા સ્વામીનાથ નેહ=સ્નેહ પ્રેમ નિરાશી=આશા વગર, હતાશ બનાવી નિત્યપ્રતિ=દરરોજ જમારો=ભવ જાશી=પૂરો થશે જશે

પાઠાતર—સુખ-સુર તાણે-તાણે

શબ્દાર્થ—પક્ષ=તરફેણ, બાજુ તકરારના પક્ષની એક બાજુ આણે=લાવે મૂકીને=છોડી દઈને સામી બાજુએ જઈને જનમ લગે=ભવના છેડા સુધી મરતા સુધી તાણે=ખેંચે વિરુદ્ધમા પડે ચિત્ત ન મેળવે

**વિવેચન**—આપ જાણો છો કે આ અમારી દુનિયામાં તો જેનો પક્ષ કરીને બોલીએ તેને સારુ લાગે અને જેનો પક્ષ છોડીને એનાથી વિલગ પક્ષની વાત કરીએ તે તો આખા ભવ સુધી પછી પોતાનું મન જ આપણી સાથે ન મેળવે કોઈ મોહરાજાના વખાણ કર તો તે વખતે તેને સારુ લાગે છે, કોઈ વૈરાગ્ય વગેરેની વાત કર તો ચારિત્રરાજને સારુ લાગે છે એ જ પ્રમાણે ઘરમાં સાસુનું ઉપરાણું લઈએ તો સાસુ રાજી થાય ત્યારે દેરાણી જેઠાણી છણકા કરે જ્યાં એક વખત બીજાના ઉપર આધાર રાખવાનો થયો એટલે પછી સર્વના મન તો કેવી રીતે રાખી શકાય? એકનું રાખવા જઈએ એટલે બીજાને જરૂર વેધ પડે. જ્યાં સુધી આપ મારી પાસે હતા ત્યાં સુધી તો મારે વાંધો નહોતો, અને બીજા મારે માટે શું ધારે છે કે શું બોલે છે તેનો વિચાર કરવાની પણ હું દરકાર કરતી નહોતી, પણ આપના ગયા પછી તો હું પરાધીન થઈ ગઈ છું, એટલે આ મારી પરાધીન દશામાં સામાના મન પર શી અસર થાય છે તે જોઉં છું ત્યારે જણાય છે કે સર્વને રાજી રાખવાનું કામ મારે માટે અશક્ય છે જેના વિરુદ્ધ હું બોલું છું એ મારા પર વેર વાળવાની તક શોધે છે[1] (૩)

> वात तुमारी मनमां आवे, कोण आगळ जई खोलुं,
> ललित खलित खल जो ते देखुं, आम माल धन खोलुं. श्याम० ४

**અર્થ**—તમારી સર્વ વાતો તો મારા મનમાં આવ્યા જ કરે છે, પણ એને (એવી મોટી વાતોને) કોની પાસે હૃદય ખોલીને બતાવું, કહી જણાવું? તે લહેરી રમતિયાળ લાલા હોય કે ખરી પડતા ઠગ ભટકાળિયા દુર્જન પુરુષ હોય તો તેની પાસે તો નહિ જેવી, સામાન્ય વસ્તુ બતાવું, તેની પાસે મારા માલમાંથી કે પૂંજીમાંથી ઉપરચોટિયા દર્શન કરાવું (૪)

**વિવેચન**—અને સ્વામીનાથ! તમારી તો અનેક વાતો મારા મનમાં હવે આવ્યા કરે છે આપની કુદરતી પ્રેમઠીલા, આપનું નિર્દોષપણું, આપનો પત્ની પરનો પ્રેમ—એ તો જાણે મારા પૂરતી વાત થઈ, પણ પછી આપે વિકાસ કરેલ નૈસર્ગિક શક્તિ, આપની પરોપકાર વૃત્તિ, આપની સહનશીલતા, આપની અન્યને સંતાપ ન આપવાની ઇચ્છા અને આપની

પાઠાંતર—આગળ—આગળે ખોલું—બોલું

શબ્દાર્થ—વાત = હકીકત તુમારી = તમારા સબંધીની તમે જણાવેલી ખોલું = ઉઘાડી પાડ્રી બતાવું લલિત = મનોહર સુંદર, રમતા ખલિત = ખરી પડતા અટમાતા ખલ = દુર્જન આમ = સામાન્ય ખાસ નહિ એવું

[1] પક્ષ—જ્યાં એકાંત આવે ત્યાં પક્ષભેદ જરૂર થાય છે અમુક દૃષ્ટિએ એ વાત સાચી પણ હોય પણ બીજી દૃષ્ટિએ એ વાત વિચારવા જેવી પણ હોય સુધારવા જેવી પણ હોય આ દૃષ્ટિબિન્દુ (નય)ના સિદ્ધાંતને સમજ્યા વગર પ્રમાણજ્ઞાન થતું નથી અને પક્ષજ્ઞાન કે પક્ષભેદ થાય ત્યાં ઝઘડા થયા વગર રહેતા નથી —વિવેચનકાર

ધ્યાન, એકાગ્રતા આદિ અનેક વાતો આજે યાદ આવે છે ત્યારે મારા મનમા શુનુ શુ થઈ જાય છે તમે મને જ દેખતા હતા, ત્યારે તમને હુ ઓળખી શકી નહિ અને તમે મારાથી અળગા થતા ગયા તેમ તેમ આપના નવા નવા ગુણો વિચારતી હુ આપથી દૂર ને દૂર થતી ગઈ આ બધી મારી અવિચારિતા અને અલ્પજ્ઞતા કોની પાસે જઈને કહુ ? આપની મહત્તા અને પ્રગતિશીલતા કોની પાસે વર્ણવવા બેસુ ?

મારી નજરે તો કાતો લહેરી લાલાઓ આવે છે તેઓ તો ઇંદ્રિયોના ભોગ ભોગવવામા મશગૂલ હોય છે, અથવા મારી નજીક દુર્જન પુરુષો હોય છે, તેઓ પરદારાગમન, ચાડી ચૂગલી, નિંદા કે ધમાલમા રસ લેનારા હોય છે, પારકા પાસેથી પડાવી લેવાની દાનતવાળા, અભિમાની, દભી, ક્રોધી કે માયાવી હોય છે આવાની પાસે તો મારો આ દ માલ બતાવી શકુ નારી પાસે માલમા તો સસારવહેવાર છે તેમાથી આવો ઉપર ઉપરનો માલ તેમને બતાવી શકુ મારાથી તેમની પાસે મન મૂકીને વાત થતી નથી અને મારા મનના પડદા હુ કોઈ પાસે ઉકેલી શકતી નથી. એટલે મારાથી કહ્યુ જતું નથી અને સહ્યુ જતું નથી આવી કોડી દશાના મારા નાથ ! આપે મને કેમ મૂકી દીધી ? (૪)

घटें घटें छा अंतरजामी, मुजमा का नवि देखु,
जे देखु ते नजर न आवे, गुणकर वस्तु विशेषु श्याम० ५

**અર્થ**—આપ અતર્યામી છો અને દરેક શરીર કે મનમા છો (એમ આપને માટે કહેવાય છે), પણ (નવાઈની વાત છે કે) હુ આપને મારામા કેમ દેખી શકતી નથી ? જેને મારા ઘટના જેવાનો હુ પ્રયત્ન કરુ છુ તે મારી નજરમા જ આવતો નથી ખાસ કરીને ગુણ કરનાર વસ્તુ અદર છે તે નજરે પડતી નથી, તેનો સ્પષ્ટ ખ્યાલ કે નિશ્ચય થતો નથી (૫)

**વિવેચન**—મારા નાથ ! આપને એક બીજી વાત પૂછી લઉં આપને માટે કહેવાય છે કે આપ તો દરેકના ઘટમા-અતરમા છો, આપને માટે 'અતર્યામી' શબ્દનો ઉપયોગ પણ થાય છે,[1] અને છતા મારા નાથ ! મારા અતરમા આપને તો હુ દેખતી જ નથી. એ તો ભારે આશ્ચર્યની વાત છે

બાહ્ય દશામા વર્તતી અશુદ્ધ ચેતના અતરાત્મદશામા વર્તતી શુદ્ધ ચેતનાને કેમ જોઈ શકે ? બાહ્ય દશામા તો પૌદ્ગલિક આનદ, ઇંદ્રિયોના વિષયભોગો, કષાયપરિણતિ

પાઠાતર—ઘટે ઘટે-ઘટ ઘટે મન્મા ગુણકર-ગુણાકર.

શબ્દાર્થ—ઘટે ઘટે = સરના અત કરણમા ઘટ = શરીર મન છ ૧ અતર્યામી = હૃદયમા રહેના મુજમા = મારામા કા-કેમ ગુણકર = હિત કરનાર વિશેષુ = (ક્રિયા વિ ) વિશેષત, ખાસ કરીને (વિશેષણ) વધારે ખાસ (ક્રિયાપ ) નિશ્ચય યા નિર્ણય કરવો

[1] જુઓ પ ૮૩મુ અને તેનુ વિવેચન.

અને લોકાચાર જ હોય, ત્યાં અંતરાત્મદશાના ચારિત્રધર્મરાજ કે દશ યતિધર્મો કે ભાવનાઓ ક્યાંથી હોય? ત્યાં સંયમ કે ત્યાગના આદર્શો કે આંદોલનો ક્યાંથી હોય? ત્યાં વીર્યોલ્લાસ કે વિશુદ્ધ વાટાઓ ક્યાંથી હોય? એટલે અશુદ્ધ ચેતનાનો આ પ્રશ્ન બરાબર છે. દરેકના ઘટમાં અંતરાત્મા, અનંત ગુણનો ધણી, પરમાત્મદશા પ્રાપ્ત કરવાની સત્તાવાળો મહાન યોગીશ્વર બેઠો છે એને અશુદ્ધ ચેતના કેમ દેખી શકે? એ છે, એ વાતનો અશુદ્ધ ચેતના વિચાર પણ કેમ કરે? એટલે એ પોકો કરે છે કે મારા ઘરમાં આપ તો શોધ્યા જડતા નથી, ત્યારે આપ ઘટ ઘટમાં છો તે વાત સાચી કે નહિ? કે એ વાત એમની એમ જ ચાલ્યા કરી છે?

અને વાત ખરી છે જ્યાં સાત કોઠામાં દુર્ગંધ ભરી હોય, ત્યાંથી સુગંધની આશા રાખવી તે જેટલો મિથ્યા પ્રયાસ છે, તેટલો જ અશુદ્ધ ચેતના કે કુમતિના હૃદયમાંથી —અંતરંગમાંથી શુદ્ધ ચેતનને મેળવવાનો પ્રયાસ નકામો છે (૫)

હજુ પણ એ આગળ ચલાવે છે —

> अवधें कहीनी वाटडी जोउ, विण अवधें अति झूरू,
> 'आनंदघन' प्रभु वेगे पधारो, जिम मन आशा पूरू श्याम० ६

**અર્થ**—કોઈ મુદત આપીને ગયેલ હોય તો તેની રાહ પણ જોઉં, માર્ગપ્રતીક્ષા પણ કરું, પણ જ્યાં મુદત જ ન આપી હોય ત્યાં તો પછી હું તલસી તલસીને કલ્પાંત જ કરું. માટે મારા આનંદઘન પ્રભુ! હવે તો આપ ઝડપથી પાછા પધારો, જેથી મારા મનડાની આશા પૂરું, મારા મનોરથ પૂરા કરું (૬)

**વિવેચન**—મારા નાથ! મુદત હોય તો તો હું રાહ જોઉં પતિ પરદેશ ગયા હોય અને વર્ષ દિવસે આવવાની અવધ કરી ગયા હોય તો તેની મુદત ધ્યાનમાં રાખી વાટ જોવાનું પણ બને પણ આપ તો કાંઈ અવધિ આપી ગયા નથી, આપ સાદિઅનંત સ્થિતિએ પરદેશ ચાલી ગયા છો, એટલે મારી દશા તો કલ્પાંત કરીને આખો રાતી કરવાની જ છે આવી મારી નિરાધાર દશાનો વિચાર કરીને મારા આનંદઘન પ્રભુ! આપ જલદી પધારો, મારી સેજડીને શોભાવો, મારાં મનની ઇચ્છા પૂરી કરો અને મારે મંદિરે આનંદમંગળ વરતાવો, અને મારા મનોરથો પૂરા કરો (૬)

**ઉપસંહાર**—આવી રીતે અશુદ્ધ ચેતના—કુમતિએ મોક્ષ ગયેલા પતિને માટે ઝંખના કરી, તેની સાથે મોજ માણવાની ઇચ્છા વ્યક્ત કરી અને તેને પાછા જલદી પધારવા વિજ્ઞપ્તિ કરી આ એક દૃષ્ટિબિન્દુથી પદનો ભાવ સમજવા પ્રયત્ન કર્યો અને આ અર્થ પ

---

પાઠાંતર—કહીની-કેહની અવધે-અવધે આશા-આસ્યા

શબ્દાર્થ—અવધે = મુદતે કહીની = કોઈ અનિશ્ચિત સ્થાનમાં કહેનારની વાટડી = રાહ માર્ગપ્રતીક્ષા વિણ = વગર, સિવાય ઝૂરું = કલ્પાંત કરું, તલસું, ઝુરાઈ જઉં વેગે = જલદી, ઝડપી ગતિએ

ાભીરવિજય ગણીએ કરાવેલ નોટ અનુસારે તેમના રજૂ કરેલા-દર્શાવેલ મુદ્દા પ્રમાણે છે અને તે સુયોજિત, સુસગત અને અર્થક્ષમ છે

## બીજા દૃષ્ટિબિંદુથી અર્થવિચારણા

આ પદનો બીજા દૃષ્ટિબિન્દુથી પણ અર્થ શક્ય છે એ રીતે અર્થ કરવા જતા એકાદ સ્થળે વાધો આવે છે, જરા અર્થ મોચવો પડે છે એ મુદ્દા પ્રમાણે અર્થ કરવા જતા આખા પદને શુદ્ધ ચેતના-સુમતિના મુખમા મૂકી શકાય પતિવિરહના અનેક પદો આવી ગયા છે એટલે એ પ્રકારનો અર્થસકેત તો તુરત સમજી શકશે અતિ મનોપથી એ દૃષ્ટિએ અર્થ વિચારી જઈએ

પતિવિરહથી ઘેલી થયેલ પતિવ્રતા સાધ્વી દેવી સુમતિ (શુદ્ધ ચેતના), જેણે ભાદરવાની રાતો વિરહમા ગાળી છે અને અનેક વિરહગાનો ગાયા છે, તે આનદઘન પ્રભુને પોતાને ત્યા પધારવા વિજ્ઞપ્તિ કરતા કહે છે —

(૧) મારા નાથ! શ્યામસુન્દર! આપે મને તદ્દન વગર આધારે કેમ મૂકી દીધી? મારે તે હવે કોની સાથે સ્નેહ કરવો? અને કોની સાથે બોલીચાલી કરવી? આપે મને અવગણી એટલે મારા સર્વ અવલબનો અલાપ થઈ ગયા છે, ઢકાઈ ગયા છે પતિત્યક્તા કે પતિઅપમાનિતાને આધાર પણ કોણ આપે?

(૨) મારા નાથ! મારો સ્નેહ મૂકી, મને તદ્દન નિરાશ કરી, આપ તો દૂર પધારી ગયા છો, ક્યાના ક્યા નીકળી ગયા છો, પરકીયામા લુબ્ધ થઈ ગયા છો, મને તદ્દન ભૂલી ગયા છો. મારે તે કકળાટ પણ કોની પાસે કરવો? પતિવિરહો ઘેલા અનેકી મારી પાસે જેટલા માણુનો આવે તે નરકના પાડે આપના ગુણ ગાતા મારો આખો જનમારો તે કેમ કાઢે જશે? મારાથી આપનુ વાકુ તો બોલાય નહિ અને સારુ બોલુ એટલે મારુ ઠામ કહેવાની કોઈ દરકાર કરતુ નથી પણ કરે ત્યારે આમ મારો આખો જન્મારો શે જશે?

(૩) અને વાત એ છે કે જેની વાત સાચી છે એમ કહુ તે તો રાજી થાય છે, પણ સાચી રીતે પરખ કર્યા વિના જેની વિરુદ્ધ બોલુ તેનો હુ પક્ષ કરતી નથી એમ માની એ તો જનમ સુધી મારી સામે તાણેલી નજરે જુએ છે હુ તો શુદ્ધ દશામા કોઈનો પક્ષ કરુ નહિ, પણ તેને તેમ લાગે છે[1] અને મારે ઓશિયાળી સ્થિતિમા બધાના મો જાળવવા પડે છે, એટલે કોઈને સારુ-ખોટુ લાગે કે તુરત મને ચારાં-ખાણ ગણે છે અને પતિની માનેતી હુ ન દેખાવાથી મારે દરેકનો મારા માટેનો અભિપ્રાય સાભળવો પડે છે ઓશિયાળી વિધવાની જે દશા થાય તે પતિવિરહે મારી અત્યારે થઈ રહી છે

(૪) મારા નાથ! તમારી આવી આવી વાતો મારા મનમા તો ઘણી ઘણી આવે છે,

---

૧ અહીં અર્થ જરા મોચવો પડે શુદ્ધ ચેતના પક્ષ લે જ નહિ

પણ તે કોને કહી બતાવું ? તમારી વાત કોને સંભળાવું ? ઘરની વાત કોની આગળ ઉઘાડી કરું ? તેઓ જો લહેરી કે લુચ્ચા, કપટી કે હરામખોર હોય, તો તેને જોઈ રહું છું અને તેમની પાસે તો મોટી મોટી વાત જ કરું છું અથવા તેમની પાસે મારું અંતરધન ખોની બતાવું છું મારાથી તેમની પાસે ઘરના છિદ્ર ઉઘાડાં કરાય નહિ અને આમ માલ કે ધન ખોળું તો તેમાં તેઓ મારો મુદ્દો સમજે નહિ આવા લહેરી લાલાઓ પાસે મારી વાત કરવામાં મારો શુક્કરવાર વળે નહિ અને મારું કામ થાય નહિ તેમની પાસે તો મોટી મોટી વાતો થાય, સામાન્ય ઉઘાડી વાતો રજૂ કરાય, કારણ કે એમ ન કરું તો તેઓ તો મોટી ખટપટ કરે અને પતિની ગેરહાજરીનો લાભ લેવા યત્ન કરે આ લહેરી લુચ્ચાઓની પાસે ઘરની વાત કેમ થાય ?

(૫) અને મારા નાથ ! આપ તો દરેકના ઘટ–અંતરમાં છો એમ મોટા જ્ઞાનીઓ કહી ગયા છે પણ મારા અંતરમાં આપને શોધું છું ત્યારે ત્યાં તો આપ ખોવાઈ ગયા જણાઓ છો મારા આપ પ્રત્યે ગમે તેટલો સ્નેહ છે, પણ આપ મૂર્તસ્વરૂપે મારા ઘટમાં દેખાતા નથી અને જ્ઞાનદૃષ્ટિએ હું મારા ઘટમાં આપના સંબંધી જે સ્વરૂપ દેખું છું તે તો નજરે આવતું નથી આપના અનંતજ્ઞાનાદિ ગુણો જ્ઞાનદૃષ્ટિએ દેખી શકું છું તે તો ત્યાં નજરે આવતા નથી, માત્ર ત્યાં ગુણકર વસ્તુઓ ખાસ દેખું છું, પણ આપ પોતે ત્યાંથી ચાલ્યા ગયા હો એમ લાગે છે એટલે મારા ઘટમાં–મારા હૃદયમાં–આપને ગુણકર વસ્તુ દેખાય છે પણ આપ પોતે તો ત્યાં નજરે પણ પડતા નથી

(૬) હવે તો, કાંઈ નહિ તો, આપ કાંઈ અવધિ તો આપો, કે અમુક સમય પછી મારા ઘટમાં આપ પધારશો એવી અવધિ હોય તો રાહ પણ જોઉં, વાટ જોઉં અને માનું કે અમુક અવધિ પૂરી થશે ત્યારે તો આપ જરૂર પધારશો કાંઈ પલ્યોપમ, સાગરોપમ, કાળચક્ર કે પુદ્ગળાવર્તોની મર્યાદા થાય તોપણ આશા બંધાય અને વાટ જોવાય અત્યારે તો કાંઈ અવધિ નથી, ઠામઠેકાણું નથી, આશા નથી, સમય નથી, ત્યારે મારે તો ઝૂરવા સિવાય બીજું કાંઈ નથી ! મારી આ દશા સાંભળી મારા નાથ ! હવે વેગે પધારો, જલદી મારા ઘટમાં તમારા યોગ્ય સ્થળે આવી જાઓ એટલે મારો તમારી સાથેનો વિરહ થયેલો છે તે ખલાસ કરી મારા મનની આશા પૂર્ણ કરું

આ રીતે પણ બરાબર ભાવ આવે છે અને સુમતિએ અનેક પ્રસંગે ધારણ કરેલ વલણને અનુરૂપ અર્થ તે રીતે આપણને મળી આવે છે આ તદ્દન ઊલટા દૃષ્ટિબિન્દુથી કરેલ અર્થ બતાવે છે કે સાપેક્ષ દૃષ્ટિએ વિચારતાં પરસ્પર દેખાતા વિરોધસત્ત્વોનો સમન્વય જૈનદર્શન કરી શકે છે, અને એ સમન્વય–વ્યાપાર તે નયના જ્ઞાનની ખાસ વિશેષતા છે અને અનેકાંતવાદની મહાન ફતેહ છે

**ઉપસંહાર**—આ પદના વિવેચનમાં અનેક દૃષ્ટિબિન્દુઓ વિસ્તારથી ચર્ચેલાં હોઈ તે

પર વધારે ચર્ચા કે અર્થસ્ફોટનની જરૂર લાગતી નથી ચેતનાની આ ઉપાધિ જાણીતી છે, એના વિરહગાનો સમન્વય તેવા છે અને તેની આકાંક્ષા સુયોગ્ય છે કુમતિ એવા જ વિરહ ગાન કરે તે જરા વિચિત્ર લાગે તેવું છે, પણ પતિને રમાડતી–ધમકાવતી–દબડાવતી સ્ત્રીઓ વિધવા થયા પછી પતિને માટે જે તડફાટ કરતી કે પશ્ચાત્તાપ કરતી જોવામા આવે છે તે નજર તદ્દન સાચા લાગે છે માત્ર એવા મોડા આવેલા જ્ઞાનની કે પડયા પછીના ડહાપણની બહુ કિંમત નથી, પણ એની શકયતા જરૂર છે

વાત એક જ છે કે ચેતનને એની શુદ્ધ સ્થિતિમા વિચારવામા આવે કે એની વર્તમાન અત્યાસિત દશામા વિચારવામા આવે, પણ એ બન્નેમા એને વિચારવાનો રહે છે આખી બાહ્ય કે આંતરની રચના એના પરત્વે છે અને ગમે તેમ કરીને એને એના મૂળ સ્વરૂપમા લઈ આવવાના આ વલખા છે, પ્રયત્નો છે એમાનો કોઈ પણ પ્રયત્ન લાગુ થઈ જાય અને ચેતનરાજ ઘેર આવે, ઘરને સભાળે, ઘરે સ્થિર થઈ જાય અને ઘરનાને ઓળખે તો કામ થઈ જાય તેવું છે પછી એ કુમતિના છણકા જુએ કે મોડી આવેલી અક્કલે વિચારે, એ સુમતિની શુદ્ધ ચારિત્રભાવના જુએ કે પતિદેવ તરફની એકનિષ્ઠા જુએ, ગમે તે જોઈને ઘેર આવે અને રખડુપણું વિસારે એ માટે આ સર્વ ગાન છે અને ગમે તે મુદ્દાથી સત્ય સમન્વય અને સમજીને જિવાય તો આશા પૂરી થાય તેમ છે (૯૪)

## ૫૬ પચાણુમુ

**ભૂમિકા**—જ્યા સુધી એક વાત પર મન લાગતુ નથી, ત્યા સુધી એ વાત જામતી નથી, અને સ્થિરતા, એકાગ્રતા કે શાંતિ આવતી નથી ઘણુખરુ પ્રાણી ઉપર ઉપરનો ખ્યાલ કરી વાતના આંતર સ્વરૂપમા ઊતરતો જ નથી, અને તેથી વસ્તુનો જરા પ્રકાશ પડયા, ન પડયો, ત્યા તો તે ખ્યાલ જ ખલાસ થઈ જાય છે, અને એક હકીકતથી બીજી હકીકત પર મન લાગી જાય છે મન એ અજબ વસ્તુ છે એને એક ઠેકાણે લગાડવુ એ ભારે મુશ્કેલ કામ છે આખો રાજયોગ મનના સ્થિરીકરણ માટે યોજાયેલ છે અને યમ, નિયમ, આસનાદિ સાધનો દ્વારા મનને ઠેકાણે લાવવા અને રાખવા માટે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિના હકીકતો બતાવી છે આખો યોગમાર્ગ મનને વશ કરવા માટે જ રચાયો છે અને ખાન કરીને ધ્યાનયોગની અનેક અટપટી બાબતો મનને એકાગ્ર કરવા માટે જ યોજાયલી છે છતા મનને વશ કરવાની અને એને સ્થિર રાખવાની વાત સર્વ કાળમા બહુ મુશ્કેલ દેખાણી છે પ્રાણી જોર કરીને, સયમ રાખીને, છેવટે દબાવીને પણ વચનયોગ અને કાયયોગ પર અકુશ રાખી શકે છે, પણ મન તો એટલુ લપટુ (elastic) છે કે એને એક બાજુથી દબાવવા જઈએ ત્યા બીજી તરફ છટકી જાય છે સામાયિકની બે ઘડીની શાંતિમા એને નિરાત પડતી નથી અને જગલના એકાંતમા એ

એકાગ્ર થતુ નથી એને જેમ દબાવવા કે દાસલાવવા માગીએ છીએ તેમ એ વધારે દૂર નાસતુ ફરે છે અને એને સયમમા રાખવાના પ્રયત્નોને પણ તે કટલીક વાર તો ઉથલાવી નાખે છે મહાન યોગીઓને પણ એ ટાધાયત્તા કરી મૂકે છે અને ખુદ આનંદઘન જેવા સિદ્ધ યોગીને મુખે પ્રભુ પાસે ફરિયાદ કરાવે છે કે 'હે કુંથુજિન! મનડુ કેમે કરીને માનતુ નથી ' આ અતિ મહત્ત્વનો યોગનો પ્રશ્ન છે એમણે તો એ સત્તરમા પ્રભુના સ્તવનમા ત્યા સુધી કહી નાખ્યુ છે કે કોઈ પ્રાણી કહે કે તેણે મનને સાધ્યુ છે, વશ કર્યું છે, તો પોતે તે વાત જ માનતા નથી આટલી મનની શક્તિ છે

ઉપર જણાવ્યુ તેમ, આખો ધ્યાનયોગ મન પર કાબૂ લાવવા માટે યોજાયેલ છે આવી હકીકત હોવા છતા 'જિમ જિમ જતન કરીને રાખુ, તિમ તિમ અળગુ ભાગે,' —એને (મનને) જેમ જેમ પ્રયત્ન કરીને કબજે રાખવાનો પ્રયાસ કરવામા આવે છે, તેમ તેમ એ દૂર જ નાસતુ જાય છે અત્યારે જ તમે નિર્ણય કરો કે આજે દૂધપાક ખાવો ? નથી તો દિવસમા અનેક વખત એની સખ્ખાઈ, એમા પડેલા ચોખા કે બદામના કે પિસ્તાના ટુકડા તમારી આતર આખ સન્મુખ આ યા વગર નહિ રહે મતલબ, વચન કે કાયા પર સયમ પરાણે પણ લાવી શકાય છે, પણ મન પર સયમ લાવવો એ ભારે મુશ્કેલ વાત છે અને સસારમા પડેલા, પુદ્ગળના વિલાસમા રાચેલા વહેવારુ પ્રાણી માટે એ તદ્દન અશક્ય નહિ તો ભારે મુશ્કેલ વાત છે છતા મન પરના કાબૂ વગર છેડો નથી તે માટે અનેક પ્રકારો અને ઉપાયો યોગીઓએ બતાવ્યા છે એને માટે અનેક આસન, જપ, સ્થાન શોધન વગેરે બતાવ્યા છે અને શરીર પર જય કરવા કેટલાકે તો હઠયોગના પ્રયોગો પણ બતાવ્યા છે રાજયોગ અને હઠયોગના પરસ્પર સબધ અને આદેયતાના ઘણા રસિક વિષય પર અત્ર ચર્ચા કરવા ન રોકાઈએ, પણ મન પર વિજય મેળવવાની આવશ્યકતા સર્વ યોગીઓએ સ્વીકારી છે એમા બે મત નથી એ વાતને સ્વીકારી સમજી લઈએ

'मन एव मनुष्याणा कारण बन्धमोक्षयो '—એટલે સસારબધન કે કર્મબધનુ કારણ મન છે અને સર્વ કર્મથી મુક્તિ મેળવવારૂપ મોક્ષપ્રાપ્તિનુ કારણ પણ મન છે—એ સૂત્રની પાછળ ભારે રહસ્ય રહેલુ છે આખા ચક્રભ્રમણમા નાખનાર એ જ મનને જો કબજે કર્યું હોય તો એ સસારપાતમાથી બચાવે, આટલી મનની શક્તિ અને સ્થિતિ હોવાથી એને એક ઠેકાણે બાધવાની ખાસ જરૂર છે જેઓ યોગમા પ્રગતિ કરી રહ્યા છે, જેઓ સસારનો સર્વથા ત્યાગ કરી રહ્યા છે, જેઓ જગલમા કે પર્વતના શિખર પર બેસી ચેતનરાજને ધ્યાવી રહ્યા છે, તેની વાત બાજૂ ઉપર રાખીએ, તો આપણા જેવા સામાન્ય વહેવારુ પ્રાણી માટે તો ભારે મૂચવણનો સવાલ થઈ પડે પણ એમ મૂઝાવાની જરૂર નથી એ મૂઝવણ કેવી રીતે દૂર થાય તેનો ઉપાય આ પદમા બતાવ્યો છે સસારમા રહી સાસારિક કાર્યો કરનાર પણ ધારે તો યોગમાર્ગે પ્રગતિ કરી શકે છે એનો અહીં માર્ગ સૂચવ્યો છે

પ્રાણીસમૂહના ત્રણ વિભાગ પાડવામા આ યા છે જેઓ વિશુદ્ધ માર્ગ સ્વીકારી તેના

ઉપર જ સર્વ ધ્યાન લગાડી પ્રગતિમા જ રચ્યાપચ્યા રહે તે 'સુસાધ્ય' કોટીના આત્મા છે તેઓનો ચેતનરાજ તડ મળતા સડસડાટ સાધ્યે પહોચી જાય છે આવા ચેતન ભારે આત્મબળવાળા, પણ ઘણી નાની સખ્યામા હોય છે એ તો પુદ્ગળપ્રસગ છોડે એટલે એની સામુ ન જુએ, તજવી ત્યારે એક એક શુ? એકસાથે ધડાકો અને છેડો છૂટી જાય એવી 'ધન્ના' જેવી એમની દશા હોય. અત્ર કથન છે તે એવા સુસાધ્ય કોટિના જીવ માટે નથી છેલો વિભાગ 'અસાધ્ય' કોટિનો છે એને પ્રગતિનો દાદર દેખાવાનો નથી, મળે તો ઓળખાવાનો નથી, અને કદાચ તેની નજીક એ આવી ચડે તો તેની પાસે જવાની તેની ઇચ્છા પણ થવાની નથી આ પ્રકારના પ્રાણીને પણ આ પદમા સ્થાન નથી પણ પ્રાણીનો ઘણો મોટો ભાગ 'કષ્ટસાધ્ય'ના વચલા વિભાગ પર હોય છે એને પ્રગતિના પ્રત્યેક પગથિયે પગ સ્થિર કરવા પડે છે, એક પગલુ આગળ ચઢતા તેને કડો ભવ કરવા પડે છે અને છતા કોઈવાર ધમાલ કે વાવાઝોડુ થઈ આવે તો એકાદ કે વધારે પગથિયા ઊતરી પણ જાય એવી સ્થિતિના હોય છે આ મધ્યમમાર્ગી જીવો પૈકી કેટલાક ત્યાગી હોય છે, કેટલાક અલ્પાગ્રે માર્ગ પર પ્રયાણ કરનારા હોય છે અને કેટલાક ધીમી ઉતાવળી પ્રગતિ કરવામા ઉત્સુક હોય છે, છતા ઇંદ્રિયના વિષયોનો સર્વથા ત્યાગ કરનારા હોતા નથી

આ કષ્ટસાધ્ય વર્ગના પ્રાણીએ પોતાની સ્થિતિ સુધારવા મધ્યમ માર્ગ કેવી રીતે નેવવો એની વાત અત્ર કરી છે અહીં જરા સ્પષ્ટતાની ખાતર એક વાત જણાવવાની જરૂર છે કે બાહ્ય ત્યાગને અહીં સબધ નથી સસારનો ત્યાગ કરવાવાળાનો મોટો ભાગ પણ કષ્ટસાધ્યની કોટિમા આવે છે, કારણ કે સ્થૂળ ત્યાગ અને આતર ત્યાગ વચ્ચે ઘણો તફાવત છે આ પદમા જે વાત કરી છે તે આત્માને શોધનાર, તેની પ્રગતિ માટે પ્રયાસ કરનાર, તેના અતિમ સાધ્ય મોક્ષમા માનનાર અને છતા ઇંદ્રિયભોગ, વિષયવિકાર અને પુદ્ગળના સબધને ન છોડનાર સામાન્ય કક્ષા પર રહેલા જીવોની જ છે એના સાધુ–શ્રાવકના વેશને સબધ નથી અદરની જાગૃતિ અને ત્યાગની વાતને વહેવારુ દેખાવ કે વર્તન સાથે કદી પણ ગૂચવવા યોગ્ય નથી એ વાત લક્ષ્યમા રાખવી. આટલી પ્રસ્તાવના આ પદના સ્પષ્ટીકરણ માટે જરૂરી ધારી છે

પ્રભુનામ લેવાનુ કારણ માત્ર સાધ્યને લક્ષ્યમા રાખવા પૂરતુ જ છે પ્રભુ કાંઈ મોક્ષ આપી શકતા નથી, અને પારકાનો આપેલ મોક્ષ મળી પણ શકતો નથી માત્ર એ જેવા ત્યાગી થઈ ચિદ્ઘનાનદમા મગ્ન થઈ ગયા છે એવા પોતાને થવું છે એની સાધ્યસન્મુખતા માટે પ્રભુનામરટણ છે, પણ એના મહિમામા એક વિશેષતા છે તમે પત્નીની વાત યાદ કરશો તો વિકાર થશે, તમે માલ કે કેસની વાત કરશો તો અનેક વિકારો (–ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, અસૂયા, મત્સરાદિ) જાગ્રત થશે, પણ પ્રભુનામ લેશો તો એમા કોઈ વિકાર નહિ જાગે, એમા કોઈ સ્વાર્થની વાતને પ્રાધાન્ય નહિ મળે, એમા શાત વાતાવરણ,

અસાધારણ પુરુષાર્થનો વિજય અને સર્વ ઉપાધિના ત્યાગની વાતો જ ધ્યાન પર આવશે આટલો મહિમા પ્રભુની સેવનાનો છે એની અસર સેવા કરનારને જબરી થાય છે એટલે તમને જો ખરેખરી આત્મપ્રગતિની લલના લાગી હોય તો તમારા મનને પ્રભુમા જોડી દો, અન્ય કામમા જોડાયેલા હો તો તે વખતે પણ અંદરની આકાક્ષા પ્રભુ તરફ જોડાઈ જવાની રાખો એમા જેટલો વખત જાય તેટલો ધન્ય સમય ગણાવો જોઈએ સાધ્યને માટે આવી લે' લાગે ત્યારે જ સાધ્ય પ્રાપ્ત કરવાની વૃત્તિ થાય છે પણ સંસારના વ્યવહારમા પડેલા—આડાઅવળા વેપારની ગૂંથણીની જાળમા ગૂંચવાઈ ગયેલા—ને આખો વખત પ્રભુનામ સ્મરણ કરવાનુ બને નહીં, તેણે બનતી તકે પ્રભુનામોચ્ચારમા, પ્રભુસેવાના કાર્યમા રસ લેવો જોઈએ અને ન બને ત્યારે એના તરફ પ્રેમભક્તિ અને તીવ્ર ઇચ્છા રાખવી જોઈએ કારણ કે અમુક વસ્તુ પ્રાપ્ત કરવા માટે જ્યા સુધી ખૂબ તીવ્ર ઇચ્છા ન થાય ત્યા સુધી એ મેળવવા માટે પ્રામાણિક પ્રયત્ન થતો નથી અને પ્રયાસ વગર તો કોઈ જાતનુ પરિણામ બતાવી શકાતું નથી માટે જ્યા પહોચવુ હોય, જેવા થવુ હોય, જેની પ્રાપ્તિ કરવી હોય, તે ભાવ, તે સ્થાન અને તેની આદેયતા મન પર વારવાર લાવવી ઘટે એટલા માટે કષ્ટસાધ્ય મધ્યમમાર્ગી જીવોએ ચેતનને લાઈન પર રાખવા માટે પોતાના સાધ્ય અરિહંત ભાવ તરફ કેવી રીતે ધ્યાન આપવુ ઘટે, અને તેની પ્રાપ્તિ માટે કેવી તાલાવેલી ધરાવવી ઘટે તેની અત્ર વ્યવહારુ દાખલા સાથે વાત કરી છે

૫૦

(રાગ—અહીઓ વેનાતન યાને અનહિયો વેનાતિ)

ऐसे जिन चरणे चित्त ल्याउ रे मना,
ऐसे अरिहंत के गुण गाउ रे मना. ऐसे०

उदर भरनके कारणे, गौआ वन मे जाय,
चार चरे चिहु दिस फिरै, वाकी सुरति वछरूआ माहि रे ऐसे० १

**અર્થ**—એવી રીતે હે મન ! (ચેતન ! આત્મા !) તુ જિનેશ્વર મહારાજના ચરણ કમળમા ચિત્ત લગાવ, હે મન ! એવી રીતે તુ અરિહંત મહારાજના ગુણ ગા, ગુણનુ ગાન

---

**પાઠાંતર**—ऐसे—એક પ્રતમા એને આ પંક્તિને છેડે મૂકે છે બોલવાની રીત પર તેનો આધાર છે ચરણે—ચરને ગૌઆ—ગઉઆ ચરે—ચરૈ વછરૂઆ—છોરૂઆ માહિ—માહે

**શબ્દાર્થ**—ऐसे = એવુ એવી રીતે જિનચરણે = પ્રભુને પગે જિનેશ્વર ભગવાનમા, ભગવાનના ચરણકમળમા ચિત્ત = મન લ્યાઉ = લગાડ લગાવ મના = હે મન ! અરિહંત = શત્રુને હણનાર કષાયાદિ અંતરરિપુને હણનાર ગાઉ = ગા, ગાઓ ઉદર ભરન = પેટ ભરવા, ચારો ચરવા કારણે = માટે કાજે, વાસ્તે સારુ ગૌઆ = ગાયો વનમે = જગલમા ચાર = લીલુ ઘાસ ચરે = ઘાસ વગેરે ફરીને ગોધીને ખાય ચિહુ = ચારે દિસ = દિશાએ ફિરે = ફરે આથડે વાકી = તેનુ સુરતિ = ધ્યાન મન વછરૂઆ માહિ = વાછરડામા, બચ્ચામા નર હોય તો વાછડો, નારી હોય તો વાછડી વાછરૂ કે વાછરડુ એ બન્ને જાતિ સામાન્ય શબ્દ છે

કર. (કેવી રીતે ? તે પર દષ્ટાંત આપે છે ) પોતાનુ પેટ ભરવા માટે ગાય જંગલમાં જાય છે, ચારો ચરે છે અને ચારે દિશાએ હરે ફરે છે, પણ એનું મન–એનુ ધકધ્યાન–તો (સાથે આવેલા કે ઘેર રહેલા) વાછડામા (આખો વખત) હોય છે (૧)

**વિવેચન**—રખડુ મન જ્યા ત્યા દોડી જાય છે, તેને શિખામણ આપે છે મન પોતે પૌદ્ગલિક છે એ બાહ્ય સન્મુખ હોય ત્યારે ઇદ્રિય દ્વારા બાહ્ય વસ્તુના સબધમા આવે છે એને ઈદ્રિયના વિષયમા લગાડયુ હોય તો એ રસના સબકડા લીધા કરે, આઈસક્રીમે જીવન સફળ માને, સુગધમા રાચી જાય, સારા કપડામા મોહી જાય, સારા ઘર–બગલામા સતોષાઈ જાય અને સારી, ગદી કે ઘેલી વાતોમા મચી પડે પણ એજ મનને જો પ્રભુ સેવામા જોડયુ હોય, તો એ સાધ્યને સન્મુખ રાખવાના કામમા ખૂબ મદદ કરે. સાધ્ય જ્યા સુધી સામે ન રહે ત્યા સુધી તેને માટે પાકો પૂરતો ચીવટવાળો પ્રયાસ થતો નથી, એ તો આપણો દરરોજનો અનુભવ છે સસારીના મનોરથ સસારી જ હોય. એને દીકરા દીકરીના વેવાવાળ કરવા, એને ધનના ઢગલા કરી સરવૈયા કાઢવા, આવી ક્ષુલ્લક બાબતોમા પડી રહેવુ ગમે છે પણ એને નિર્ણય હોય કે આ સર્વ ક્ષણિક છે, અને પોતાનુ અવિચળ સ્થાન તો જુદુ જ છે, એ જેણે પ્રાપ્ત કર્યુ છે તેના જેવા થવા માટે તેને પોતાની ભાવના ભૂમિમા રાખવા વટે, આખો વખત ન બને તો જ્યારે બને ત્યારે એના પર લય લગાડવી ઘટે, એમ થાય ત્યારે એવા થવાય અને એવા થવાય ત્યારે આ રખડાટનો અત આવે મધ્ય કોટિના કષ્ટસાધ્ય વર્ગના પ્રાણી આ ભાવનાભૂમિમા અરિહત મહારાજને કેવી રીતે રાખી શકે તેને માટે અહીં થોડા દાખલા આપ્યા છે

હે ચેતન! તુ એવી રીતે જિનેશ્વર મહારાજના ચરણમા મનને લગાડ અને હે મન! તુ તારા સાધ્ય અરિહત પરમાત્માનુ એ રીતે ગુણગાન કર એ રીતે એટલે કઈ રીતે? તેના દાખલા આપે છે પ્રથમ દાખલો તિર્યંચની ભૂમિકામાથી આપે છે બીજો દાખલો માનવીની ભૂમિકામાથી આપે છે ત્રીજો દાખલો નટ–નાટકની ભૂમિકામાથી આપે છે ત્રણે દાખલા ખૂબ મનન કરવા યોગ્ય છે, આપણે એ દાખલાઓ વિચારીએ

પોતાનુ પેટ ભરવા માટે ગાય જગલમા જાય છે એ ચારો ચરવા માટે ખેતરે ખેતરે ફરે છે એની વાછડી તો એના માલિકના ઘેર બાધેલી હોય છે, અને મા હરે–ફરે, ચરે કે ગાજરે, પણ એનુ મન તો ઘેર રહેલી પોતાની વાછડીમા જ હોય છે આ પ્રમાણે ઉદરભરણ માટે કામ ચાલે ત્યારે પણ તેની લલના અને વૃત્તિ તો પોતાના બચ્ચા તરફ જ હોય છે અહીં ચિત્ત અને મન એકાર્થવાચી–પર્યાય શબ્દો છે ચિત્તનો વિષય નવુ જાણવાનો અને મનનો વિષય જાણેલાનુ મનન કરવાનો હોય છે, પણ આ પદમા ચિત્ત અને મનને પર્યાયવાચી શબ્દો તરીકે વાપરેલા જણાય છે કહેવાની વાત એ છે કે અતરાય કર્મના ઉદયથી કે ભોગાવળી કર્મ બાકી રહેલ હોવાને કારણે કે ત્યાગ માટે જોઈતો પુરુષાર્થ કે હોવુ જોઈતુ આત્મબળ પૂરતા પ્રમાણમા અદર ન હોય તો કદાચ સસારનો ત્યાગ થઈ શકતો

નથી તેવા કારણે ઘરબાર કે કુટુંબપરિવારનો ત્યાગ ન થઈ શક્યો હોય તોપણ તેથી નાસીપાસ થવું નહિ ન બની શકે તેને માટે મનમાં ખેદ રાખવો, પણ ભાવના અને આદર્શ તો સ્પષ્ટ રાખવા, અને ક્યારે એ આદર્શે પહોંચાય તેની ઊંડી પણ પાકી રચના રાખવી આવી રીતે પોતાના કે પોતાના કુટુંબના ભરણપોષણ માટે વેપારધંધો કે નોકરી કરનાર પોતાનું કામ ચાલુ રાખે ત્યારે પણ એની વૃત્તિ તો અંદરખાનેથી ગાયની જેવી રહે છે એ સંસારના કાર્યો કરજ તરીકે કરે, સાક્ષીભાવે કરે, એની સાથે તાદાત્મ્ય થવા ન દે, અને મનના જ્યારે બને ત્યારે પોતાની મૂળ સ્થિતિએ પહોંચવાની ભાવના રાખે કાર્ય કે ક્રિયા ચાલે તે દરમ્યાન પણ પ્રભુના નામસ્મરણ તરફ 'સુરત' રાખે અને એમ થાય એટલે એના કર્મબંધનમાં રસબંધ ઘણો પાતળો પડે, એની વિકાશ બહુ ઓછી થાય અને એ રીતે એ પોતાના સાધ્ય તરફ ધીમી પણ ચોક્કસ ગતિ કરતો રહે.

આમાં સાક્ષીભાવે કામ કરવાની વાત કહી, સાંસારિક ક્રિયા કરતી વખતે પણ 'સુરત' પરમાત્મપદસ્મરણ અને નામોચ્ચારણની રાખવી અને કર્મોદયે ત્યાગ ન થઈ શકે તો આદર્શ સુસ્પષ્ટ રાખવો અને તેને અંતર સન્મુખ સર્વદા રાખવો એ અતિ મહત્ત્વની વાત કરી આ પ્રમાણે જીવનક્રમ ગોઠવાઈ જાય તો ત્યાગ ન કરી શકનાર બાહ્ય નજરે સંસારમાં રહેલા અને પડેલા પ્રાણીને પણ વિકાસક્રમમાં આગળ ધપવાનો રસ્તો સાંપડી શકે તેમ છે (૧)

सात पाच साहेलीया, हिल्मिल पाणी जाय,

ताली दिये खडखड हसे, वाकी सुरति गगरूआ माहि रे. जैसे० २

**અર્થ**—(બીજો દાખલો) પાંચ-સાત સાહેલી-સખીઓ સાથે હળીમળીને પાણી ભરવા જાય, ત્યારે (રસ્તે) અરસપરસ તાળી આપે, સુખેથી ખડખડાટ હસી પડે, પણ (આખો વખત) એનું ધ્યાન તો (પાણી ભરેલ) ગાગર તરફ જ હોય છે (૨)

**વિવેચન**—એક બીજો દાખલો આપી સાક્ષીભાવ અને સાધ્ય સન્મુખ દૃષ્ટિ બીજી રીતે બતાવે છે પનઘટથી પાણી ભરીને પાછી વળતી પાંચ સાત બહેનપણીઓ ભરેલા બેડા સાથે રસ્તા પર ચાલી આવતી હોય, વાતો કરતી હોય, સામેથી આવતી સખીઓ સામે ઊભી રહી તેને તાળી આપતી હોય, તેની સાથે ખડખડાટ હસતી હોય, બીજી સખી વાત કરે ત્યારે તેમાં ટાપસી પૂરતી હોય, ઠઠ્ઠામશ્કરીમાં રોગન ખાતા સાથેની સખીને ગળે હાથ મૂકતી હોય, આવી અનેક ઘટના કરતી હોય, છતાં આખો વખત એનું ધ્યાન તો માથા પરની ગાગરમાં જ હોય છે એટલે બાહ્ય નજરે એના ખડખડાટ અને ધમધમાટની પાછળ

પાઠાંતર—ખડખડ-હડહડ દિયે-દિયૈ હસે-હસૈ

શબ્દાર્થ—સાતપાચ = પાંચ-સાત સાહેલિયા = બહેનપણીઓ સખીઓ હિલમિલ = હળીમળીને સાથે થઈને પાણી જાય = પાણી લાવવા-ભરવા જાય તાલી દિયે = મશ્કરી કરી હાંસી ઉડાવવી, એ સામ સામે હાથ લગાડી રતનનો અવાજ મશ્કરીમાં કરવો ખડખડ = મોટેથી અવાજ કરીને ગગરૂઆ = ગાગર, પાણી ભરવાનું નાનું વાસણ હિંદીમાં મોટા ઘડાને 'ગગરા' કહે છે

એની 'સુરત' તો ગાગર ઉપર જ રહે છે તેમ જ પ્રાણી કદાચ કર્મયોગે સંસારમાં હોય કે પૌદ્ગલિક પ્રસંગમાં આવી પડ્યો હોય, પણ એના મનની ઊંડી ભાવના તો પોતાના મૂળ ધ્યેય તરફ જ હોય છે એની નજરમાંથી ગાગર દૂર થતી નથી, એ એ ગાગરની ઉપેક્ષા કરતો નથી સંસારમાં રહેવું પડે તોપણ આત્માનું અહિત ન થાય અને એની પ્રગતિમાં પગલાં પડે એટલી દૃષ્ટિ જો પ્રાણીની રહે તોપણ એને નકારાત્મક લાભ તો જરૂર થાય સાવધાન પ્રાણી સંસારમાં રહે તોપણ એ વધારે પડતું અહિત કરી ઉત્ક્રાન્તિ બગાડી નાખે નહિ એ હસે, ખેલે, દુકાને બેસી વ્યાપાર કરે, પણ એના નજર અન્તર્મુખ અંદર ખાનેથી જિનગુણજ્ઞાનની લોલુપતા હોય છે, જિન જેવા થવાની ભાવના હોય છે, પોતે જિન થઈ જાય તેવા માર્ગે વિહરવાની લીન ઇચ્છા હોય છે આ બીજો દાખલો થયો (૨)

नटुआ नाचे चौक मे र, लोक करे लख सोर,
वास ग्रही वरतें चढे, वाको चित्त न चले कहु ठोर रे ऐसे० ३

અર્થ—(ત્રીજો દાખલો) બજાણીઓ-નટ જાહેર રસ્તા પર-ચોકમાં નાચે છે અને ચારે તરફ લોકો ભાતભાતના લાખો અવાજ કરી રહ્યા હોય છે તે વખતે હાથમાં વાંસડો લઈ એ દોર પર ચડે ત્યારે એનું ચિત્ત બીજી કોઈ જગ્યાએ કે ઠેકાણે ચલાયમાન થતું નથી (૩)

વિવેચન—એક વધારે દાખલો આપે છે થાળીમાં પગ રાખી દોર પર ચાલતો નટ જોયો હશે. એલાચીકુમાર નટડી પરના પ્રેમ ખાતર કેટલો નાચ્યો—દૂધી તે વાંચ્યુ હશે એવો બજાણીઓ જ્યારે હાથમાં મોટો વાંસડો લઈ દોરડા પર ચડે છે, ત્યારે લોકો એના સાહસથી ચકિત થાય છે, 'એ પડ્યો! એ ખલાસ!'—આવા અનેક બૂમબરાડા હજારો પ્રેક્ષકો કરે છે, બજારના ચોકમાં નીચે મોટે અવાજે ઢોલના ઢેકારા દેવાતા હોય છે સહાયક નટ એને ઉશ્કેરતો 'ચલત બચ્ચા' સુણાવતો હોય છે અને ચારે તરફ આશ્ચર્ય અને ઉશ્કેરણીનું વાતાવરણ હોય છે, પણ એનું મન તો વાંસ પર જ હોય છે, પોતાની સમતા (equilibrium) ન છૂટી જાય, પોતે જમીન ભેગો ન થઈ જાય, એ ખ્યાલથી એ હજારો લોકોના સારા માઠા અવાજ કે ઢોલના ધ્વનિની દરકાર કરતો નથી, એની નજર તો પોતાના પગના અંગુઠા પર અને હાથમાં પકડેલા વાંસ પર જ હોય છે આ રીતે તમે સંસારના ગમે તે કામ કરતા હો, તે વખતે લોકો તરફ કે લોકોના કહેવા તરફ ધ્યાન ન આપતા તમે તમારું ચિત્ત આત્મહિત તરફ લગાડજો ક્યારે અવસર મળે અને જિનસેવા કરું, ક્યારે અવસર મળે અને જિનસ્તવન કરું—એ વાત પર લક્ષ નાખજો જીવનનું સાફલ્ય થાય છે, અંતિમ ધ્યેય

પાઠાંતર—ચૌક મે—ચોકમે, ચૌક મે લખ—લોક વાસ—વાંસ વરતે—વરતૈ

શબ્દાર્થ—નટુઆ = નટ, બજાણીઆ ચૌ મે = બજારના લોક = જોનાર જનતા પબ્લિક લખ = લાખો હજારો, મોટી સંખ્યામાં ભાતભાતના સોર = અવાજ બૂમાબૂમ વાસ = વાંસડો ગ્રહી = પકડી હાથમાં લઈ વરતે = ઉપર (દોરા ઉપર) વાસ એ સ્વાનો દોર કહુ = કોઈ ઠોર = ઠેકાણે

પણ તેનો ભાવ તો પ્રત્યેકપ્રાણી માટે છે—ભવિષ્યમાં જેની કાળી દાઢી થવાની હોય અથવા ભૂતકાળમાં જેની દાઢી કાળી થઈ ગઈ હોય. મતલબ, એ દેવીએ પ્રત્યેકને પોતાને સ્વાધીન રાખ્યા છે અને દરેકની પાસે તોબા પોકરાવી છે ઉપર જણાવ્યું તેમ, એણે ઇન્દ્ર કે ચક્રવર્તીને પણ છોડયા નથી, પછી સામાન્ય પ્રાણીની તો વાત જ શી કરવી? આવી કુલટા હોવા છતા, અથવા કાળી દાઢીવાળા કોઈ જુવાનને મે જતો કર્યો નથી છતા, હજુ સુધી હું બાળકુમારી છુ, નૈષ્ઠિક બ્રહ્મચારિણી છુ આનું કારણ એક જ છે એ દેવી પ્રત્યેક પ્રાણી સાથે સબધમાં આવે છે, એની ગતિ, આગતિ, શરીર વગેરે અનેક બાબતોની વિગત ગોઠવી આપે છે, છતા એને પોતાને એની સાથે કાંઈ પણ લેવા દેવા નથી પ્રાણીએ પોતે જે કર્મો બાધ્યા હોય, જે કર્મો ભોગવવાનો સમય આવી પહોચ્યો હોય, જે કર્મો ભોગવવાનો એ ગતિમાં સ્વભાવ હોય તેનુ સમુચ્ચયીકરણનુ કાર્ય આ મહાદેવી કરે છે, પ્રાણીને પ્રત્યેક ભવમાં જતી વખતે આ આખો જીવનક્રમ ગોઠવી આપે છે, પણ એ સર્વની સાથે પોતે તો અલિપ્ત જ રહે છે એ કર્મને ક્રમસર ગોઠવી આખા ભવના પ્રત્યેક પ્રસગને યોજી આપે અને પછી આઘી બેસી જાય હોણહાર વસ્તુની સકલના કરી આપનાર આ દેવી તો હજુ કાચા કુવારા જ છે માવી દેવીના પતિ! વિચાર કર! આમાં પુરુષ કોણ અને નારી કોણ? આમાં ધણી કોણ અને બૈરી કોણ? આ વાતની ચોખવટ થશે તો સમજાશે કે આમા તારા માનેલા પુરુષાર્થને કયા અને કેટલુ સ્થાન છે તું આખી વસ્તુસ્થિતિનુ કેદ્ર હોવા છતા સાડી પહેરેલ બૈરી તને કેવો નાચ નચાવે છે, તેનો વિચાર કર! પ્રાણી માને કે પોતે ધણી છે, પુરુષ છે અને ભવિતવ્યતા તેની ઘરની રાણી કે બૈરી છે પણ વાસ્તાવિક રીતે એમાં ધણી કોણ છે અને બાઈડી કોણ છે તે ખરેખર વિચારવા જેવુ છે ભવિતવ્યતાનુ ખરુ સ્વરૂપ ખ્યાલમાં આવશે, પચ સમવાયી કારણમાં એનુ સ્થાન મનમાં બરાબર ચોખવટ સાથે સ્પષ્ટ થઈ જશે, તો આ ત્રીજી ગાથાનો અતર્ગત વિરોધ સમજમાં બરાબર આવી જશે

કોઈ પણ કાર્ય થવાને અગે પાચ સમવાયી કારણો બતાવવામાં આવ્યા છે તે પાચેની હાજરી હોય તો જ કામ બને છે પાચમાનુ એક પણ કારણ હાજર ન હોય તો વાત ભાગી પડે છે તે પાચ કારણો પૈકી ભવિતવ્યતા એક હોઈ બહુ સક્ષેપથી પાચ સમવાયી કારણોને વિચારી જઈએ —

૧ કાળ—વસ્તુઉત્પત્તિનો સમય પાકવો જોઈએ અમુક કલાક ગયા પછી જ દૂધનું દહીં થાય, ઉન્હાળો બેસે ત્યારે જ આબો પાકે, યુવાનીમાં કેશ કાળા થાય અને ઘડપણમાં સફેદ થાય, ઉત્સર્પિણી-અવસર્પિણી આરા પોતપોતાનો ભાવ ભજવે.

૨ **સ્વભાવ**—વસ્તુનો સ્વભાવ હોવો જોઈએ લીંબડો વાવે ત્યા આબા ન થાય, સ્ત્રીને મૂછ ન ઊગે, અગ્નિની જ્વાળા ઊચી જ જાય, સૂઠથી વાયુ ઉપશમે, હરડેથી રેચ લાગે, મતલબ, વસ્તુ કાળે પાકે તે ઉપરાત તેનો તે પ્રકારે ઉત્પન્ન થવાનો સ્વભાવ હોવો જોઈએ

૩ **ભવિતવ્યતા (નિયતિ)**—ભાવીભાવ તે પ્રમાણે બનનાર હોવો જોઈએ આમ્રા પર કાળબળે મોર આવે અને સ્વભાવે તે થઈ આવે પણ તેમાંના કંઈક ખરી જાય, અને ભાવીભાવ હોય તેની કેરી (આંબો) થાય કાળ અને સ્વભાવ હોય છતા બધા મોરના આંબા (કેરી) થતા નથી. નિયતિવશ અણધાર્યું મળી જાય, ધારેલુ દૂર હડી જાય. કોયલ ઉપર નીચેથી પારધીએ બાણ તાક્યુ છે, ઉપર બાજ પક્ષી (સીંચાણો) તેના ઉપર ત્રાપી રહ્યો છે, પારધીને સર્પ કરડે છે, તેની પીડામા બાણ છટકે છે, બાજને વાગે છે, બાજ મરી જાય છે, પારધી ઝેરથી પીડાય છે અને ચોમેરથી ફસાયેલી કોયલ બચી જાય છે આ રીતે કાળ અને સ્વભાવ હોય છતા ભાવીભાવ હોય તેમ બને છે, માત્ર કાળ અને સ્વભાવની અનુકૂળતાથી કામ બની આવતું નથી

૪ **કર્મ**—વસ્તુઉત્પત્તિ કે કાર્યનિર્માણમા તે પ્રકારની કર્મની અનુકૂળતા જરૂરી છે કાળ, સ્વભાવ અને ભાવીભાવ જેટલી જ અગત્ય કર્મની છે કર્મથી કેટલાયે અર્ધમૂર્ખ સ્થિતિવાળાને કરોડો મળતા જોવામા આવે છે અને ગણતરીબાજ રખડી પડતા જોવામા આવે છે રાયરંકપણું, સાજામાંદાપણુ, કીર્તિઅપકીર્તિનો વિસ્તાર કર્મ ઉપર આધાર રાખે છે

૫. **ઉદ્યમ-પુરુષાર્થ**—કર્મને ઉત્પન્ન કરનાર પણ ઉદ્યમ છે અને જાણીતી વાત છે કે સૂતેલા સિંહના મુખમા કોઈ હરણીયા આવીને પડતા નથી અનાજને પાકવાના સ્વભાવ હોય, સમય થઈ ગયો હોય, તેમ થવુ બનવા યોગ્ય હોય, અને તેવુ કર્મ પણ હોય, છતા હાંડલીમા ઓર્યા વગર અનાજ થતુ નથી વસ્તુત વિચારતા કર્મ પુત્ર છે અને ઉદ્યમ પિતા છે ઉદ્યમથી સર્વ શક્ય છે અને અનત પુરુષાર્થથી કર્મનો સર્વથા નાશ પણ થઈ શકે છે

આ પાચ કારણો પૈકી આપણે મહાદેવી ભવિતવ્યતાને આ પદમા બરાબર ઓળખવા જોઈએ ચાલુ સમજણ માટે ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ પાચ સમવાયી કારણના પાચ સ્તવનો બનાવ્યા છે તે અન્યત્ર પ્રસિદ્ધ થયેલ છે છઠ્ઠુ સ્તવન એ પાચે કારણનો સમન્વય કરનાર છે આ ગ્રથને છેડે એ છએ સ્તવનો પૂરવણી તરીકે આપ્યા છે અત્ર ભવિતવ્યતાનુ ત્રીજુ સ્તવન પ્રસ્તુત હોઈ રજૂ કરીએ પાચે કારણોની વાત અનેકાંતવાદને ભારે સમર્થન કરે છે તેનો વિચાર પણ કરવા યોગ્ય છે તે વાચક કરશે અત્ર આપણી નાયિકા દેવી ભવિતવ્યતાનો પરિચય કરીએ —

[1]કાળ કીશ્યુ કરે બાપડો જી, વસ્તુસ્વભાવ અકાજ,[2]
જો નવિ હોય ભવિતવ્યતા જી, તો કીમ સીઝે [3]કાજ રે
પ્રાણી મ કરો મન જજાળ, ભાવીભાવ નિહાળ રે પ્રાણી મ કરો૦ ૧

[4]જળનિધિ તરે જગલ ફરે જી, કોડી જતન કરે કોય,
અણભાવી હોવે નહિ જી, ભાવી હોય તે હોય રે પ્રાણી૦ ૨

૧ 'કપૂર હોવે અતિ ઊજળો રે' એ દેશી ૨ નકામો ૩ કાર્ય ૪ સમુદ્ર

આએ મોર વસતમા જી, ડાળે ડાળે કેઈ લાખ,
કેઈ ખર્યા કેઈ ખાખટી જી, કોઈ આશ્રા કેઈ [1]સાખ રે પ્રાણી૦ ૩

[2]બાઉન જેમ ભવિતવ્યતા જી, જિણ જિણ દિશિઉં જાય,
પરવશ મન માણુસ તણુ જી નણ[3] જેમ પુઠે ધાય રે. પ્રાણી૦ ૪

નિયતિનશે નણચિંતવ્યુ જી આવી મળે તતકાળ,
[4]વરસા સોનુ ચિંતવ્યુ જી, નિયતિ કરે વિસરાળ રે. પ્રાણી૦ ૫

બ્રહ્મદત્ત ચક્રી તણાજી, નયણ હણે ગોવાળ,
દેવ સહસ[5] જસ દેવતા જી, દેહ તણા [6]રખવાળ રે. પ્રાણી૦ ૬

કોકુહો[7] કોયલ કરે જી, કેમ નાખી રાકે પ્રાણ,
આહેડી[8] શર તાકીઓ જી, ઉપર ભમે સીચાણ[9] રે. પ્રાણી૦ ૭

આહેડી નાગે ડસ્યો જી, બાણ વાગ્યો સીચાણ,
કોકુઓ ઊડી ગયો જી, જુઓ જુઓ નિયતિ પ્રમાણ રે પ્રાણી૦ ૮

શસ્ત્રહણ્યા[10] સગ્રામમા જી, [11]રાને પડયા જીવત,
મરિમાથી માનવીજી, [12]રાખ્યા નહિ રહત રે. પ્રાણી૦ ૯

આ નિયતિવાદ થયો આ પાચ સમવાયી કારણની વિશેષ હકીકત અને ચર્ચા સન્મતિ તર્કમા આપવામા આવી છે પાચેની ઉપયુક્તતા સ્વીકારી સર્વ મતવાળાનો ત્યા સમન્વય કર્યો છે આપણી દેવી ભવિતવ્યતા કેટલા બળવાન છે, તેનો ખ્યાલ અહીં થાય છે એ દેવી કોઈને છોડતી નથી, અને છતા બાળકુમારી છે, પરણેલી કે કુવારી ન હોવા છતા અનેક બાળકોને જણાવનારી છે આ રીતે દેવી ભવિતવ્યતા સમજાય તો બીજા ચારે કારણો તો દીવા જેવા સ્પષ્ટ છે (૩)

अढी द्वीपमें खाट खटूली, गगन ओशीकु तलाई,
धरती को छेडो आभ की पिछोडी, तोय न सोड भराई. अवधू० ४

**અર્થ**—અઢી દ્વીપમા મારી સેજડી–ખાટલો છે અને આકાશ તળાઈ અને ઓશીકુ

---

**શબ્દાર્થ**—અઢી દ્વીપ = મનુષ્ય લોક, મર્ત્યલોક (જબૂદ્વીપ, ધાતકી ખડ અને પુષ્કર અર્ધ–કુલ ૨॥) ખાટ = ચારપાઈ ખાટનો ખટૂલી = ખાટલી સેજડી ઓશીકુ = ઓસીકુ, તળાઈ ઉપર કે નીચે માથાને અઢેલવા માટેનો રૂનો જથ્થો (pillow) તળાઈ = ખાટના ઉપર કની બિછાનુ ધરતી = પૃથ્વી આભકી = આકાશની પિછોડી = પછેડી ઓઢવાની જાડી ચાદર સોડ = પાસુ સૂતેલ માણસ મો ઢાંકવા કપડુ મોઢા પર લે છે તે પગથી માથા સુધી ઓઢી સૂઈ જવુ તેને પણ સોડ ભરવી કહેવાય અને સોડ એટલે ઓઢવાના ગોદડા કે રજાઈ (બન્ને કેડ) નીચે રાખવાનુ સુંવાળુ વસ્ત્ર

---

૧ આમા ઉપર પાણી જાય તે કેરી ૨ બહારવટો, પાગલ ૩ તરખનુ ૪ વૃષ્ટિ ૫ બે હજાર ૬ ચોકી કરનાર ૭ કોકરવુ કૂજન ૮ શિકારી ૯ બાજ ૧૦ હથિયારથી સખ્ત હણાયેલા ઘવાયેલા ૧૧ જગલમા ૧૨ રક્ષણ–ઉપચાર કરેલા

છે પૃથ્વીનો છેડો તે નેજડી અને આભ (આકાશ)ને પછેડી કરી તોપણ મારી આખી સોડ ભરાણી નહિ, મારૂં આખું શરીર ઢંકાયું નહિ. આ બાબતમાં તમે વિચાર કરો, એમાં ઊંડા ઊતરો. (૪)

**વિવેચન**—જૈન ભૂગોળ પ્રમાણે મનુષ્યની ઉત્પત્તિ અઢી દ્વીપ (જંબૂદ્વીપ, ધાતકી ખંડ અને પુષ્કરદ્વીપ અર્ધ)માં છે. અનંખ્ય દ્વીપ અને અસંખ્ય સમુદ્રની વચ્ચે આ અઢી દ્વીપ આવેલા છે. આ અઢી દ્વીપને ખાટલાનું રૂપક આપીએ. એ ખાટલાને ચાર પાયા છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ છે. એમાં આપણા મહાદેવી અવિશુદ્ધ ચેતના માડી પહેરેલા સૈનિકની પેઠે ચેતનરાજ પર પોતાનો હુકમ ચલાવે છે, અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે ચેતનરાજ ચારે તરફ જાય-આવે છે. દેવી અવિશુદ્ધ ચેતના આ ખાટલા પર આળોટે છે અને દેવીની પાછળ દેવ ચેતનરાજ ઘસડાયા કરે છે.

આવી મહાદેવીને માટે ઉપરનો ગગન-આકાશભાગ તે એનું ઓશીકું છે. ચાર પાયાથી એ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જાણે છે તે વખતે તેની ડોક ગગનને અડીને રહે છે. એમાંથી જાણવા યોગ્ય સર્વ ભાવને એ જાણે છે અને જો એનામાં વિચારસ્પષ્ટતા ન હોય તો અજ્ઞાનને જ્ઞાન માની બેસે છે. એની નજર ગગન તરફ રહે છે, છતાં એને તળાઈમાં ઊંઘ આવી જાય છે. આ તળાઈનો વિલાસ એ આખો પરભાવરમણત્વ છે. એને ખાવા-પીવાના, કે ખેલવા-ખૂદવામાં મોજ આવે એ એનો તળાઈ પરનો આળોટવાનો આનંદ સમજવો. એ ખરા આનંદને ઓળખતી ન હોવાથી આહ્લાનદમાં સંપૂર્ણતા માને છે અને પોતાની એ ઐહિક સુખિમાં ચેતનરાજને એંચે છે. પછી તો એની મર્યાદા વધે છે, પણ એના સંસારસારતા તો એની એ જ રહે છે. એની ખાટલી અઢી દ્વીપની હોય છે, છતાં એ ગગનમાં જાય છે, દેવ, દેવેંદ્ર, વિદ્યાધરના પ્રદેશમાં જાય-આવે છે, નીચે તળાઈના પ્રદેશમાં પરભાવમાં આળોટે છે, એની નીચે નારકીમાં જાય છે અને ચાલતા ચાલતાં લોકના છેડા સુધી જઈ આવે છે અને આખા આભની પિછોડી ઓઢી લે છે, છતાં પણ એની સોડ ભરાતી નથી, એની ઠંડી જતી નથી, એને પૂરતો ગરમાવો થતો નથી. આ સર્વ પ્રાણીની ગતિ-આગતિને અંગે સમજવું, અથવા ચૌદ રાજલોકના પદાર્થજ્ઞાનને અંગે સમજવું. જ્ઞેય પદાર્થની મર્યાદા લોકની અંદરની ગણીએ તો અઢી દ્વીપ બહાર ઉપર સાત રાજ અને નીચે સાત રાજ સુધી જાય અને મધ્ય ભાગની રેંજ (range) પણ સાત રાજ પ્રમાણ થાય. એ ચૌદ રાજલોકની અંદરના સર્વ જ્ઞેય પદાર્થો અને ભાવોને જાણવા, સમજવા અને પૃથક્ કરવા એ ચેતનાનો વ્યવસાય છે. એની વિશુદ્ધિ ઓછીવધતી હોય તેના પ્રમાણમાં એને જ્ઞેય પદાર્થનું સમ્યગ્ અથવા અશુદ્ધ જ્ઞાન થાય છે, પણ એમાં એની સોડ ભરાતી નથી.

આ ગાથામાં શ્રી આનંદઘનજીએ અવિશુદ્ધ ચેતનાનું ઠેકાણું બતાવ્યું છે. મનુજગતિ નગરીમાં હોય ત્યારે એની સ્થાનમર્યાદા અઢી દ્વીપની હોય છે અને એ ખાટલા પર આળોટે

ત્યારે આખા આકાશને એ ઓશીકું કરે છે એટલે કે મનુજગતિમાં એના જ્ઞાનની મર્યાદા તો ઠેઠ પૃથ્વીના છેડા સુધી જાય છે, એ લોકાકાશ અને અલોકાકાશને પણ જાણે છે અને આકાશ સિવાય જ્ઞેય પદાર્થની મર્યાદા ચૌદ રાજલોકની હોઈ ચૌદ રાજલોકના છેડા સુધી એની નજર પહોંચે છે, એના જ્ઞાનની હદ ધરતીના છેલા છેડા સુધી જાય છે, એમાં એ ચૌદ રાજલોકના છેડા સુધીના આખા ધરતીવિભાગના પદાર્થો સૂક્ષ્મ કે બાદર જાણી શકે એટલો એનો જ્ઞાનનો વિષય હોય છે અને એ અઢી દ્વીપની નેજડીમાં સૂતા સૂતા આખા આલમની પિછોડી ઓઢી લે છે એમાં ગ્રહ, નક્ષત્ર, તારા અને સૂર્ય, ચંદ્રના ગતિસ્થાનો ઉપરાંત બાર દેવલોક, નવ ગ્રૈવેયક અને અનુત્તર વિમાનની પિછોડી ઓઢે છે—આ નર્તન કરે છે, છતાં એની સોડ ભરાતી નથી આ ગાથા અવિશુદ્ધ ચેતનાની વધારેમાં વધારે ફાળ કે ઉડ્ડયનની મર્યાદા બતાવે છે

દેવી ભવિતવ્યતાની સોડ આ રીતે વગર ભરાયે પડેલી છે અને હજુ એમ ને એમ ચાલ્યા કરે છે આવી ભવિતવ્યતા (નિયતિ)ના પતિ ચેતનરાજ છે એમાં ખરો પુરુષ કોણ અને ખરી બૈરી કોણ એ વિચારો, સોડ નહિ ભરાવાની બાબતમાં ભવિતવ્યતા કાંઈક પાછી પડે છે, એ વાત વિચારવા જેવી છે પ્રથમ ત્રણ ગાથામાં તેનો જે દોર જણાવ્યો તેવો અહીં રહેતો નથી એ વાત લક્ષ્યમાં રાખવા જેવી છે

એક વિશેષ ભાવ આ ગાથાનો સ્ફુરે છે 'ખાટ'નો અર્થ ગુજરાતી ભાષામાં હિંડોળા ખાટ થાય છે હિંદીમાં તો 'ચારપાઈ', 'ખાટલો' જ અર્થ આપ્યો છે અને ખટૂલી એટલે નાની ચારપાઈ–માચી જેવો અર્થ થાય છે અઢી દ્વીપ–મનુજગતિ નગરી–ની ખાટમાં પડ્યા, હિંચકો ખાધો, હિંડોળાની ખાટલી બનાવી, તેના ઉપર દેવી ભવિતવ્યતા સૂતા, આકાશનું ઓશિકું બનાવ્યું અને તળાઈમાં પડી ઊંઘમાં પડી ગયા, નિંદરડી આવી ગઈ, જાગ્યા, પડખેની હકીકત જાણી, ઠેઠ પૃથ્વીના છેડા સુધીના પદાર્થોને સમજવા જેટલું જ્ઞાન થયું અથવા પાપપુણ્ય કરી હિંચકો ખાઈ ધરતીના છેડા સુધી ચાલ્યા ગયા, માથે અને શરીરે લોકાકાશનું ઓઢવાનું (પછેડી) ઓઢ્યું, પણ એમાં સોડ ન ભરાણી, દેહ પૂરો ઢંકાયો નહિ આ ભાવ પણ બરાબર બેસે છે માત્ર એમાં ઓશિકું અને તળાઈ જૂના પડતા નથી આવી ભવિતવ્યતાની શક્તિ છે, રખડાઉપણું છે, પતિદેવનું નાક નાથવાની તાકાત છે હવે એમાં ખરો પુરુષ પોતે કે પેની બૈરી તે વિચારો, તે જ્ઞાનને સમજો, એનો વિવેક કરો અને એનો આત્મસબંધ વિચારો[1] (૪)

---

૧ આટનો પ્રયત્ન આ ચોથી ગાથાનો અર્થ કરવા માટે કર્યો છે, તે વિચારવો એનો ભાવ બરાબર જામ્યો કે જચ્યો હોય તેમ હજુ મને લાગ્યું નથી 'અની દ્વીપ' ગગન', ઓશીકું', 'તળાઈ' 'છેડા' પિછોડી' અને સોડ ને વધારે ઝગઝગાવનાર કોઈ મળી આવશે એવી આશા રહે છે સુજ્ઞ વાચકને સ્ફુરણા થાય તો મારા અને જનતાના હિતને અર્થે મને લખી જણાવે અથવા રૂબરૂમાં કહે એવી વિજ્ઞપ્તિ છે આ ગાથામાં હજુ વિશિષ્ટ ગૂઢતા છે એમ મને લાગ્યું છે –વિવેચનકાર.

गगनमडलमें गाय बीआणी, वसुधा दूध जमाई,
सउ रे सुनो भाई! वलोणु वलोवे तो, तत्त्व अमृत कोई पाई अवधू० ५

**અર્થ**—આકાશમંડળમાં ગાયને છૂટાછેડા થયા (પ્રસવ થયો), ગાયે જણ્યું અને એનું દૂધ પૃથ્વી પર જમાવવામાં આવ્યું અને ભાઈઓ સાંભળો! સર્વ વલોણું વલોવવાના કામમાં તો લાગી જાય છે, પણ એનો ખરો તતબ માલ–માખણ તો કોઈકને જ મળે છે, કોઈક એનો સાર મેળવી જાય છે આ મુદ્દાની બાબતનું જ્ઞાન વિચારો. (૫)

**વિવેચન**—આકાશમંડળરૂપ ગાયને પ્રસૂતિ થઈ, એણે બાળક પ્રસવ્યું ગાય જ્યારે ભારે શરીરે થાય છે ત્યારે વસૂકી જાય છે, પણ બચ્ચાને જણે કે તુરત તેને દૂધ છૂટે છે એ દૂધમાંથી થોડું દૂધ બચ્ચાને ધવરાવવામાં વાપરવા દેવામાં આવે છે, બાકીનું દૂધ મેળવવામાં આવે છે અને તેનું દહીં થાય છે આ દહીંને ગોળીમાં ભરવામાં આવે છે પછી રવૈયાથી એ દહીંને વલોવવામાં આવે છે એ પ્રમાણે કરતાં ગોળીના ઉપરના ભાગમાં માખણ એકઠું થતું જાય છે એ ખરું સત્ત્વ છે કોઈ નસીબદારને માખણ પ્રાપ્ત થાય છે, બાકી તો વલોણાની મહેનતના બદલામાં છાશ મળે છે

૯૮માં પદ (ચોથી ગાથા)માં આને મળતી ભાવના પર વિચારણા થઈ ગઈ છે તત્ત્વામૃત પામવાની દુર્લભતા ખાસ ધ્યાન ખેંચે તેવી છે વલોણું વલોવનારની ઇચ્છા તો તતબ માલ પોતાને હસ્તગત કરવાની હોય છે, પણ વલોવતાં આવડે નહિ તો માખણ છાશ સાથે નીકળી જાય માત્ર માખણને તારવી લેવું અને જરા પણ બગાડ થવા ન દેવો એ તો આવડતનું કામ છે અહીં ગગનમંડળ એ ભગવાનની વાણી છે આકાશ દ્વારા એ કાન સુધી પહોંચે છે ગણધર દ્વારા એ રૂઢ થાય છે (જમાવાય છે) અને વલોણા દ્વારા પ્રત્યેક પ્રાણી સુધી તે પહોંચે છે એ વલોણામાં કોઈ નસીબદારને માખણ મળે છે, બાકી તો વખતસર લેવા આવે તો ઘણાખરા તેવા લગ્યોને છાશ મળે છે ખરો માલ અમૃત છે, તે તો કોઈ ભાગ્યવાન વિરલાને મળે.

આખા શાસ્ત્ર વાંચી જાય, સાંભળી જાય કે ગોખી જાય, પણ જો પૃથક્કરણશક્તિ કે તુલનાત્મક શક્તિ ન આવી હોય તો દુરાગ્રહમાં પડી જાય તત્ત્વજ્ઞાનમાં એકાંત મત થઈ ગયો કે તત્ત્વ દૂર ચાલ્યું જાય છે, પછી એ વિચારણા કરે કે વાદવિવાદ કરે, પણ એનું પૂર્વબદ્ધ ચિત્ત તત્ત્વને પ્રાપ્ત કરી શકતું નથી, એ સત્યના બીજી બાજૂ જોઈ શકતો નથી

---

શબ્દાર્થ—ગગનમંડળ = આકાશમંડળ ગ્રહ–નક્ષત્ર–તારાનું સ્થાન તે રૂપ મંડળી બીઆણી = પ્રસૂતી થઈ એણે જણ્યું એને છૂટાછેડા થયા વસુધા = પૃથ્વી જમીન (પર) જમાઈ = જમાવ્યું જામ્યું એકઠું કર્યું દૂધમાં દહીં કરવા માટે છાશ નાખે તે 'જમાવ્યું' કહેવાય સુનો = સાંભળો વલોણું = માખણ કાઢવા દહીંને વાસ વડે ઘૂમરવાની ક્રિયા કરવી તે, વલોવવાનું કાર્ય તત્ત્વ = તતબ માલ, માખણ અમૃત = વલોવવાનો સાર માખણ પાઈ = પાય, મેળવે

ત્યારે આખા આકાશને એ ઓશીકું કરે છે એટલે કે મનુજગતિમા એના જ્ઞાનની મર્યાદા તો છેક પૃથ્વીના છેડા સુધી જાય છે, એ લોકાકાશ અને અલોકાકાશને પણ જાણે છે અને આકાશ સિવાય જ્ઞેય પદાર્થની મર્યાદા ચૌદ રાજલોકની હોઈ ચૌ૦ રાજલોકના છેડા સુધી એની નજર પહોંચે છે, એના જ્ઞાનની હદ ધરતીના છેલ્લા છેડા સુધી જાય છે, એમા એ ચૌદ રાજલોકના છેડા સુધીના આખા ધરતીવિભાગના પદાર્થો સૂક્ષ્મ કે બાદર જાણી શકે એટલો એનો જ્ઞાનનો વિષય હોય છે અને એ અઢી દ્વીપની સેજડીમા સૂતા સૂતા આખા આભની પિછોડી ઓઢી લે છે એમા ગ્રહ, નક્ષત્ર, તારા અને સૂર્ય, ચંદ્રના ગતિસ્થાનો ઉપરાત બાર દેવલોક, નવ ગ્રૈવેયક અને અનુત્તર વિમાનની પિછોડી ઓઢે છે—આ સર્વ કરે છે, છતા એની સોડ ભરાતી નથી આ ગાથા અવિશુદ્ધ ચેતનાની વધારેમા વધારે ફાળ કે ઉડ્ડયનની મર્યાદા બતાવે છે

દેવી ભવિતવ્યતાની સોડ આ રીતે વગર ભરાયે પડેલી છે અને હજુ એમ ને એમ ચાલ્યા કરે છે આવી ભવિતવ્યતા ( નિયતિ )ના પતિ ચેતનરાજ છે એમા ખરો પુરુષ કોણ અને ખરી બૈરી કોણ એ વિચારો, સોડ નહિ ભરાવાની બાબતમા ભવિતવ્યતા કાઈક પાછી પડે છે, એ વાત વિચારવા જેવી છે પ્રથમ ત્રણ ગાથામા તેનો જે દોર જણાવ્યો તેવો અહીં રહેતો નથી એ વાત લક્ષ્યમા રાખવા જેવી છે

એક વિશેષ ભાવ આ ગાથાનો સ્ફુરે છે 'ખાટ'નો અર્થ ગુજરાતી ભાષામા હિંડોળા ખાટ થાય છે હિંદીમા તો 'ચારપાઈ', 'ખાટલો' જ અર્થ આપ્યો છે અને ખટૂલી એટલે નાની ચારપાઈ—માચી જેવો અર્થ થાય છે અઢી દ્વીપ—મનુજગતિ નગરી—ની ખાટમા પડ્યા, હિચકો ખાધો, હિંડોળાની ખાટલી બનાવી, તેના ઉપર દેવી ભવિતવ્યતા સૂતા, આકાશનુ ઓશિકુ બનાવ્યુ અને તળાઈમા પડી ઊંઘમા પડી ગયા, નિંદરડી આવી ગઈ, જાગ્યા, પડખેની હકીકત જાણી, ઠેઠ પૃથ્વીના છેડા સુધીના પદાર્થોને સમજવા જેટલુ જ્ઞાન થયુ અથવા પાપપુણ્ય કરી હિંચકો ખાઈ ધરતીના છેડા સુધી ચાલ્યા ગયા, માથે અને શરીરે લોકાકાશનુ ઓઢવાનુ (પછેડી) ઓઢ્યુ, પણ એમા સોડ ન ભરાણી, દેહ પૂરો ઢંકાયો નહિ આ ભાવ પણ બરાબર બેસે છે માત્ર એમા ઓશિકુ અને તળાઈ જૂદા પડતા નથી આવી ભવિતવ્યતાની શક્તિ છે, રખડાઉપણુ છે, પતિદેવનું નાક નાથવાની તાકાત છે હવે એમા ખરો પુરુષ પોતે કે પેલી બૈરી તે વિચારો, તે જ્ઞાનને સમજો, એનો વિવેક કરો અને એનો આત્મસંબંધ વિચારો[1] ( ૪ )

---

૧ આટલો પ્રયત્ન આ ચોથી ગાથાનો અર્થ કરવા માટે કર્યો છે તે વિચારવો એનો ભાવ બરાબર જામ્યો કે જચ્યો હોય તેમ હજુ મને લાગ્યુ નથી અઢી દ્વીપ' 'ગગન', ઓશીકુ', તળાઈ 'છેડો', 'પિછોડી' અને 'સોડ'ને વધારે ઝળકાવનાર કોઈ મળી આવશે એવી આશા રહે છે સુજ્ઞ વાચકને સ્ફુરણા થાય તો મારા અને જનતાના હિતને અર્થે મને લખી જણાવે અથવા રૂબરૂમાં કહે એવી વિજ્ઞપ્તિ છે આ ગાથામા હજુ વિશિષ્ટ ગૂઢતા છે એમ મને લાગ્યુ છે —વિવેચનકાર.

गगनमडल्म गाय वीआणी, वसुधा दूध जमाई,
सउ रे सुनो भाई! वलोणु वलोव तो, तत्त्व अमृत कोई पाई   जवधू० ५

**અર્થ**—આકાશમડળમા ગાયને છૂટાછેડા વયા (પ્રસવ થયો), ગાયે જણ્યુ અને એનુ દૂધ પૃથ્વી પર જમાવવામા આવ્યુ અને ભાઈઓ સાભળો! સર્વ વલોણુ વલોવવાના કામના તો લાગી જાય છે, પણ એનો ખરો તતખ માલ–માખણ તો કોઈકને જ મળે છે, કોઈક એનો સાર મેળવી જાય છે આ મુદ્દાની બાબતનુ જ્ઞાન વિચારો (૫)

**વિવેચન**—આકાશમડળરૂપ ગાયને પરસૂતિ થઈ, એટલે બાળક પ્રસવ્યુ ગાય જ્યારે ભારે શરીરે થાય છે ત્યારે વસૂકી જાય છે, પણ બચ્ચાને જણે કે તુરત તેને દૂધ છૂટે છે એ દૂધમાથી થોડુ દૂધ બચ્ચાને ધવરાવવામા વાપરવા દેવામા આવે છે, બાકીનુ દૂધ મેળવવામા આવે છે અને તેનુ દહીં થાય છે આ દહીંને ગોળીમા ભરવામા આવે છે પછી રવૈયાથી એ દહીંને વલોવવામા આવે છે એ પ્રમાણે કરતા ગોળીના ઉપરના ભાગમા માખણ એકઠુ થતુ જાય છે એ ખરુ સત્ત્વ છે કોઈ નસીબદારને માખણ પ્રાપ્ત થાય છે, બાકી તો વલોણાની મહેનતના બદલામા છાશ મળે છે

૯૮મા ૫૦ (ચોથી ગાથા)મા આને મળતી ભાવના પર વિચારણા થઈ ગઈ છે તત્ત્વામૃત પામવાની દુર્લભતા ખાસ ધ્યાન ખેચે તેવી છે વલોણુ વલોવનારની ઇચ્છા તો તતખ માલ પોતાને હસ્તગત કરવાની હોય છે, પણ વલોવતા આવડે નહિ તો માખણ છાશ સાથે મળી જાય માત્ર માખણને તારવી લેવુ અને જરા પણ બગાડ થવા ન દેવો એ તો આવડતનુ કામ છે અહીં ગગનમડળ જે ભગવાનની વાણી છે આકાશ દ્વારા એ કાન સુધી પહોચે છે ગણધર દ્વારા એ ગૂથાય છે (જમાવાય છે) અને વલોણા દ્વારા પ્રત્યેક પ્રાણી સુધી તે પહોચે છે એ વલોણામા કોઈ નસીબદારને માખણ મળે છે, બાકી તો વખતસર લેવા આવે તો ઘણાખરા તેવા ભ યોને છાશ મળે છે ખરો માલ અમૃત છે, તે તો કોઈ ભાગ્યવાન વિરલાને મળે

આખા શાસ્ત્ર વાચી જાય, સાભળી જાય કે ગોખી જાય, પણ જો પૃથક્કરણશક્તિ કે તુલનાત્મક શક્તિ ન આવી હોય તો દુરાગ્રહમા પડી જાય તત્ત્વજ્ઞાનમા એકાત મત થઈ ગયો કે તત્ત્વ દૂર ચાલ્યુ જાય છે, પછી એ વિચારણા કરે કે વાદવિવાદ કરે, પણ એનુ પૂર્વબદ્ધ ચિત્ત તત્ત્વને પ્રાપ્ત કરી શકતુ નથી, એ સત્યના બીજી બાજૂ જોઈ શકતો નથી

---

શબ્દાર્થ—ગગનમડળ = આકાશમડળ ગ્રહ–નક્ષત્ર–તારાનુ સ્થાન, તે રૂપ મડળી વીઆણી = પ્રસૂતી થઈ એટલે જણ્યુ, એને છૂટાછેડા થયા વસુધા = પૃથ્વી, જમીન (પર) જમાઈ = જમાવ્યુ જામ્યુ, એકઠુ કર્યુ, દૂધમા દહીં કરવા માટે છાશ નાખે તે 'જમાવ્યુ' કહેવાય સુનો = સાભળો વલોણુ = માખણ કાઢવા દહીંને વાસ વડે ઘૂમડવાની ક્રિયા કરવી તે વલોવવાનુ કાર્ય તત્ત્વ = તતખ માલ, માખણ અમૃત = વલોવવાનો સાર, માખણ પાઈ = પાય મેળવે

અને સાધનધર્મોની વિચારણામા તો આ વાત ભારે આકરુ રૂપ લે છે સાધનને સાધનની કોટિમા રાખવાને બદલે એને સાધ્ય ધારી મોટી યુદ્ધભૂમિકાઓ ઊભી કરી દે છે, અર્થ વગરની ચર્ચાઓમા આખો ઉદ્દેશ ભૂલી જાય છે, પરંપરાને અનુસરવાના તમન્નામા દેશ કાળની વ્યવસ્થા કે વિચારણા ભૂલી જાય છે અને પોતે જે રીતે સાધનધર્મો કહે તેનાથી જરા પણ જુદા પડનારને ગમે તેટલા હલકા સબોધનો આપવામા તેને જરા પણ સકોચ થતો નથી આ પરિસ્થિતિ જ્યા થાય ત્યા તત્ત્વ–અમૃત પ્રાપ્ત થયુ નથી એમ સમજવુ

ધર્મની બાબતમા બાહ્યાડબરને સાધ્ય માનવામા આવે, નિર્માલ્ય ઝઘડાને શરૂ કરવાના ઇતિકર્તવ્યતા ધારવામા આવે, ત્યા તત્ત્વામૃત મેળવવાની ભાગ્યશીલતા પ્રાપ્ત થઈ નથી એમ સમજવુ માત્ર ક્રિયામા પરિપૂર્ણતા માનવામા આવે, ક્રિયા અતર્ગત રહેલા રહસ્યને સમજવાનો પ્રયત્ન પણ ન કરવામા આવે, ત્યારે સમજવુ, એ પ્રાણીને ખરુ તત્ત્વ–રહસ્ય પ્રાપ્ત થયુ નથી

આ મુદ્દાને વધારે લબાવવાની જરૂર નથી, પણ ખાસ ધ્યાન ખેંચવાની વાત એ છે કે ઉપરચોટિયો ખ્યાલ કરનાર અને ગતાનુગતિકતાને અપનાવનાર દુનિયામા ઘણા હોય છે એ ધર્મબુદ્ધિએ ચાલે છતા એને છાશ જ મળે છે એ વાત બહુ બારીકાઈથી વિચારવામા આવે તો જ સમજાય તેમ છે ઘણી વખત તો ધર્મને નામે પશ્ચાત્‌ગતિ થઈ જાય છે, ક્રિયા કરવાને નામે મગજ ફરતી આંધી ચઢાવી દેવામા આવે છે અને ધાર્મિક દેખાવાના ડોળ કે ભ્રમમા ધર્માધતાને પોષવામા આવે છે અહીં તત્ત્વામૃતની પ્રાપ્તિ થઈ નથી, પણ માત્ર છાશ મળી છે એમ જાણવુ

અવિશુદ્ધ ચેતના કહે છે કે મે ગગનમડળમા વીયાયેલ ગાયના દૂધને પૃથ્વી પર જમાવતા જોયુ–જાણ્યુ છે એના બનેલા દહીંને ગોળીમા ભરાતા જોયુ છે, એને વલોવાતુ જોયુ છે, પણ એમાથી તત્ત્વ–માખણ–નવનીત લેનાર તો કોઈક ભાગ્યવાન જ જોયા છે એવા તો મને તજી લોકને અગ્રે ચાલ્યા જાય છે, મારે તેનો સબધ છૂટી જાય છે, એટલે મોટા ભાગના લોકો, જેનો મારી સાથે સબધ છે, તે તો ખરેખર મધ્ય કક્ષામા પડી રહ્યા છે અમૃતને તો કોઈ નસીબદાર મેળવે છે, મોટો ભાગ છાશમા સતોષાઈ જાય છે, પણ મનમા માની બેસે છે કે પોતાને ખરુ તત્ત્વ–માખણ મળ્યુ છે આવી દશા છે ધ્યાનમા રાખવાનુ કે 'છાશ' પણ નાખી દેવા જેવી ચીજ નથી કાઈ ન મળે તેના પ્રમાણમા છાશ પણ ઠીક છે, પણ જે હોસ, ઉત્સાહ અને આદર્શથી વલોણુ વલોવવામા આવે છે તેના પ્રમાણમા એ કાઈ નથી

મુદ્દાની વાત એ છે કે વલોણા વલોવવાની રીત તો ઘણા ભવ્યોને ગમે છે, પણ વલોવતા વલોવતા દુગ્ધામા પડી જાય છે અને પછી કેમે કરીને ઠેકાણે આવતા નથી જે નીતિભ્રષ્ટ થાય, તે તો વ્યવહારથી પણ નિંદ્ય હોઈ સસારમા હાસીપાત્ર થાય છે અને કદાચ પાછા હઠે છે પણ ધર્મબુદ્ધિએ એકાતે ચઢી જાય છે, માત્ર ક્રિયાના સર્વસ્વ માની

અને એને પતિને માટે લાગણી થઈ આવી, પતિનો રખડપાટો કયા કારણે થાય છે તે તેના ધ્યાનમાં આવ્યું, પતિ સાથેનો પોતાનો અનાગી ભાવ તેના લક્ષ્ય પર આવ્યો અને સત્તાગતે અનંતગુણ ધારણ કરનાર અનંત વીર્યવાન પતિના રખડપાટા પર એને લાગણી થઈ આવી એને આનંદઘન ગુરુએ બતાવી આપ્યું કે ચેતનરાજ પોતે તો અનંત ગુણનો ભરેલો છે, સ્થિરતા—ચારિત્રમાં રમણ કરનાર છે અને અનંત આનંદમય છે એક 'આનંદ' શબ્દે જ એના જ્ઞાન રમકાવી નાખ્યા એને મનમાં થયું કે આવા અપાર સંપત્તિના નાથને નાકેથી દોરવા, અને જ્યાં ત્યાં ભટકવું, એ પોતાના જેવી આર્ય માનુનીને શોભતું નથી. પતિના વિકાસ સાથે દેવી ભવિતવ્યતાનો પણ વિકાસ થવા લાગ્યો અને એને આંટાફેરા અને રખડપાટા પર કંટાળો આવ્યો

**સાસરીએ અને પિયરીએ** જ્યારે બૈરી તાજી પરણેલી હોય છે ત્યારે એને સાસરે અને પિયર જવાનો ખૂબ શોખ હોય છે ચાર દહાડા સાસરે રહે ત્યાં બાપને ઘેથી તેડું આવે, એટલે બેનબા પિયર સધાવે, પોતે પિયરપનોતી (પિયરમાં લાડીલાડુવાળી) હોય એટલે ત્યાં વધારે દહાડા રહે એટલે વળી સાસરેથી તેડું આવે આમ સાસરું અને પિયર એ નવી વહુના કોડનો વિષય ગણાય છે સ્વતંત્ર છંદવાળી, મરજી પડે ત્યારે પિયર ચાલી જનારી, છણકા કરી પતિને દબાવનારી પ્રમદાને આખરે જણાયું કે પોતે સાસર—પિયર જાય—આવે છે એમાં પતિદેવને ખૂબ ઘડાકૂટ થાય છે, અને પોતે અનન્ય ભાવે પતિની સેવા કરી શકતી નથી આ વિચારણાને અંગે એણે નિર્ણય કર્યો કે હવે પછી હું સાસરે—પિયર નહીં જઉં, બંને ઘરના પરોણા થવાની ટેવને મૂકી દઈશ અને પતિદેવની સેજડી બિછાવી હું તો ત્યાં આખો વખત હાજર રહીશ આ રીતે પત્ની પોતાનો નિર્ણય મનમાં કરે છે, આંટા મારવાની વાત મૂકી દે છે અને 'અવિનાશીની સેજડીએ, રંગ લાગ્યો મોરી સજની જી રે' ॥ બતાવેલી દશાનો સ્વીકાર કરે છે ઉપર અનેક વાર જોયું કે બ્રાહ્મણને ઘેર ન્હાતી—ધોતી અને મુસલમાનને ઘેર કલમા પઢનાર અને અનેક નાચ નચાવનાર તો આ મહાદેવી જ હતા અને એ પતિને નાકેથી દોરવીને હેરાન પરેશાન કરી રહ્યા હતા એ દેવી એક ઠેકાણે ઘડીવાર પણ નિરાંતે બેસતી નહિ અને દેવને બેસવા દેતી નહિ ભવિતવ્યતા દેવી તે પ્રમાણે નિર્ણય કરી નાખે તે વખતે કેવો ફેરફાર થઈ જાય, અંતિમ સાધ્ય કેવી રીતે પ્રાપ્ત થાય તે વિચારવા પહેલાં આપણે સાસરીઆ—પિયરિયાને ઓળખી લઈએ અને પતિદેવની સેજડી કઈ, કેમ બિછાવી અને ક્યારે બિછાવી તે જરા જોઈ લઈએ

અવિશુદ્ધ ચેતનાના પિયરિયામાં મહામોહરાજાનો આખો પરિવાર છે ચિત્તવૃત્તિઅટવીમાં આવેલ પ્રમત્તતા નદીની વચ્ચે આવેલ તદ્વિલસિત બેટમાં ચિત્તવિક્ષેપમાંડવો નાખેલો છે તેની વચ્ચે તૃષ્ણા નામની વેદિકા પર વિપર્યાસ સિંહાસન માંડેલું છે તેના ઉપર મોહરાજા બિરાજમાન થયેલા છે એની મહામૂઢતા રાણી, મિથ્યાદર્શન સેનાપતિ અને તેની કુદૃષ્ટિ

ભાર્યા, મહારાજાના રાગકેસરી અને દ્વેષગજેન્દ્ર પુત્રો, એની અનુક્રમે મૂઢતા અને અવિવેકિતા ભાર્યાઓ, મકરધ્વજ નામનો નાનો રાજા, તેની રતિ નામની પત્ની, તેની પાસે હાસાદિ પાચ પુરુષો, કષાય નામના સોળ બાળકો—એ આખો પિયરિયાનો પરિવાર છે એમના રહેવાના નગર રાજસ ચિત્ત અને તામસ ચિત્ત છે મહામોહરાજની મદદમા જ્ઞાનસવરણાદિ સાત મોટા રાજાઓ છે અવિશુદ્ધ ચેતનાના આ સર્વ પિયરિયા થાય મિથ્યાત્વ દશામાથી તે ઊઠે તે વખતે આ આખો પરિવાર તેને મદદ કરે છે આ પિયરિયાના પરિચય માટે ઉપમિતિ ભવપ્રપચાકથાનો ચોથો પ્રસ્તાવ વિચારી જવો

સાત્વિક માનસપુર નગરમા વિવેકપર્વત આવેલો છે તેના અપ્રમત્તત્વ શિખર પર જૈનપુર નામનુ નગર છે તેની અદર ચિત્તસમાધાન નામના મડપમા નિસ્પૃહતા નામની વેદી પર જીવવીર્ય નામનું સિંહાસન છે તે પર ચારિત્રધર્મરાજ નામના મહારાજા બેઠા છે દેવી વિરતિથી તેમને યતિધર્મ નામનો પુત્ર થયેલો છે એ રાજાના સામાયિકાદિ પાચ મિત્રો છે યતિધર્મ યુવરાજના દશ સહચારીઓ છે અને પત્નીનુ નામ સદ્ભાવસારતા છે ન્હાનો પુત્ર ગૃહિધર્મ છે અને એની પત્નીનુ નામ સદ્ગુણરક્તતા છે એ મહારાજાનો સેનાપતિ સમ્યગ્દર્શન છે અને રાજમત્રી સદ્બોધ છે આ સદ્બોધ મત્રીને આભિનિબોધ વગેરે પાચ મોટા મિત્રો છે રાજાનો ખાસ મદદગાર સતોષ નામનો લશ્કરી છે અને વળી તે સયમ નામના યતિધર્મનો મિત્ર થાય છે આ આખો ચેતનાના સાસરિયાનો પરિવાર છે અને અવિશુદ્ધ ચેતના વિશુદ્ધ થતી જાય તેમ એને આ સાસરિયાના પરિવાર સાથે સ્નેહસબધ વધતો જાય છે આ આખો શ્વશુર પક્ષ સમજવા અને ઓળખવા માટે સદર ગ્રથનો ચોથો પ્રસ્તાવ જોવો ત્યા એ પ્રત્યેકની વિગતવાર ઓળખાણ આપવામા આવી છે

અવિશુદ્ધ ચેતના આ સાસરિયા અને પિયરિયામા આટા માર્યા કરે છે, અને કોઈ કોઈ વાર તો એને સાત્વિકમાનસપુરથી તામસ ચિત્ત કે રાજસ ચિત્તના જવામા શરમ પણ આવતી નથી અથવા બાહ્યાત્મભાવમા રમણ કરવુ તે પિયર સમજવુ ખાવુ–પીવુ, હસવુ–રડવુ વગેરે સર્વ બાહ્ય વ્યવહાર, ક્રોધ–માન–માયા–લોભ અથવા હાસ્ય–શોક–રતિ–ભય કે દુગછા એ સર્વ પિયરસબધ છે, અને શાતિ, ધૃતિ, ધીરજ, કૃપા, પ્રમોદ, મૈત્રી, દયા, કરુણા, શમ, દમ, સયમ વગેરે સાસરવાસ સૂચવે છે જ્યા પરભાવનો ત્યાગ કરી સ્વમા રમણતા થાય, જ્યા બાહ્યાત્મભાવ દબાઈ અતરાત્મદશા જાગૃત થાય ત્યા શ્વશુરપક્ષનો સહચાર સમજાય છે આ બન્ને સાસરિયા અને પિયરિયામા જવુ–આવવુ થયા કરે, થોડી વાર અતરભાવમા રમણતા થાય અને વળી પાછા બાહ્ય ભાવમા ઊતરી જવાય ત્યા સાસરા–પિયરિયાપણુ સમજવાનુ છે પ્રમત્ત દશા અને અપ્રમત્ત દશામા આવા જ પ્રસગો બને છે

ઘણી વિચારણાને પરિણામે ચેતનાએ આ સાસરે અને પિયર જવાની રીત છોડવા માડી ત્યારે એણે શુ કર્યું ? એણે તો પ્રીતમજીની સેજડી બિછાવી દીધી અને ત્યા પોતાનો મહો જમાવ્યો એણે ન કરી લોકોની ... કર્યો પિયર જવાનો અને ન

સબધ વિચાર્યો સાસરીઆનો પતિની સેજડી અને ત્યા પતિનો નહાવાર એણે કરી લીધો અને તેમા આનદમગળ માની લીધા પરિણામે બાહ્યાત્મભાવ અને અતરાત્મભાવ વચ્ચે ઝોલા ખાવાની જે રીત અત્યાર સુધી ચાલુ રહી હતી તે અળગી થઈ આ રીતે પૌદ્ગલિક ભાવ ઘટતો ગયો અને આત્માનુસધાન થતુ ચાલ્યુ અને પતિ–પત્નીનો એકાગ્રીભાવ વધતો ચાલ્યો આ દશા પ્રગતપથે પ્રાપ્ત થાય છે પછી તો ધર્મધ્યાન અને શુક્લ-ધ્યાનના પાયા પર પ્રગતિ થાય છે, સમાધિના એકલીનતાનો અનુભવ થાય છે, પૃથક્ત્વ અને એકત્વનો સાક્ષાત્ અનુભવ થાય છે, સ્વને જિવાય છે, પરને બરાબર ઓળખી તેનો સમજપૂર્વક ત્યાગ થાય છે, આત્મસવેદન થાય છે, ક્ષપકશ્રેણીને માર્ગે ગતિ થાય છે, મન પર વિજય થાય છે, શૈલેશીકરણનો પ્રસ્તાવ થાય છે કર્મ પર વિજય થાય છે, સપૂર્ણ જ્ઞાન થાય છે, અનત દર્શન થાય છે અને અતે મનત જ્યોતિમા જ્યોતિ મળી જતા ચેતના અને ચેતનની એકતા સધાય છે

આ આખા પ્રગતિપથની વિચારણા અત્ર કરવી શક્ય નથી વિવેચન ઘણુ વધારે થઈ ગયુ છે સ્થળસકોચવશી એ ભાગ માટે યોગગ્રથોનો હવાલો આપીએ વાત એ છે કે જ્યારે આ પ્રકારે જ્યોતમા જ્યોત મળી જાય ત્યારે પણ ચેતનનુ વ્યક્તિત્વ જરૂર રહે છે, એના અનત જ્ઞાન–દર્શન–ચારિત્ર–વીર્ય–ઉપયોગ કાયમ રહે છે, પણ એની ગતિ, આગતિ અને પરભાવરમણતા સર્વથા દૂર થઈ જાય છે અને એનો પરમ આનદમા લય થઈ જાય છે, એનો સાસારિક સ્થૂળ આનદ આત્મખ્યાતિમા નિમજ્જન પામી જાય છે, એ અજર–અમર–અવિનાશી–નિરજન–નિરાકાર દશા પ્રાપ્ત કરી લોકને અગ્રે ચાલ્યો જાય છે, એની ચેતના અને એ પોતે સર્વ પ્રકારે એક થઈ જાય છે, ધ્યાતા, ધ્યાન અને ધ્યેય સર્વ એક થઈ જાય છે, અને પછી તો ઉપર જણાવેલી અઢી દ્વીપની ખાટ–ખટૂલી કે આભની પિછોડી ખલાસ થઈ જાય છે, નાવા–ધોવાનુ કે કુરાન પઢવાનુ ખલાસ થઈ જાય છે અને સાચા અમૃતને પ્રાપ્ત થવાનુ ફળ દેખીતી રીતે બેસી જાય છે

અને આ સ્થિતિ થાય ત્યારે ચેતનરાજ પછી 'આનદઘન તત સોઈ' ( પદ ૫૫ ) મા વર્ણવેલ દશા પ્રાપ્ત કરે છે પછી એવી દશામા પુરુષ કોણ ? અને નારી કોણ ? અનત ગુણમા નિમજ્જન થઈ જાય, અનત જ્ઞાન સ્વકીય થઈ જાય, મન પર વિજય થઈ જાય, બાહ્ય સબધ હમેશને માટે અટકી જાય અને જે અવિનાશીની સેજડી પ્રાપ્ત કરવાનુ ચેતનાને મન થયુ હતુ તે પ્રાપ્ત થઈ જાય એટલે ચેતન અને ચેતનાનો ભેદ રહેતો નથી, અને ચેતન–ચેતના એક થઈ જતા અભેદભાવમા પછી કોણ સ્ત્રી અને કોણ પુરુષ ? આ પ્રમાણે આકણીનો આખો ભાવ ફરી જાય છે, અતિ અદ્ભુત આત્મદશા જાગ્રત થઈ જાય છે અને તદ્દન અનનુભૂત ઉન્નત ભાવની એકતાનો સાક્ષાત્કાર થાય છે ( ૬ )

**ઉપસહાર**—આ પ્રમાણે આ વિચિત્ર પદનો–હરિયાળીનો–અર્થ ભાસ્યો છે આખા પદમાં ઉક્તિ છે તે બેસાડવા પ્રયત્ન કર્યો છે આ સિવાય અન્ય અર્થ હોવા જોઈએ,

જરૂર હશે એમ તો શરૂઆતથી જ લાગ્યુ છે અને વાચનાર તે સમજી ગયેલ હશે એમા શકા નથી પણ આવા પદનો અર્થ કરવાના પ્રયત્ન કરવામા અતિ આનદ થાય છે, અભ્યાસ થાય છે, વિચારણા થાય છે, ચર્ચા થાય છે—એ આત્મપ્રગતિ માટે બહુ હિતકારક છે આ દૃષ્ટિએ પ્રયાસ કર્યો છે એ સુયોગ્ય થયો છે કે નહિ તે વિચારવાનુ કામ તો વાચકને માટે જ કાયમ રહે

આવી હરિયાળીનો સમૂહ એકઠો કરવા યોગ્ય છે એના અર્થમા મતભેદ થાય તે કરતા તેને માટે વિચારણા થાય એ અતિ આકર્ષક અને હિતકારક હોઈ એવો પ્રયત્ન જરૂર કરવા યોગ્ય છે અને પોતે કરેલ અર્થ માટે આગ્રહ ન હોય તો પ્રયત્નનો લાભ અન્યને આપવામા વાધો ન જ હોઈ શકે એ માન્યતા નજરમા રાખી એ વિચારણાને પુસ્તકસ્થ કરી લેખનો વિષય બનાવેલ છે[1]

આ પદના અસલ લેખક આનદઘન મહારાજ કે કોઈ અન્ય છે એ સાહિત્યની ચર્ચાનો વિષય છે એ વધારે શોધખોળ, તપાસ અને ચર્ચા માગે છે આપણે એ ચર્ચા સાહિત્યકો પર છોડી દઈએ જે વ્યક્તિએ આ પદ લખ્યુ હશે એને પોતાના નામનો મહિમા નહિ જ હોય. જે અનત કાળની દૃષ્ટિએ અવરજવર જોઈ શકતા હોય તેને એક ભવનુ નામ તો માત્ર કર્મનો એક પ્રકાર જ લાગતો હોય. જેને કર્મનાશની મહત્તા સમજાવી હોય તેને કર્મફળ માટે વિચારસરખો પણ ન હોય એટલે આ પદના કર્તૃત્વનો પ્રશ્ન વિચારતા લબાણ ચર્ચામા ઊતરવાની ભાગ્યે જ જરૂર હોય છતા આવી ચર્ચા જરૂર થાય છે અને સાહિત્યની નજરે એની આવશ્યકતા પણ છે આપણે એ ચર્ચાને ઉપોદ્ઘાત માટે મુલતવી રાખીએ એનુ કારણ એ છે કે એવી ચર્ચા બુદ્ધિની નજરે ઘણી મજાની લાગે છે, પણ આત્મિક પ્રગતિના નજરે એનુ ખાસ મૂલ્ય નથી. એ પદના કર્તા 'એક્સ (x)' હોય કે 'વાય(y)' હોય, તેને આત્મિક પ્રગતિ સાથે સબધ નથી અસલ એ કબીરના મુખમાથી નીકળ્યુ કે લાભાનદ મુનિએ રચ્યું તેનુ આપણે કાઈ કામ નથી. આપણે તો 'એસો જ્ઞાન વિચારી'નુ કામ છે, આપણે 'અવધૂ'ના પ્રબોધનનુ કામ છે આપણે જ્યોતિમા જ્યોતિ મેળવવાનુ કામ છે આપણે તકને છોડી માખણ લેવુ છે અને સર્વને યોગીરાજે સભળાવ્યુ તે આપણે સાભળવુ છે

આ દૃષ્ટિએ આ ચર્ચા બુદ્ધિની દૃષ્ટિએ કરવાનુ સ્થળ અને તે માટેનો પ્રસગ શોધી લેશું, અહીં તો જે જમાવટ થઈ હોય તે જાળવી રાખીએ, એના મોજ મોળી ન પડવા દઈએ વાત એક જ છે કે વિકારી ચેતનાને છોડી એને વિશુદ્ધ બનાવી દઈએ, એને બરાબર ઓળખી તાથે માર્ગે જવનાવીએ, એનો પૂર્ણ લાભ લઈ એને અનત ગુણમય ચેતનરાજ સાથે એક કરીએ, અને છેવટે જ્યોતમા જ્યોત મેળાવી અનતમા જોડાઈ જઈએ (૯૯)

[1] હરિયાળી અગેના વિવેચન માટે જુઓ આ પુસ્તકને અતે આપેલ 'હરિયાળી—વિપર્યય અમ-અગમવાણી' શીર્ષક પરિશિષ્ટ —વિવેચનકાર

## ૫૬ મું

ભૂમિકા—આ પદ વ્યવહારરૂપી છે એનાથી અંતરમાં એક અતિ મહત્ત્વનો પ્રબોધ પ્રાપ્ત થાય છે નીચેની ટૂંકી નોંધ ખાસ વિચારવા યોગ્ય છે ભાઈ! તારે શું ઓછું છે? આવો સુંદર દેહ મળ્યો છે, તને સારી કેળવણી મળી છે, તું સાચા-ખોટાનો વિવેક કરી શકે તેટલી બુદ્ધિશક્તિ પ્રાપ્ત થઈ છે અને અનેક પ્રકારની અનુકૂળતાઓ મળી છે બીજી રીતે જોઈશ તો આ મનખાદેહ મળવો પણ ભારે મુશ્કેલ છે કોઈ ઘોડા કે બળદ થયો હોત તો ભાર ખેંચી ખેંચીને તારો દમ નીકળી જાત, પણ એમાં વિચારશક્તિનો કે બુદ્ધિશક્તિનો કાંઈ પણ ઉપયોગ કરી શકત નહિ પરવશ જીવન, બોલવાની અશક્તિ, સાધનોના લાભ લેવાની અશક્તિ આદિ અનેક અગવડોમાં પડી તું જેમ તેમ જીવન પૂરું કરત. અથવા કોઈ હલકી જાતિમાં જન્મ્યો હોત તો કલેશમય જીવન પૂરું કરત. તને તો સુંદર દેહ મળ્યો, સુંદર દેશ મળ્યો, વિચારશક્તિ મળી અને તને પસંદ આવે તેવા અનેક સંયોગો મળ્યા તે સર્વ તું વિચારી જો કદાચ તને એકાદ-બે બાબતની ઊણપ હશે તો તે ઊણપ ઉપર ધ્યાન ન આપતાં તને કેટલી અનુકૂળતા મળી છે તે વિચારી જો એ રીતે તું તારી અનુકૂળતાઓ વિચારીશ તો પાનાંનાં પાનાં ભરાય એટલી વાતો તને જડશે. એ જે હોય તેને મોટી માન, અને વિચાર કે દરિયાનું કુલ પાણી તારે ઘેર વળે તેમ નથી, તારા ઘડામાં પાણીને રાખવાની જેટલી શક્તિ હશે તેટલું જ પાણી તું સમુદ્રમાંથી ભરી શકીશ આટલું માનીશ તો તને ખૂબ મજા આવશે અને તારો જીવનમાર્ગ ખૂબ સરળ થઈ જશે તું ખાલી મૂર્ખાઈ છોડી દે અને તારું જે છે તે સમજી તેમાં આનંદ માન, તને મળેલી તકોનો ઉપયોગ કર, અને તેડું આવે ત્યારે આનંદમાં ગાન કરતો અને **સોઽહં સોઽહં**ના ઉચ્ચાર કરતો ઊંચે ચઢી જા ઉપર જવાનો એ માર્ગ છે અને કકળાટ કરવામાં તો નીચે જ જવાનું છે અંતરમાંથી અનાહતનાદ ઊઠતા હોય, અને ભક્તિ કે વૈરાગ્યના પદનું ગાન ગાતાં અહીંથી સીધા ઉપર ચાલ્યા જવાય એ વાત તને મોહક નથી લાગતી? જો લાગતી હોય તો આ નીચે જણાવેલો માર્ગ સ્વીકાર અને નકામો કચવાટ કે કકળાટ છોડી દે!

૫૬
(રાગ—આશાવરી)

फेर फेर नहि आवे, अवसर फेर फेर नहि आवे,
ज्युं जाणे त्युं कर ले भलाई, जनम जनम सुख पावे  अवसर० १

**અર્થ**—અવસર ફરી ફરીને આવતો નથી, તક વારંવાર પ્રાપ્ત થતી નથી, તેથી જ્યારે તે મળે ત્યારે ભલાઈ કરી લે, જેથી જન્મોજન્મ સુખ પામે (૧)

---

શબ્દાર્થ—ફેર = ફરી વાર ફેર ફેર = ફરીફરીને અવસર = તક, વખત જ્યું = જેમ ત્યું = તેમ. જાણે = ગમે ભલાઈ = સારું કામ જનમજનમ = જન્મોજન્મ પાવે = મેળવે

**વિવેચન**—તુ બરાબર સમજી લે કે અત્યારે જેવી તક તને મળે છે તેવી [illegible]
હાથ આવતી નથી તુ ગધેડો કે બળદ થયો હોત તો તારે આખો દિવસ મજૂરી [illegible]
પ[illegible] અને છતા તારુ એક પણ કાર્ય તારે પોતાને સ્વાધીન રહેત નહિ એ ઉપ[illegible]
વિવેકશક્તિ સાપડી છે, તુ હિતાહિત પારખી શકે છે, પ્રાચીન અનુભવોનો લાભ [illegible]
છે, જીવનની ચચળતા જોઈ–જાણી શકે છે, અને તારુ વાસ્તવિક નિરતરનુ સુખ [illegible]
અને કયાથી મળી શકે એમ છે, તે તોળવાની તારામા શક્તિ આવેલી છે આવો [illegible]
વારવાર મળતો નથી એ વિષય પર શાસ્ત્રમા દશ પ્રસિદ્ધ દષ્ટાતો[1] કહેલા છે [illegible]
મળવો કેટલો દોહીલો છે તે તે તે દષ્ટાતો પરથી જણાય છે હવે જ્યારે [illegible]
તેનો લાભ લે, લાભ કેવી રીતે લેવો તેનુ તને એક નાનુ સરખુ સૂત્ર યોગીરાજ [illegible]

અવસરનો લાભ લેવાનુ સુદામ સૂત્ર એ છે કે જેમ બને તેમ, જેટલુ [illegible]
અને તેના પ્રમાણમા ભલાઈ કર દુનિયાના ભલાઈ કરવા જેવો બીજો લાભ [illegible]
રાજા હો કે ભિખારી હો, જે સયોગોમા હો ત્યા ભલાઈ કર એક પ્રાણી [illegible]
કે કેવો જ્ઞાની છે એ મહત્ત્વની બાબત નથી, પણ એ અન્યનુ ભલુ [illegible]
કેટલો ફાળો આપે છે એ ખાસ ઉપયોગી બાબત છે એ એના સાચાપણાનો [illegible]
છે અને એ એની જીવનયાત્રાની સફળતાનુ અચૂક એધાણ છે એવુ [illegible]
જનમ તને સુખ મળશે, આ ભવમા તને શાતિ રહેશે અને તારો [illegible]
માર્ગ પર ચડી જશે કે તને ભવાતરમા પણ સુખ પ્રાપ્ત થશે.

આત્મસુખની ખરી વ્યાખ્યા એ જ છે કે એનો વિકાસમા [illegible]
કરી દેવો. ભલાઈ કરવાથી એની પ્રગતિ વધારે ન થાય, તોપણ [illegible]
બરાબર રીતસરનો થઈ જાય છે અને એક વાર સાચે રસ્તે ચેતનજી [illegible]
બહુ અગવડતાની વાત રહેતી નથી, જનમોજનમ સુખ વધતુ [illegible]
શાશ્વત સુખ પણ એ માર્ગે આગળ વધતા પ્રાપ્ત કરે છે સુખ [illegible]
બતાવી છે અને એ માર્ગ અવિચ્છિન્ન હોઈ છેવટે સાધ્ય સુધી [illegible]
કર અને મળેલ અવસરનો લાભ લઈ લે (૧)

**तन धन जोवन सब ही जूठो, प्राण प[illegible]म जात [illegible]**

**અર્થ**—શરીર, પૈસા અને જુવાની–એ સર્વ ક્ષણિ[illegible]
ઊડી જાય તેવા છે (૨)

**વિવેચન**—તુ બરાબર વિચાર કરીશ તો તારો આ[illegible]

---

**શબ્દાર્થ**—જોબન = જુવાની યુવાવસ્થા જૂઠો = મિથ્યા, [illegible]
ભાગ ને મન પલકમે = ક્ષણમાત્રમાં જાવે = ચાલ્યા જાય તેવા છે [illegible]

---

૧ દશ દષ્ટાત માટે જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

કરાવનાર ત્રણ ચીજ છે સર્વથી પ્રથમ વધારે આસક્તિ કરાવનાર તારુ પોતાનુ શરીર છે, બીજુ, તારુ જોર પૈસા ઉપર છે, અને ત્રીજુ, અત્યારે તુ જુવાનીના રંગમા મસ્ત થઈ ગયો છે તારે બને તેટલી મોજ માણવી છે, તારી પાસે પૈસા મળધી જેટલી અનુકૂળતા છે તેટલાનો તારે ઉપયોગ કરવાનો છે અને જુવાનીના જોરમા તારે કામદેવની સેવા કરવી છે પણ જે ત્રણ વસ્તુ પર તુ મુસ્તકીમ બન્યો છે એ કેટલી વાર ટકશે તેનો વિચાર કર્યો છે?

તારા કેટલા સ્નેહીઓ ગયા? જેની સાથે રમ્યો, હર્યોફર્યો, તેમાના કેટલા ચાલ્યા ગયા? ત્યારે તુ બેસી રહીશ? અને પૈસા તો આજે હશે તો કાલે નથી! કૈંકના પૈસા ગયા તો તારી નાનકડીશી પૂજી તે શા હિસાબમા? વળી, જુવાનીનો ચટકો તો ચાર દહાડાનો છે અને પછી તો 'ઘડપણ કોણે મોકલ્યુ?'-વાળી વાત થશે જુવાની તો દાવાની છે અને ચાર દહાડાનુ ચાનણુ છે તન, ધન અને જોબનની તો વાત શી કરવી? પણ ખુદ જીવન પણ પલક વારમા ચાલ્યુ જશે. સાથે વાત કરીને છૂટા પડ્યા અને ઘેર પહોચ્યા ત્યા સાભળ્યુ કે ફલાણા ભાઈનુ હાર્ટફેલ થઈ ગયુ (હૃદય બધ પડી ગયુ)! ત્યારે, તુ જેના પર મક્કમ રહે છે તે જીવન પણ અનિત્ય છે તો પછી, અત્યારે જે અવસર મળ્યો છે તેનો લાભ લઈ લે એ તન, ધન, જોબન અને પ્રાણ તો કાચો ઘડો છે અને ઠણકો લાગતા ફૂટી જાય તેવો છે એનો શો વિશ્વાસ કરવો? તક કાઈ વારવાર મળતી નથી અને મળે ત્યારે પ્રથમથી ઓળખાતી નથી આ તક તો તુ ઓળખી શક્યો છે, તો એનો પૂરતો લાભ લે આવો અવસર ફરીફરીને નહિ મળે (૨)

तन छूटे धन कौन कामको? कायकु कृपण कहावे? अवसर० ३

**અર્થ**—(અને) શરીર છૂટી પડશે–પડી જશે, પછી પૈસા શા કામના છે? (માટે) શા સારુ કજૂસ (છો એવુ) કહેવરાવે છે? (૩)

**વિવેચન**—તુ એક દૃષ્ટિબિન્દુથી વિચાર, તો તારી ઘણી ગૂચવણ નીકળી જશે તને એટલુ તો સમજાય છે કે શરીર ગમે તેટલા વર્ષ રહે, પણ અતે તો જવાનુ જ છે તે વખતે સર્વ પૈસા તો અહીં છોડી જવા પડશે, તો પછી અત્યારે આપતો નથી, વાપરતો નથી અને દુનિયામા કૃપણ, મૂજી કહેવાય છે અને કેટલીક વાર તો લોકો સવારના તારુ નામ લેતા પણ સકોચાય છે—એ તે તારા કયા ડહાપણની વાત કહેવાય? અતે છોડવાનુ છે, તો અત્યારે તેનો સદુપયોગ કર, સારી રીતે તેમાથી પરોપકાર કર, તારી અનુકૂળતા પ્રમાણે તેનાથી લોકોપયોગી કાર્ય કર અને અત્યારે સાપડેલી તકનો લાભ લે જેટલો ધનનો સદુપયોગ કરીશ તેટલુ સાથે આવશે બાકી અહીં સોનાના ડુગર મૂકીને જઈશ તો પછવાડે કાઈ આવવાનુ નથી પૈસા મળ્યા હોય તો તેના ઉપયોગમા વિવેક રાખજે જરૂર

---

શબ્દાર્થ—છૂટે = છૂટ્યે નાશ પામી ગયા પછી, પડી ગયા પછી કૌન = શા? કામકો = કામનો, ઉપયોગનો કાયકુ = શા માટે? કૃપણ = મૂજી, ધન સઘરી રાખનાર તેને ન ખરચનાર મેલી, કૃપણ કહાવે = કહેવરાવે છે

હોય ત્યા અન્યના હિત માટે તેનો ઉપયોગ કરજે, યોગ્ય ક્ષેત્રમા વાપરજે, એક વાવાને હજાર ઊગે તેમ વાપરજે અને મળેલ તકનો પેટ ભરીને લાભ લેજે યાદ રાખજે કે આવો અવસર વારવાર આવતો નથી

અહીં જે વાત કરી છે તે ખૂબ વિચારજે પૈસા હોય તો ફેંકી દેવાતા નથા, પણ જો તું એને ગોંધી રાખીશ, તો અતે તો એ ગમે તે ગતે જશે કા તો ચોર ચોરી જશે, કા તો તારો દેવાદાર દેવાળુ કાઢશે, કા તો છોકરો કુપાત્ર નીવડશે અને કા તો તને સટ્ટો કરવાનુ મન થઈ આવશે નફાના 'કૃપણ' કહેવાઈશ, તારુ નામ લેતા પણ ભદ્ર લોકોને સકોચ વશે, માટે ડહાપણ હોય તો ધનનો પરોપકારના કાર્યમા વ્યય કર પૈસાનો સામાન્ય ઉપયોગ ભોગ છે, એ સ્વાર્થી છે; બીજો ઉપયોગ દાન છે, એ પરાર્થ હોઈ પ્રશસ્ય છે એ બે રીતે ધનનો ઉપયોગ નહિ કરવામા આવે તો એનો નાશ ચોક્કસ છે યાદ રાખજે કે પ્રેમથી અને કીર્તિની મારામારી વગર સાચે રસ્તે વાપરેલ ધન કદી ખૂટતુ નથી માટે યાદ રાખ કે, આવો અવસર વારવાર મળવાનો નથી અને અત્યારે તક ખોઈ બેઠો તો પછી મોડા મોડા પસ્તાવો જરૂર થશે, પણ પછી તે નકામો છે (૩)

जाके दिलमे साच बसत है, ताकु जूठ न भावे अवसर० ४

**અર્થ**—જેના મનમા સત્ય વસ્તુ જામી ગઈ હોય તેને જૂઠી (અસત્) વાત ગમતી નથી (૪)

**વિવેચન**—જેના મનમા સાચ-સત્ય જામી ગયુ હોય છે તેને જૂઠુ ગમતુ જ નથી, અને કુદરતી રીતે જ તેને જૂઠ તરફ એોકારી આવે છે સાચને કોઈ વાતની કે કોઈ વ્યક્તિની લાચ લાગતી નથી અને આખરે 'સાચ'નો જ વિજય થાય છે એક વાર સાચ ઉપર પ્રેમ થઈ ગયો પછી વાત એટલે સુધી બને છે કે એના વાતાવરણમા પણ સત્ય જામી જાય છે એ પોતે તો જૂઠુ બોલે નહિ કે જૂઠુ કામ કરે નહિ, પણ એની આસ પાસ જે પ્રાણી આવે તેને પણ સાચની છાયા અસર કરે છે આ માનસવિદ્યાનો અદ્ભુત પ્રયોગ છે અને એ આપણા ઋષિમુનિઓની જાણમા હતો

અહીં સાચ અને જૂઠ શબ્દોનો ઉપયોગ થયો છે તે માત્ર વચનવ્યવહારપૂરતો છે એમ જાણવાનુ નથી સાચ અને જૂઠ એ ચારિત્રના અર્થમા વપરાયા જણાય છે, એટલે એક વખત જે પ્રાણીના દિલમા સચ્ચારિત્રની ભાવના બરાબર જામી ગઈ હોય તેને કોઈ જાતનુ દુરાચરણ કરવાનુ કે કુવિચાર કરવાનુ મન જ થતુ નથી. કહેવાની વાત એ છે કે તને અત્યારે બરાબર અવસર મળ્યો છે, તો તુ તારુ આખુ જીવન એવુ સાચમય કરી દે, કે એમા અસદ્ આચરણને સ્થાન જ ન રહે સત્યમય જીવનની બલિહારી છે વાત

શબ્દાર્થ—જાકે - જેના. દિલમે = મનમા બસત હે = બેસે છે જામે છે તાકુ = તેને જૂઠ = ખોટી વાત, ખરાબ હકીકત, અસત્ વસ્તુ ભાવે = ગમે

જલયોગકાર કહે છે કે सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् (૨–૩૬) એટલે એક પ્રાણીમાં જ્યારે સત્ય બરાબર જામી જાય ત્યારે ક્રિયા (action) અને ફળ (fruition) એને આધીન થઈ જાય છે આપણે જેને 'વચનસિદ્ધિ' કહીએ છીએ તે દશા તેને સહજ પ્રાપ્ત થઈ જાય છે 'બચ્ચા! તેરા અચ્છા હોગા'–આટલા વચનમાત્રથી સારું થાય છે, આ વાત માનસવિદ્યાથી સિદ્ધ થઈ શકે તેવી છે વચનસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે નહિ પણ જીવન સફળ કરવા માટે દિલમાં સત્યનો વાસ કરાવવાની જરૂર છે વચનસિદ્ધિ તે તેનું અનિવાર્ય પરિણામ છે એક વાર સાચી વસ્તુ ગમી એટલે પછી જૂઠી વાત તરફ મન નહિ જાય. અત્યારે બરાબર અવસર મળ્યો છે તો જીવન એવું કરી દે કે પછી એનો માર્ગ સરળ થઈ જાય અને એ સીધે રસ્તે જ ચાલ્યા કરે આવો અવસર વારવાર મળતો નથી અને મળેલી તક ગુમાવવી એમાં ડહાપણ નથી (૪)

'आनंदघन' प्रभु चरन पथम, समरी समरी गुण गावे. अवसर० ५

**અર્થ**—(તે) ચાલતે પંથે આનંદપુંજ પ્રભુને સમરી સમરીને (તેના) ગુણ ગાય (૫)

**વિવેચન**—તું ગમે તે પંથમાં હો, વિકાસમાર્ગમાં ગમે તેટલો આગળ વધ્યો હો, તું તારા ચાલતા માર્ગે આનંદઘન પ્રભુને સ્મર તારો આનંદ શું છે, ક્યાં છે, કેવી રીતે પ્રાપ્ય છે, તેનો વિચાર કર અને આ મળેલી તકનો લાભ લે તું ગમે તે જ્ઞાતિ, વય, ધર્મ કે વ્યવસાયવાળો હો, પણ તું આત્માનંદને ઓળખ, એના રસ લે, અને તારા અંતરમાં રહેલા પ્રભુને સ્મર, એના ગુણગાન કર, એમાં મનને પરોવી રાખ અને પછી તું મોજ માણ તારે કાંઈ બાબતમાં મૂંઝાવાનું નથી, આનંદઘન પ્રભુના સ્મરણનો તારો અધિકાર સદૈવ જાગતો છે તારે તો એક જ વાત વિચારવાની છે કે આતમઆનંદને ઓળખવાનો અને માણી લેવાનો આવો અવસર વારવાર મળવાનો નથી, અને મળે ત્યારે તેને બરાબર ભોગવી લેવાના જીવનનું સાફલ્ય છે

અહીં 'ચલત પંથ' એટલે વિકાસનું પગ સમજવું દરેક વ્યક્તિ વિકાસના જુદા જુદા સોપાન પર સ્થિત હોય છે અને પ્રયત્ન દ્વારા આગળ ધપી શકે છે તકનો લાભ લેવો હોય ત્યારે પોતે વિકાસને કયે પગથિયે છે તે પર ધ્યાન આપવાની જરૂર નથી આપણે જે હોઈએ, જ્યાં હોઈએ, જેવા હોઈએ તેવા આપણે મળેલ તક અનુસાર આનંદ–આત્માનંદ–સહજાનંદરસના ઘૂંટડા પી શકીએ છીએ, પીવા જેટલી શક્તિ ન હોય તો એ સ્થાનમાં આનંદઘન પ્રભુનું સ્મરણ કરી શકીએ છીએ, અને તે રીતે આપણો વિકાસ સાધી શકીએ છીએ મળેલી તકનો ઓછામાં ઓછો એટલો લાભ તો લેવો જ જોઈએ કે આપણે આનંદપ્રભુનું નિત્ય સ્મરણ કર્યા કરીએ ગુણગાન કરવાથી આદર્શ સન્મુખ હોય તો તેને પહોંચવાના પ્રયત્ન થાય છે અને એમ કરતા સુપ્રયાસ દ્વારા સાધક આદર્શને પહોંચી શકે છે

---

**શબ્દાર્થ**—ચલત = ચાલતા, સરિતામ પંથમે = માર્ગમાં, રસ્તામાં સમરી સમરી = યાદ કરી, સ્મરણ કરી (વારવાર) ગાવે = ગાય

માટે અત્યારે જે તક મળી છે તેનો લાભ લઈ ખૂબ મોજ માણુ, આનંદરસને ઓળખ, એ રસાત્માને સમજ અને તન્મય થવા નિર્ણય કર (૫)

ઉપસંહાર—યાદ રાખજે કે આવા અવસરો વારંવાર મળતા નથી. ચિદાનંદજીએ પુદ્ગળગીતામા કહ્યુ છે કે 'વાર અનંતી ચૂકિયા ચેતન, ઇણુ અવસર મત ચૂક'—એટલે આ ચેતનજીને અનેક વાર તકો તો જરૂર મળી છે, પણ જ્યારે અવસર આવે ત્યારે આ ભાઈસાહેબ ભોળા પડી ગયા છે, અને પછી તો 'લગ્ન વેળા ગઈ ઊંઘમા, પછી ઘણો પસ્તાય' એના જેવી વાત થાય છે, એટલે મળેલી તક ગુમાવી નાખે છે એકંદરે અત્યારે જેટલી અનુકૂળતાઓ તને મળી છે તેનો જેટલો લાભ લઈશ તેટલો આત્મવિકાસ થશે અને એમા તને ખરી મજા છે તારી સાથે જો કોઈ પણ ચીજ આવે તેવી હોય તો તે તારો વિકાસ છે આત્મા જેટલો ઉન્નત થયો હશે તેટલો પંથ કપાશે અને સાધ્ય સન્મુખ થયુ એ તો ઉઘાડી વાત છે માટે આવો અવસર વારંવાર મળતો નથી તેથી તેનો બને તેટલો લાભ લે (૧૦૦)

## ૫૬ એકસોએકમુ

ભૂમિકા—આ પદનો ભાવ સ્પષ્ટ છે ચાલુ નિયમ પ્રમાણે એના કર્તૃત્વની ચર્ચામા આ સ્થાને નહિ ઊતરીએ. એની ભાષા, રચનાપદ્ધતિ અને શબ્દચિત્ર આનંદઘનની જાણીતી સ્વીકારાયેલી કૃતિથી એટલા જુદા પડી જાય છે કે એના નકારાત્મક નિર્ણયમા બહુ ચર્ચાને સ્થાન રહેશે નહિ, છતા એ વિષયની ચર્ચા તદ્યોગ્ય સ્થાન પર મુલતવી રાખી અત્ર આનંદઘનજીની પ્રાર્થનાપદ્ધતિ પર માત્ર વિચાર કરીએ.

આનંદઘનજીના બાવીશ સ્તવનો પ્રસિદ્ધ છે, તેમા યોગ, તત્ત્વજ્ઞાન અને આત્મવાદના નિર્ઝરણા ચાલુ પ્રવાહરૂપે દેખાય છે એમા પ્રભુ પાસે સીધી માગણી કદી કરવામા આવી જોવામા આવતી નથી, માત્ર એક સત્તરમા સ્તવનના મનજાને ઠેકાણે લાવવાની વાત કરતા તેઓશ્રી ગાઈ ગયા છે કે 'મારુ મનડુ ઠેકાણે લાવો તો તમે તમારુ મન ઠેકાણે આણ્યુ છે-વશ કર્યુ છે-એ વાતને હુ સાચી માનુ' આ માગણી પણ આડકતરી છે એટલે ચોવીશી પૈકીના બાવીશ સ્તવનોની ભાષા, ભાવ અને વિષયોની વિચારણા કરતા આ સ્તવનની કૃતિ ઉપર સ્વાભાવિક રીતે ધ્યાન તો પડી જ જશે, અને તે આનંદઘનની શૈલીથી તદ્દન જુદા પ્રકારની છે એમ જરૂર લાગશે

સ્તવનનો ઉદ્દેશ સ્તુતિનો હોય છે વિશિષ્ટ લેખકોએ સ્તવનમા અતિ ઉચ્ચ આશયથી આત્મજ્ઞાનના વિષય ઉતાર્યા છે એમની ભાવના તો સ્તુતિ દ્વારા પણ ચેતનરામને ઓળખવાની જ હોય છે એટલે એ જેમ સંસારમા ભમતા પણ એકત્વ, અન્યત્વ કે અનિત્યત્વ

જોઈ શકે છે, તેમ મંદિરના પણ ચેતનરાજને સામે બેસાડી તેને ધ્યાવે છે, તેનો પથરો નિહાળે છે, એના ચરણમાં આત્માર્પણ કરે છે અને સીધી સ્તુતિ કરતાં પણ ધ્યાન, યોગ અને આત્મતત્ત્વચિંતવનમાં ઊતરી જાય છે. આ વિશિષ્ટ દૃષ્ટિ હોઈ શકે છે એમ આપણે સ્વીકારીએ, તોપણ મધ્યમ કક્ષાના તથા સામાન્ય કક્ષાના પ્રાણીઓને તેવા પ્રકારની વિચારણા પોતાની હદની બહાર જતી લાગે તેમાં નવાઈ નથી.

મારી દૃષ્ટિએ સ્તવન અને સજ્ઝાયમાં ઘણો ફેર છે અથવા હોવો જોઈએ. સ્તવન સ્તુતિપ્રધાન હોય છે, જ્યારે સજ્ઝાય (સ્વાધ્યાય)માં સ્વનો અભ્યાસ વધારે હોય છે. સજ્ઝાયમાં ભાવનાને મુખ્ય સ્થાન ઘટે છે. તત્ત્વચિંતવન, વૈરાગ્યઉપદેશ, મનસ્થિરીકરણ અને પાપસ્થાનકોની ત્યાગદૃષ્ટિએ વિચારણા વગેરે બાબતો સજ્ઝાયમાં આવે. આ મારી વિચારણા બરાબર હોય તો સ્તવનમાં મુખ્યતયા ભક્તિયોગને વધારે સ્થાન હોવું ઘટે અને તેમાં ખાસ કરીને બાળજીવો તો ભગવાન પાસે 'અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો રે' અથવા 'સિદ્ધાચલગિરિ ભેટ્યા રે, ધન ભાગ્ય હમારા' બોલતાં જે રસ અનુભવે છે તે સુગ્રાહ્ય અને સુપરિચિત હોઈ ખૂબ જમાવટ કરે છે.

આનો અર્થ એ નથી કે વિશિષ્ટ દૃષ્ટિવાને પણ સામાન્ય કક્ષા ઉપર ઊતરી જવું, એમાં વિશિષ્ટ રુચિને સ્થાન નથી એ ભાવ પણ નથી, એમાં સ્તવન અને સજ્ઝાયના પ્રદેશનો ગોટાળો થઈ જાય છે એમ બતાવવાનો ઉદ્દેશ પણ નથી. પણ એક વાત મને બેસી ગઈ છે અને તે એ છે કે સામાન્ય કક્ષાના જીવોને સહજ અર્થ પ્રાપ્ત થઈ જાય અને અંદરનો આત્મા જરા હાલતોચાલતો થઈ જાય એવી કૃતિઓ ખૂબ મજા આપે છે. એ દૃષ્ટિએ જોતાં આ પદ, જે સ્તવનની કોટિમાં આવે છે અને જેનો ઉપયોગ સંગીતશાસ્ત્રી ભોજકો બહુ વખત કરે છે, તે ખૂબ જાણીતું, લોકપ્રિય અને ભાવવાહી સ્તવન છે.

એમાં આ ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ ભગવાનના ચરિત્રનું ભાવવાહી નિવેદન છે. એમાં એમનો સંસારત્યાગ અને મોક્ષનો સુંદર સંદેશ છે અને એમાં એમને પગલે ચાલી તેને પરિણામે તેમના જેવા થવાના કોડ છે. ભવ્ય છટાથી આ પદની વિચારણામાં આખું આદીશ્વરચરિત્ર લખી શકાય. તેને માટે તો શ્રીત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રના પ્રથમ પર્વની ભલામણ કરવાનું જ બની શકે તેમ છે. આદિનાથના ચરિત્રમાં કેટલીક વિશિષ્ટતાઓ છે તે તરફ માત્ર ધ્યાન ખેંચીએ અને તેમ કરી આ સ્તુતિપ્રધાન પદને ન્યાય આપીએ.

¹ તીર્થંકરો દરેક ચોવીશીમાં ચોવીશ થાય છે. ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં છ છ આરા હોય છે. બન્ને મળીને એક આખું કાળચક્ર કહેવાય છે. ઉત્સર્પિણીમાં વસ્તુ, ઉત્પત્તિ, રસકસ, આયુષ્ય અને સગવડ–સુખો વધતાં જતાં જાય છે, જ્યારે અવસર્પિણી કાળમાં તે દિન પ્રતિદિન ક્રમસર વધારે આકરાં, ક્ષીણ અને અસુખાકારીભર્યા થતાં જાય છે. બન્નેમાં ચોવીશ ચોવીશ તીર્થ કરનાર મહાપુરુષો થાય છે. એમની પાસે અનેક વિશિષ્ટ લક્ષ્મી

દેખાય છે અને એમના ઉપદેશને અનેક પ્રાણી ઝીલે છે તેઓ સંસારસમુદ્ર તરાવી શકે તેવું તીર્થ સ્થાપે છે તીર્થમા સાધુ-સાધ્વીનો ઉચ્ચ ત્યાગમાર્ગ અને શ્રાવક-શ્રાવિકાનો મધ્યમ ત્યાગમાર્ગ તેઓ બતાવે છે તેમનાથી નવી પરંપરા શરૂ થાય છે અને જનતા મોક્ષમાર્ગ તરફ ગમન કરવા તૈયારી કરી તપ, ત્યાગ અને અહિંસાનો માર્ગ સ્વીકારે છે ઉત્સર્પિણી કાળના ત્રીજા આરામા અને અવસર્પિણી કાળના ચોથા આરામા આવા ચોવીશ ચોવીશ તીર્થંકરો થાય છે

આદિનાથ ભગવાન, જેમનુ બીજુ નામ ઋષભદેવ છે, તેઓના સમય સુધી વર્તમાન ચોવીશીમા યુગલિક ધર્મ પ્રવર્તતો હતો એક સ્ત્રી-પુરુષ સાથે જન્મે, કુદરતી સ્થિતિમા વૃક્ષ નીચે રહે, તેમની જરૂરીઆતો તદ્દન સાદી, ઝાડ કલ્પવૃક્ષ હોય, તેમાથી જોઈએ તે જંગલમા મળી રહે, વરસાદ, ગરમી કે ઠંડીનો ઉપાધિ નહિ, અને જેમ તેઓ વિશેષ પ્રગતિ ન કરી શકે તેમ મોટુ પાપ બાધવાના પ્રસંગ પણ ઓછા હોઈ, તેઓ સાદા, સુખી જીવનનો લાભ લે અને જીવન દરમ્યાન સાથે જન્મેલા બન્ને સ્ત્રી-પુરુષ તરીકે સહચાર સાધે

આવા પ્રકારનો સાદા જીવનનો કાળ પૂરો થવા આવે ત્યારે આ યુગલિક ધર્મનો અંત આવે છે પ્રથમ હકાર-મકાર-ધિક્કારની નીતિ પ્રવર્તે છે લોકો કળા શીખતા થઈ જાય છે, રાજ્ય અને પ્રજાના ધર્મોનુ સમીકરણ થાય છે, રાધવાની પરિસ્થિતિ ઊભી થાય છે, ઘરબાર બાધવાની શરૂઆત થાય છે અને સાથે ગુના, તોફાન, ધમાલ વધતા જાય છે અને સાદા જીવનનો અંત આવતો જાય છે આવે પ્રસંગે જે આગેવાન હોય છે તેને અનેક નવીન બાબતોમા દોરવણી અને શિક્ષણ આપવાનુ પ્રાપ્ત થાય છે એને સમાજ બંધારણ ઘડવુ પડે છે, લોકોને વ્યવહાર શીખવવો પડે છે અને ઉપસ્થિત થતા અનેક નવા પ્રશ્નો પર સમાજદૃષ્ટિએ ફેંસલા આપવા પડે છે, અને પ્રગત થતા સમાજને તદ્દન અવનવા ઝોક આપવા પડે છે સમાજને પ્રગત થતો ગણવો કે કાળચક્રમા અટવાતો ગણવો એ વળી જુદો જ પ્રશ્ન છે પણ અનેક સૂચવણોમા આ યુગના દોરવણી કરનારના બારે આવડત, શક્તિ અને દૂરદેશિતા તો જરૂર હોવી જોઈએ. ભોળા ભદ્રિક લોકોને લગભગ દરરોજ અવનવા પ્રશ્નો ઊઠે તેને વળણ આપવાનું કામ આવો આગેવાન કરી બતાવે છે અને તેના વિશિષ્ટ આવડતને માન આપી લોકો તેને પૂજ્ય સ્થાને ગણી આગેવાન પદ આપે છે અને આ રીતે રાજાના પદની શરૂઆત થાય છે

આ સર્વ હકીકત આદિનાથ પ્રભુના સમયમા-આ ચાલતી ચોવીશીની શરૂઆતમા-બની એ ઉપરાત શ્રી ઋષભદેવે વ્યવહારનાં પ્રથમ બતાવી સમાજસ્થાપના કરી, તેમ જ ત્યાગમાર્ગની શરૂઆત, સ્થાપના અને પ્રચાર પણ તેમણે જ કર્યા, એ વાત ખાસ નોંધવા જેવી છે એમણે સંસારત્યાગ દ્વારા ઉચ્ચ મનનસાધનના રસ્તા સ્વીકાર્યા, બતાવ્યા અને અનેકને એ માર્ગે દોરી ખૂબ આત્મપ્રગતિ રજૂ કરી આવી વિશિષ્ટ વ્યક્તિને અનેક પ્રકાર વિજ્ઞપ્તિ કરે છે

આદીશ્વરચરિત્ર ખૂબ ધ્યાન રાખી વિચારવા લાયક છે એમનો માતા તરફનો સ્નેહ જેટલો આકર્ષક છે, તેટલો જ યથાવસર તેનો ત્યાગ પણ નમૂનેદાર છે એમણે વ્યાપાર વાણિજ્ય અને લલિતકળાનો નિર્દેશ કર્યો એ તેમનું કૌશલ્ય સૂચવે છે અને એમણે અહિંસા, સંયમ અને તપોમય ધાર્મિક પ્રગતિના માર્ગો બતાવ્યા તે તેમનું આંતરિક ઉચ્ચ ભાવનામય જીવન બતાવે છે એ સાદા-સરલ જીવો પર રાજ્ય કરી શકયા, તેની સાથે, જરૂર પડતા, એક વર્ષ સુધી વગર ભોજને ઉપવાસ પણ કરી શકયા, એ તેમની વિશિષ્ટ મનોદશા સૂચવે છે એ પોતાના સો પુત્રોને વિશુદ્ધ ધર્મ બતાવી સંસારત્યાગ કરી શકયા અને બ્રાહ્મી-સુંદરીને અતિ ઉચ્ચ સંસ્કારવતી કેળવણી આપી શક્યા એ એમના ઉચ્ચ આશો અને સંસ્કારી જીવનની પરાકાષ્ઠા બતાવે છે હાથીના કુંભસ્થળ પર હોદ્દો બનાવવાની કળા શીખવી શકે તે મહાપુરુષ મૈત્રી-કરુણાના પાઠો શીખવી શકે કે દયા-દાનનો મહિમા દાખવી શકે એ અતિ સૂચવણવાળો પણ સમજી શકાય તેવો કોયડો છે

એમના સમયમા ભરત અને બાહુબલી-એમના જ પુત્રો-મહાભયંકર યુદ્ધ બાર વર્ષ સુધી લડે અને એ વાતના સામે એ બેમાનો એક પુત્ર ચક્રરત્ન અને પ્રભુને કૈવલ્યજ્ઞાન થાય ત્યારે પિતાના જ્ઞાનના મહિમાને પ્રથમ સ્થાન આપે, અને બીજો પુત્ર રણભૂમિને કૈવલ્યપ્રાપ્તિભૂમિ બનાવે—એ આખા પ્રસંગો મનને વિચારમા નાખી દે તેવા છે આવા મહાપુરુષનો આપણે અત્યારે સ્તુતિ કરીએ છીએ

## ૫૮[1]

( રાગ-આશાવરી )

**मनु प्यारा मनु प्यारा, रिखभदेव मनु प्यारा. (ए आंकणी[2])**
**प्रथम तीर्थंकर प्रथम नरेसर, प्रथम यतिव्रत धारा.　　रिखभ० १**

અર્થ—મને-મારા મનમા-વહાલા લાગે છે, મને સ્નેહ લગાડે છે (કોણ ?) ઋષભ

શબ્દાર્થ—મનુ = મને મનને પ્યારા = વહાલા, સ્નેહી પ્રેમપાત્ર રિખભદેવ = ઋષભદેવ, આદિનાથ પ્રથમ = પહેલા, શરૂઆતના, પહેલી સંખ્યાવાળા તીર્થંકર = તીર્થ એટલે પાર ઊતરવાનો માર્ગ, તેને કરી આપનાર, તીર્થ જમાવનાર પ્રવર્તક પરમ પુરુષ નરેસર = નરેશ્વર મનુષ્યના રાજા ઉત્તમ પુરુષ યતિવ્રત = સાધુવ્રત (સરખાવો-શ્રાવકવ્રત) ધારા = ધારણ કરનારા

૧ આ પદ સ્તવનરૂપે ગણાય છે સાક્ષર ભીમશીએ તેને ૧૦૧મા પદ તરીકે સ્થિર કર્યું છે કોઈ પ્રતમાં નથી, પણ ભોજકોને મુખથી સાંભળેલ છે એમા પાઠાંતર નથી ભાવવાહી હોઈ સમજવા યોગ્ય છે અને ચાલુ ઢબથી જુદા પ્રકારનું હોઈ મજા આપે તેવું છે એ દૃષ્ટિ નજરમા રાખી એના પર વિવેચન કર્યું છે —વિવેચનકાર

૨ આંકણી—આ શબ્દ કેવી રીતે ભાષામા આવ્યો છે તેની તપાસ કરવા યોગ્ય છે જૈન સ્તવન-પદ-સજ્ઝાયમાં દરેક ગાથાને અંતે પુનરાવર્તન કરવાના પદને અંગે 'એ આંકણી' અથવા 'એ ટેક' એમ લખેલું હોય છે હિંદીકોશમા 'ટેક' શબ્દના અર્થમાં લખેલ છે કે 'गीतका प्रथम स्थायी पद' પણ એ

દેવ તીર્થંકર મને સ્નેહ લગાડે છે એ આદિ તીર્થંને કરનાર છે, એ સર્વથી પહેલા મોટા રાજા છે અને સર્વથી પ્રથમ યતિવ્રત લેનાર–દીક્ષા લેનાર–છે એ આદિનાથ મને વહાલા છે (૧)

વિવેચન—ઋષભદેવ પ્રભુ મને પ્યારા છે આ વાત આકડીના વિભાગમા ત્રણ વખત પુનરાવર્ત કરવાની છે પ્રેમી જ્યારે પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે, ત્યારે એ પુનરાવર્તનને દોષ માનતો નથી એ તો રાત–દિવસ, સમય મળે ત્યારે, વગર સંકોચે, એના નામનુ રટણ કર્યા કરે છે આવું રટણ કરતા આદિનાથના અનેક જીવનપ્રસંગો આ [illegible] અને તે પ્રસંગને નિમિત્તે એ વારવાર એનુ નામ રટતો જાય છે એનો [illegible] આકર્ષણનો છે એ નામનો જ્યારે અંદરથી અજપાજાપ ચાલે ત્યારે તો પછી વગર [illegible], વગર સંગીતના નાદે, વગર સાજે અને વગર શબ્દપુરુષની લહેરે પણ એનો [illegible] કરે છે એવા જાપમા ન જોઈએ માળા, કે ન જોઈએ મણકા, ન [illegible] કે ન જોઈએ દૃષ્ટિમીચન, એ તો અંદરથી ચેતનરાજ પોતે જ જાપ જપ્યા કરે છે [illegible] અનંત આનંદમા મગ્ન થઈ જાય છે

આ આદિનાથ ભગવાન વર્તમાન ચોવીશીમા સાધુ–સાધ્વી–શ્રાવક–[illegible] સ્થાપના કરનાર પ્રથમ તીર્થંકર થયા તેમના સમય સુધી તો [illegible] ઝાડ નીચે રહી સાદુ જીવન ગાળતા હતા. દશ યતિધર્મવાળો [illegible] શ્રાવકધર્મ વગેરે તીર્થની રચના, બાર અંગની રચના માટે ગણધર [illegible] જિનકલ્પ–સ્થવિરકલ્પના વિભાગો, વાદીગણની પદ્ધતિસરની યોજના [illegible] ગોઠવણ કરનાર આ પ્રથમ મહાપુરુષ વર્તમાન ચોવીશીમા થયા

અને તેઓ પહેલા રાજા થયા જ્યારે લોકોને શાસનની [illegible] તેઓએ એકઠા થઈ ઋષભદેવને રાજાપદે સ્થાપ્યા, તેમની [illegible] આ હકીકત આ યુગમા ખાસ નોંધવા લાયક છે એને જરા [illegible] કાળદોષથી કલ્પવૃક્ષોનો પ્રભાવ ઘટવા લાગ્યો, જુગલિયાઓમા [illegible] ઉત્પન્ન થવા લાગ્યા અને તેઓ હકાર, મકાર અને ધિક્કારની [illegible] કરે તેઓ ભગવાન પાસે આવા અસમંજસ બનાવોનુ નિવેદન [illegible] ગાથી લાગ્યા કે આપ અમારા રાજા થાઓ, કારણ કે અમારામા આપ [illegible] મોટા આવતો નથી. આપ અમારી ઉપેક્ષા ન કરી શકો" તેમની વિનંતિ [illegible] વાત [illegible] પછી

શબ્દનો એવો અર્થ કેમ થયો એની વ્યુત્પત્તિ આપી નથી 'આકણું [illegible] 'હિંમતનો આડસ્રો' જણાવે છે આકડી' ના અર્થમા 'એક [illegible] -
કડી કે ટૂક' એ અર્થ આપ્યો છે 'કડી શબ્દનો અર્થ કવિતાનુ [illegible] 1 કરી
'આકણી'ને સ્થાને 'આકડી' શબ્દ વધારે બંધ બેસતો જણાય છે [illegible] નિવાર્યું",
તપાસ માગે છે —વિવેચનકાર

નાભિરાજ પાસે મોકલ્યા અને અંતે રાજાપદનો સ્વીકાર કર્યો તે વખતે જુગળિયા જળ લઈ આવ્યા અને પ્રભુને અભિષેક કર્યો આવા ભોળા લોકોનો આટલો સ્વયસ્ફુરિત વિવેક જોઈ ઇદ્રે તેમને માટે સારી નગરી વસાવી આપવા કુબેરને આજ્ઞા કરી અને એ રીતે વિનીતા નગરીની સ્થાપના થઈ[1] આ રીતે પ્રથમ નરેશ્વર પ્રભુ થયા તે વાતમા પણ નૂતનતા છે

અને, આવા મોટા રાજ્યના ભોગવવાવાળા હોવા છતા, અને સામે કોઈ હરીફ ન હોવા છતા, સર્વ સગ ત્યાગ કરી પ્રથમ યતિવ્રત-સાધુવ્રત લેનાર પણ એ મહાપુરુષ હતા. જ્યારે સર્વ વાતની અનુકૂળતા હોય, લોકોનો ચાહ હોય અને પોતામા આવડત હોય ત્યારે સર્વ સગનો ત્યાગ કરી યતિવ્રત લેવુ એ વ્યવહારદૃષ્ટિએ લોઢાના ચણા ચાવવા જેવુ વિષમ વ્રત છે અપેક્ષાએ એ આકરો ત્યાગ છે અને હાથે કરીને અનેક અગવડો સ્વીકારી લેવાનો એ માર્ગ છે જેમા ઇદ્રિયદમન અને પરીષહપરપરાનો પાર નથી, જેમા સર્વ આરભ-સમારભનો ત્યાગ કરવાનો છે, જેમા મન વચન ક્રિયાથી અખડ બ્રહ્મચર્ય પાળવાનુ છે, જેમા કોઈ પ્રકારના વાહનનો ઉપયોગ કરવાનો નથી, એવા તપ ત્યાગપ્રધાન યતિધર્મને આ યુગમા પ્રથમ સ્વીકારનાર આ મહાપુરુષ થયા, જેમણે બાર માસ સુધી પ્રાશુક અન્ન ન મળવાને કારણે એકધારા ઉપવાસ કર્યા અને જેમણે ત્યાગનો મહિમા પોતાના દાખલાથી બતાવી આપ્યો એ આદિનાથ ભગવાન મને પ્યારા છે, (૧)

नाभिराया मरुदेवीको नंदन, जुगला धर्म निवारा. रिसभ० २

**અર્થ**—પિતા નાભિરાજ અને માતા મરુદેવીના પુત્ર અને જુગલિયા ધર્મનુ નિવારણ કરનારા અને તેનો છેડો લાવનારા (ઋષભદેવ પ્રભુ) મને વહાલા છે, મારામા વહાલ ઉત્પન્ન કરે છે (૨)

**વિવેચન**—નાભિરાજા અને માતા મરુદેવાના આ પુત્ર તરફ સ્વાભાવિક રીતે આકર્ષણ થાય તેમ છે પુત્રના તરફ અદ્ભુત વાત્સલ્ય ધરનાર આ માતાનો પુત્રવિરહનો વિલાપ કરુણ રસનો નમૂનો છે આવી પ્રેમાળ માતા અને પોતાની હયાતીમા પુત્રને રાજ્યપદે સ્થાપનાર પિતાના વહાલસોયા પુત્ર આદિનાથ મને ખરેખર પ્યારા છે એ ભગવાને જુગલિક ધર્મનો છેડો આણ્યો અને દુનિયામા ચાલુ વ્યવહાર પ્રવર્તાવ્યો, તેની સાથે મોક્ષમાર્ગ પણ ચાલુ કર્યો, એટલે તેમના ઉપર વધારે વહાલ આવે છે જુગલિયા ધર્મમા જીવનની સાદાઈ હતી એ ખરી વાત, પણ એમનામા સયમ, ત્યાગ કે ધ્યાનની મહત્તા ન હતી,

---

**શબ્દાર્થ**—નાભિરાયા = નાભિરાજા, ઋષભદેવના પિતાનુ નામ મરુદેવી = મરુદેવી માતા નાભિરાજાની પત્ની, ઋષભદેવ ભગવાનની માતાનુ નામ નદન = પુત્ર, લડકા જુગલાધર્મ = યુગલિક ધર્મ (વિવેચન) નિવારા = છેડો લાવનારા, નિવારણ કરનાર

---

[1] શ્રીત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર આદિ પર્વ, સર્ગ ૨ શ્લોક ૮૯૩-૯૧૧

એટલે જુગલિયા ભલે નરકમા ન જાય, પણ તેમનુ સંસારપરિભ્રમણ તો ચાલુ જ રહેવાનુ હતુ અને, વિશિષ્ટ દૃષ્ટિએ, સોનાની બેડી પણ અંતે તો બેડી જ ગણાય. આવા યુગલિક વર્ગનો તેમણે છેડો આણ્યો આ યુગલિક ધર્મનો છેડો કાળબળે આવે છે અને સ્થાન પરત્વે હોય છે, પણ તેવો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે એક મહાન વ્યક્તિનો જન્મ થાય છે અને એ આખી પુનર્ઘટના યોજી આપે છે આ વિકટ કાર્ય અતિ લાંબી નજર અને વિચારણા માગે છે વળી, એ કાર્ય ભારે કલ્પનાશક્તિ, તર્કશક્તિ અને વિચારણા માગે છે આવુ કાર્ય કરનાર પર જોખમદારી પણ મોટી હોય છે અને તેના પ્રમાણમા તેનુ ખમીર પણ ભવ્ય હોય છે એ કરનારને વંદન હો (૨)

केवल लई प्रभु मुगतें पोहोता, आवागमन निवारा रिखभ० ३

**અર્થ**—સંપૂર્ણ જ્ઞાન (કૈવલ્યજ્ઞાન) મેળવીને ભગવાન મોક્ષે પહોચી ગયા અને પોતાનુ (ગતિ-આગતિમા) જવુ-આવવુ અટકાવી દીધુ એવા પ્રભુ મને પ્યારા છે (૩)

**વિવેચન**—આવા ઋષભદેવ ખૂબ ઉજ્જવળ ત્યાગી આત્મસાધન કરવા લાગ્યા ચારૂ માસના એક વર્ષ સુધી ખપે તેવુ (પ્રાસુક) અન્ન ન મળવાન કારણે ખાધા વગર રહ્યા, પણ લીધેલ નિયમને ચૂકયા નહિ, કોઈ પાસે ભોજનની યાચના કરી નહિ અને એકધારો અહિંસા, સંયમ અને તપનો આકરો માર્ગ સ્વયં સ્વીકાર્યો ચેતનરાજને અપનાવવા લાગ્યા અને એ દ્વારા વિષય-કષાય પર સામ્રાજ્ય મેળવી તેમણે ચાર ઘાતી કર્મોનો ક્ષય કરી સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું આ કેવળજ્ઞાન થાય ત્યારે ભૂત, ભાવી અને વર્તમાનના સર્વ પદાર્થો અને ભાવોને જાણી શકાય છે આવા વિશિષ્ટ જ્ઞાનને પ્રાપ્ત કરીને પણ આત્મપ્રગતિના મહાન માર્ગમા એ આદિદેવ અટક્યા નહિ, ત્યાથી પણ આગળ વધી તેઓશ્રીએ બાકીના ચાર અઘાતી કર્મો પર પણ વિજય મેળવી મુક્તિવધૂને પ્રાપ્ત કરી આવી રીતે જે સંસારમા તેઓ આવ્યા હતા તેનાથી ઉપરવટ થઈ તેઓ હમેશને માટે મુક્ત થયા, અનંત આનંદના ભોગી થયા અને પુરુષાર્થનુ આત્મવિકાસમા શુ સ્થાન છે તેનો દાખલો બતાવી ગયા.

આ પ્રાણીને મોટામા મોટી ઉપાધિ આવાગમનની છે એક સ્થાને જરા જમાવટ કરે ત્યા ત્યાથી ઉપડવાનુ થાય આ એક ગતિમાથી બીજી ગતિએ જવુ, અને ક્યાય સ્થાયી સ્થિરતા ન મળે, એથી પ્રાણીને કંટાળો આવે છે પ્રભુ મોક્ષના બેઠા એટલે એમને આ આટા મારવાનો છેડો આવી ગયો. આવાગમનનો હમેશને માટે અંત આવે એ બહુ મોટી વાત છે, અને આપણો એ આદર્શ છે એ આદર્શ જેણે પ્રાપ્ત કર્યો છે તે આદિનાથ આપણી આરાધ્ય મૂર્તિ છે (૩).

---

**શબ્દાર્થ**—કેવલ = કૈવલ્યજ્ઞાન ભૂત-ભાવી-વર્તમાનનુ સંપૂર્ણ જ્ઞાન લઈ = મેળવી પ્રાપ્ત કરી, મુગતે = મોક્ષે સર્વ કર્મથી મુક્તિ પોહોતા = પહોચી ગયા, ગયા આવાગમન = જવુઆવવુ નિવારા = નિવાર્યું, અટકાવ્યુ

'आनदघन' प्रभु इतनी विनति[1], आ भव पार उतारा। रिखभ० ४

અર્થ—આનંદઘન (કહે છે, અથવા આનંદમય) પ્રભુ! મારી માત્ર એટલી આજીજી છે કે મને આ સંસાર (રૂપ સમુદ્ર)ને પેલે છેડે ઉતારી આપો, મૂકી આપો! આવા પ્રભુ-ઋષભદેવ મને પ્યારા છે (૪)

વિવેચન—આટલી ચોખવટથી પોતાના પ્રેમપાત્રને ઓળખી તેની પ્રશંસા કરી, પછી સુંદર માગણી કરે છે ભવ એટલે સંસાર સંસારનું કારણ કર્મ કર્મને પરિણામે સગવડ પણ હોય અને અગવડ પણ હોય એ કર્મનો ભોગવટો કરતા નવા કર્મ બધાય એને ભોગવવા પાછું ભટકવું પડે આ રીતે સંસારનું ચક્ર ચાલ્યા કરે છે અને પ્રાણી ઉપરનીચે આવડયા કરે છે આ આખો સંસાર, એક રીતે જોતા, દરિયા જેવો છે માટે પ્યારા પ્રભુ પાસે નાનકડી માગણી કરે છે કે હે મારા પ્યારા દેવ, મને આ સંસારસમુદ્રને સામે પાર મૂકી આપ, અને આ મારી દરરોજની લમણાઝીકનો છેડો લાવી આપ બસ, એટલું થયું એટલે મારે વધારે કાંઈ જોઈતું નથી સંસારનો પાર ઊતરવો એ એક માગણીના રહેલી ભવ્યતા પર વિવેચન કરી શકાય તેમ છે એ ભવપ્રપંચ પર શ્રી સિદ્ધર્ષિ ગણિએ આખું ભવ્ય કથાનક લખ્યું, એના પર અનેક સૂત્રસિદ્ધાંતો રચાયા અને એને જાણી-સમજી ગયા તે રસ્તે ચઢી ગયા આ માગણી કરતી વખતે સમજુ પ્રાણી બરાબર જાણે છે કે એ જેની પાસે માગણી કરે છે તે કાંઈ મોક્ષમાથી પાછા આવી આપનાર નથી, પણ સર્વ વાતનો આધાર પોતાના પુરુષાર્થ પર છે અને તેથી જે મહાત્માએ એવો પુરુષાર્થ સાધ્યો છે તેનો આદર્શ પોતાની સન્મુખ રાખવાની જરૂર છે આદિનાથ મને પ્યારા છે તે મને મુક્તિ આપનાર છે એ તરીકે નહિ, પણ મુક્તિ મેળવવાના આદર્શ તરીકે મારા દિલમા એ સ્નેહ નિપજાવે છે અને એમા જ આદર્શપ્રાપ્તિનો મહિમા છે (૪)

ઉપસંહાર—આ છેવટની નોંધમા માનસિક કે પાર્થિવ મૂર્તિપૂજાની મહત્તા છે ધ્યેય કે આદર્શ વગરનું જીવન નકામું છે, હોકાયંત્ર વગરના વહાણ જેવું છે હોકાયંત્ર આપણને ઇષ્ટ સ્થાનકે લઈ જતું નથી એ વાત ધ્યાનમા રાખવાની છે, પણ હોકાયંત્ર વગર ત્યા પહોંચાતું નથી એ વાત પણ એટલી જ મહત્ત્વની છે ઘણી વખતે તદ્દન સાદા લાગતા પદમા કે સ્તવનના ભારે ભાવ ભરેલો હોય છે અને ચાલુ સાદી ભાષામા ઘણી ઊંડી ભાવના લખી નાખેલ હોય છે, તેનો આ પદ સાદો દાખલો છે એ પદ પરથી આખું આદિનાથચરિત્ર આંખ સન્મુખ પસાર થઈ જાય તેમ છે, અને એનો સાદો ભાવ મર્મવેધી હોઈ આનંદમા તરબોળ કરી નાખે તેમ છે (૧૦૧)

---

શબ્દાર્થ—ઇતની = એટલીમાત્ર વિનતિ = માગણી, આજીજી અરજી ભવ = સંસાર પાર = છેડો, સામો કાંઠો ઉતારા = ઉતારો પહોંચાડો

---

૧ પાઠાંતર-વિનતિ

ભૂમિકા—સ્પષ્ટ અર્થવાળુ આ પદ છે આ પદ મારી પાસેનાં પ્રતમા નથી, તેમ જ પં૦ શ્રી ગભીરવિજયજી નોટમા લખાવે છે કે 'આ પદ ક્ષેપક છે,' એટલે એની કૃતિ કરનાર કોણ છે તે શકાસ્પદ રહે છે આનદઘનજીના બીજા પદોની શૈલી સાથે વિચારતા એ શકા સુઘટિત લાગે છે આનદઘનજીના પદો બહુ ઊડા ભાવભર્યા અને આત્મજ્ઞાન તથા યોગરહસ્યના તલસ્પર્શી હોય છે આ પદમા ભાવ સુદર છે, પણ પ્રમાણમા ઉપર ચોંટિયો છે અને આનદઘનપદોના સામાન્ય ધોરણથી ઘણો અધૂરો-ઓછો પડતો-જણાયા વગર રહે તેમ નથી છતા વ્યવહારજીવનને આ પદ ખાસ બોધક હોઈ ચાલુ ભાવથી ભરેલ છે, ઉપદેશક હોઈ હૃદયને સ્પર્શે છે અને પ્રેરક હોઈ મુદ્દામ પ્રશ્નને સ્પર્શે છે, તેથી એના કર્તૃત્વના પ્રશ્નને ચર્ચા પર રાખી, આપણે તેનો ભાવ વિચારી જઈએ એની ભાષા હૃદય અને મગજ બનેને અસરકારક થાય તેવી છે આ મૂળ પ્રશ્નની વિચારણા સહજ પ્રસ્તાવે કરી છે બાકી તદ્યોગ્ય પ્રસગ પર ઉપોદ્‌ઘાત માટે મુલતવી રાખી આપણે પદના ભાવમા લયલીન થઈએ

પદ[1]

(રાગ-કાફી)

ए जिनके पाय लाग रे, तुने कहींयें केतो ए०
आठोई जाम फिरे मदमातो, मोह निंदरीया शु जाग रे तुने० १

અર્થ—અરે ભાઈ! એ જિનેશ્વર ભગવાનને પગે લાગ તને તે કેટલુ કહીએ? આઠે પહોર-આખો દિવસ-આમ મદમસ્ત બનીને અભિમાનમા ફર્યા કરે છે, પણ હવે આ તારી મોહ નિદ્રામાથી-અજ્ઞાનની ઊઘમાથી-જાગ (૧)

વિવેચન—અરે ચેતન! તને તે કેટકેટલુ કહીએ? જે જિનદેવનુ તારી પાસે અનેક વાર વર્ણન કર્યું છે, જે રાગદ્વેષથી રહિત છે, જે સર્વ કર્મોનો ક્ષય કરી સસારનો પાર પામી મુક્તિપદે બિરાજમાન થયા છે, જે તને માર્ગદર્શન કરાવી ગયા છે, તેને તુ પગે લાગ. પગે લાગવાનુ માત્ર એક જ કારણ છે આદર્શને સન્મુખ રાખવાનુ આપણે જેવા થવું હોય તેને સન્મુખ રાખવા ઘટે, અને તેના જેવા થવાની તમન્ના ઊડાણમાથી નીકળવી ઘટે જિનદેવ કાઈ આપી દેવાના નથી, આત્મિક વસ્તુ કોઈથી આપી શકાતી નથી, એને લેવા માટે બહાર જવુ પડે તેમ નથી, એની માગણી હાથ જોડી કોઈ પાસે કરવી પડે

શબ્દાર્થ—કેતો=કેટલુ આઠોઈ=આઠે જામ=પહોર નણ કલાક નિંદરીયા=નિદ્રા, ઊઘ શુ=માથી

1 આ પદ પ્રતમા ન હોવાથી પાઠાતર પ્રાપ્ત થયેલ નથી

તેમ નથી,—પણ અંદરથી જ એ પ્રકટ થાય છે તારે જો તારું ખરું સ્વરૂપ જોવું કે પ્રકટ કરવું હોય તો જિનદેવને પગે લાગ

તું અનંત ગુણોથી ભરેલો છે, આનંદનું ધામ છે, ચારિત્રરમણતામાં રાચનારો છે, પરમતત્ત્વના અપૂર્વ ખજાનાનો માલિક છે અને અવિચળ શાંતિમાં વસનારો છે તેને બદલે તેં પોતે તારી સ્થિતિ કેવી કરી મૂકી છે તે જરા વિચારી જો તું તો આઠે પહોર મદમાં ઘેરાયેલો પડ્યો રહે છે, તને બે-પાંચ ગામનું ધણીપદું મળી ગયું હોય, કે પાંચ-પચીસ નોકરની શેઠાઈ મળી ગઈ હોય તો તું ધરતી પર પગ મૂકતો નથી! તારા નાના વર્તુળમાં કોઈ તારાં વખાણ કરે એટલે તારા જેવા ડાહ્યા, વ્યવહારુ કે કુશળ કોઈ દુનિયામાં થયો નથી એમ માની લે છે આ વાત ટૂંકામાં કરીએ તો, પ્રત્યેક મનુષ્ય પોતપોતાના તાનમાં મસ્તાન રહે છે, અને પોતાનું વ્યક્તિત્વ સ્થાપવા મથામણ કર્યા જ કરે છે આ રીતે આઠે પહોર એના પસાર થાય છે એને ઊંઘમાં સ્વપ્ના પણ આવા જ આવે છે 'હું અને મારું'ની ભ્રમણા, પોતાના સ્થાનની મહત્તા અને પોતાની આવડતના બણગામાં એ ઊંચો ને ઊંચો રહે છે પોતાની જાતની મહત્તામાં મોટાઈ માને છે

મોહ પ્રાણી ઉપર બે પ્રકારની અસર કરે છે કાં તો એને દારૂનો નિશો ચઢાવી એને ઠેકાણા વગરનો કરે છે, અથવા એનું ઘેન ચઢાવી એને ઊંઘમાં નાખી દે છે મોહ રાજાનું વર્ણન કરતાં શ્રી સિદ્ધર્ષિગણિ કહે છે

"એ મોહ રાજાનું અવિદ્યા નામનું શરીર છે એ શરીર વૃદ્ધ હોવા છતાં આ દુનિયામાં શું કરી શકે છે, તે જાણવા જેવું છે એ અનિત્ય વસ્તુમાં નિત્યપણાનું ભાન કરાવે છે, અપવિત્ર વસ્તુને તે ખૂબ પવિત્ર અને શુદ્ધ મનાવે છે, દુઃખથી ભરપૂર વસ્તુને તે સુખરૂપ બતાવે છે, અનાત્મ વસ્તુમાં તે આત્મપણું દેખાડી આપે છે, એટલું જ નહિ પણ, શરીર વગેરે પુદ્ગલોમાં તે મમતા ઉત્પન્ન કરી જાણે તે પ્રાણીનાં પોતાનાં હોય તેનો ભાવ પ્રાણીમાં ઉત્પન્ન કરે છે આવી રીતે પરવસ્તુઓમાં પોતાપણાની બુદ્ધિ ઉત્પન્ન કરીને પરિણામે પ્રાણીઓને તે પરભાવ ઉપર એટલા બધા આસક્ત બનાવી દે છે કે આપણું પોતાનું (આત્મ) સ્વરૂપ નહિ ઓળખાતે નકામા અનેક પ્રકારના કલેશો પામે છે એ મોહરાજાનું અવિદ્યા શરીર, ઉપર જણાવ્યું તેમ, ઘડપણથી તદ્દન જીર્ણ થઈ ગયું છે તોપણ તેનામાં ખૂબ શક્તિ હોવાને કારણે તે નિરંતર મહાપરાક્રમી રહે છે એનું જોર એટલું બધું છે કે મોટા મોટા રુદ્ર (શિવ-શંકર), ઉપેન્દ્ર (વિષ્ણુ), નાગેન્દ્ર (શેષનાગ) ચંદ્ર અને વિદ્યાધરો તથા તેવા બીજા મોટાઓ પણ એ દાદાની આજ્ઞાનું જરા પણ ઉલ્લંઘન કરી શકતા નથી[1]"

મોહ રાજાના વર્ણનનો આ તો એક ભાગ છે તેનો ખુલાસો ખાસ વાંચવા યોગ્ય છે એનું અવિદ્યાશરીર સમજવા યોગ્ય છે એની મહામૂઢતા પત્ની, મિથ્યાદર્શન સેનાપતિ,

---

૧ ઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર, ભાગ બીજો, પ્ર૦ ૪, પ્ર૦ ૯, પૃ૦ ૮૧૦-૧૧

એ સેનાપતિની કુદષ્ટિ ભાર્યા, એ મોટા મહારાજાના નાગકેસરી અને દ્વેષગજેન્દ્ર પુત્ર, એનો ઘણો મોટો પરિવાર, એનો મકરધ્વજ જેવો દેવને નચાવનાર સેનાની, એ સેનાનીની રતિ નામની પત્ની, એની પાસે બેઠેલા પાચ મનુષ્યો, મકરધ્વજનો પુવેદ, સ્ત્રીવેદ અને ષઢ વેદનો પરિવાર, ગહેલાઈથી રમતા સોળ કષાય-બાળકો, એના ઠોકરાઓનો આખો મોટો પરિવાર અને એણે રચેલી આખી બાજીનું વર્ણન વાચ્યુ, વિચાર્યું અને અવધાર્યું હોય[2] તો જાણવું પડે કે આ મોહની નિદ્રા એ કરી વસ્તુ છે એ નિદ્રામા પડેલો માણસ જાગતો છતા ઊંઘે છે, સૂતો છતા જાગે છે, બોલતો છતા પરવશ રહે છે અને એકદરે એવુ વિચિત્ર નાટક ભજવે છે કે જાણે એ ઊંઘમા નાચતો હોય, સ્વપ્નમા નાચતો હોય, મદારીના દોરડે માકડાની જેમ વર્તતો હોય તેમ લાગે છે

પ્રાણીની આખી ચેષ્ટા જ જ્યા પરાધીન હોય છે, જ્યા એની આત્મશક્તિ સ્થગિત થઈ જાય છે, ત્યા એની અને નિદ્રાધીનની સ્થિતિમા તફાવત રહેતો નથી. એ હાલતો-ચાલતો હોય તોપણ ઊંઘતો લાગે છે આવી નિદ્રામાથી ભાઈ, જાગ્રત થા, પ્રમાદનો ત્યાગ કર, તારા વિશિષ્ટ સ્વરૂપને ઓળખ, અને તારી પરિસ્થિતિને પિછાણ તુ કોણ? કેવી ઊંઘમા પડી ગયો છે? કોને આધીન પડી ગયો છે? અને કેટલો નીચો ઊતરી ગયો છે?—તે વિચાર અને તારી મોહનિદ્રાને દૂર કર આ મોહ આત્મિક સુષુપ્તિ ખરેખર, નિદ્રાની સ્થિતિ ઉત્પન્ન કરે છે એ પ્રાણીને તદ્રા કરાવે છે, એની બુદ્ધિને વિવેકશૂન્ય બનાવે છે, એને સ્વપ્નદશાવત્ તરગી બનાવે છે સક્ષેપમા કહીએ તો, નિદ્રાદશાની સર્વ પરિસ્થિતિ તેનામા દેખાઈ આવે છે આવી મોહનિદ્રામાથી તુ જાગ, અને સાવધાન થઈ જા (૧)

**प्रभुजी प्रीतम विना नहीं कोई प्रीतम, प्रभुजीनी पूजा घणी माग रे    तुने० २**

**અર્થ**—આ પ્રભુ સિવાય તારા કોઈ ખરા પતિ નથી, સાચા માલિક નથી, એ પ્રભુજીની પૂજા ઘણો મોકળાશ કરનારી છે, મોટો આતરો તોડનારી છે (અથવા એ પ્રભુની પ્રજાને તુ ખૂબ માગી લે, યાચી લે) (૨)

**વિવેચન**—તુ નોકર હો તો અન્યને શેઠ માન નહિ, તુ સ્ત્રી હો તો પ્રભુ સિવાય અન્ય કોઈને તારા પતિ માન નહિ, તું મજૂર હો તો પરમાત્મા સિવાય અન્ય કોઈને તારા ધણી માન નહિ. સ્ત્રીને પતિ કોણ હોય?—જે એના પર સદા પ્રેમ રાખે, જે એના સુખદુઃખમા સાથી તરીકે રહે. આવા પ્રીતમ તો ખરા પ્રભુ છે, પરમાત્મા છે એ તને દુઃખમાથી ઉદ્ધરીને તેના જેવો બનાવી શકે આવા પ્રભુની પૂજા તુ ખૂબ માગી લે એ પૂજા તારી આધિ-વ્યાધિ-ઉપાધિને હમેશને માટે દૂર કરનાર છે અને નિરતરના શુદ્ધ આનદને ઉત્પન્ન કરનાર છે

'**પ્રીતમ**'—આ શબ્દ પતિ, પ્રભુ કે ધણીનો ભાવ બતાવે છે એ પ્રિયતમ શબ્દનુ

---

શબ્દાર્થ—પ્રીતમ=પતિ પ્રિયતમ માગ=માગ માગણીકર (ક્રિયા) અથવા મોકળાશ અતર (નામ)

૨ ઉપમિતિભવપ્રપચાકથાના ચોથા પ્રસ્તાવમા આ સર્વનો વિસ્તાર છે

નાનું સ્વરૂપ છે પ્રિયતમ એટલે સર્વથી વધારે વહાલા પ્રીતમજી પર અનેક પદો રચાયાં છે ચિદાનંદજીનું દાસકમું પદ 'હો પ્રીતમજી, પ્રીતકી રીત, અનિત્ય તજી ચિત્ત ધારીયે' એમાં પ્રીતમજી તરીકે શુદ્ધ ચેતનજીને સંબોધ્યા છે અને અનેક સ્થાનકે પતિને પ્રીતમ કહ્યા છે વહેવારના પતિ સાથેનો સંબંધ તો અલ્પ કાળનો છે અને યમરાજનું આવાહન આવે એટલે ખલાસ થનારો છે, માટે ચેતનાને કહે છે કે પ્રભુજી પ્રીતમ વગર બીજા કોઈ તારા ખરા પ્રીતમ નથી ચિદાનંદજીના સદર પદમાં નમતા પતિને સમજાવે છે અને પતિ ઘેર આવે છે અહીં ચેતનાને કહે છે કે તારો ખરો પતિ તો પ્રભુ જ છે એ નિરંજન, નિરાકાર છે, જ્યોતિસ્ રૂપી છે, અનંત આનંદના નગ્ન છે અને તું અને તે એક જ છો પ્રભુ તો આદર્શ છે, પણ એને તું પ્રિયતમ માનીશ એટલે તારામાં પ્રિયતમનું અનલ સ્વરૂપ પ્રકટ થશે, તું પ્રભુ જેવા ચેતનરાજની સમોવડ થઈ જઈશ અને પ્રીતમ સાથેનો વિરહકાળ પૂરો થશે જ્યાં રાગ-દ્વેષ ન હોય, પૌદ્ગલિક ભાવમાં રસ ન હોય, અને અનંત ગુણમાં રમણતા હોય એ તારા પ્રભુ છે, એ તારા પ્રિયતમ છે અને એની વગરના પ્રીતમને તું શોધીશ નહિ એવા પ્રભુની પૂજા તું ખૂબ માગ

અથવા 'માગ' એટલે મોકળાશ પ્રભુની પૂજા ખૂબ મોકળાશ-છૂટ કરનાર છે અત્યારે તું રાગ-દ્વેષ-મોહ-જનિત નાના વર્તુળમાં અટવાઈ આશાતારાની ફુગ્ગામાં પડી ગયેલ છે, પણ પ્રભુજીની પૂજા તો ખૂબ વિશાળતા અને મોકળાશ કરનાર છે, તારી સંકુચિત દૃષ્ટિમર્યાદાને વિશાળ બનાવનાર છે, તારું આખું વાતાવરણ અનેરું કરનાર છે આ રીતે 'માગ' શબ્દને ક્રિયાપદ લઈએ તો માગણી કરવી અર્થમાં અને નામ લઈએ તો મોકળાશના અર્થમાં-બન્ને રીતે સારો ભાવ રજૂ કરે છે

પ્રથમ ગાથા પૂજ્ય ગુરુનો સીધો ઉપદેશ રજૂ કરે છે, ત્યારે આ બીજી ગાથા ચેતનાને ઉદ્દેશીને ઉપદેશક બોલતા હોય એવો ભાવ બેસે છે દરેક વ્યક્તિને પ્રીતમ તરીકે સંબોધી શકાય, પણ તેમ કરવા જતાં ભાવ જરા ખેંચવો પડે છે (૨)

હવે પછીની ત્રીજી ગાથાનું પ્રથમ પાદ જિનેશ્વર દેવને અને છેલ્લું પાદ ચેતનને ઉદ્દેશીને લખાયેલું જણાય છે

**भवका फेरा वारी करो जिनचंदा, 'आनंदघन' पाय लाग रे      सुने० ३**

**અર્થ**—હે જિનચંદ્ર! આ સંસારના ફેરાને અટકાવીને આનંદઘન બનાવી દો આ પ્રમાણે હું પગે લાગીને (આપને વિજ્ઞપ્તિ કરું છું) (આવું જેની પાસે તમે યાચી શકો તેવા પ્રભુને પગે લાગો) (૩)

**વિવેચન**—હે જિનચંદ્ર! આ સંસારના ફેરા અટકાવી દઈને હવે તો મને આનંદઘન કરી દો. આ સંસારના ફેરા ફરીને હું તો થાકી ગયો છું એવી કોઈ જાતિ નથી, એવી કોઈ

---

**શબ્દાર્થ**—વારી=અટકાવી પાય લાગ=પગે લાગીને

યોનિ નથી, એવુ કોઈ સ્થાન નથી, અને એવુ કોઈ કુળ નથી, જ્યા સર્વ જીવો અનતવાર જીવ્યા અને મર્યા ન હોય. અને મારુ આ ચક્રભ્રમણ અવિરતપણે ચાલ્યા જ કરે છે હવે મને એક સ્થાને આનદમા અનતકાળ માટે બેસવાનુ થાય એવુ હે પ્રભુ! કરી આપો, અને મારી આ રખડપટ્ટીને અળસાવી દો

ભવ એટલે અસાર સસાર તો એવો છે કે એને અવકાશ આપ્યો હોય તો એ આગળ વરતો જ જાય એમા ઇંદ્રિયના વિષયો, કષાયો તથા હાસ્ય-શોક-ભયાદિ મનોવિકારો ભરેલા છે, એના ચક્રમા એક વાર ચઢ્યા પછી એમાથી નીકળવુ ભારે આકરુ બને છે ઉપર જણાવેલ મોહ મહારાજે એમા એવુ તો સામ્રાજ્ય જમાવ્યુ છે કે એ જ્યા ત્યાથી જુદા જુદા આકારે અદર ઘૂસી જઈ પ્રાણીને હેરાન-પરેશાન કરી તદ્દન પરવશ બનાવી મૂકે છે અને એક ઠેકાણે એને સ્થિર રહેવા દેતા નથી હે પ્રભુ! મારા નાથ! આ ભવના મારા ફેરાઓ હવે અળસાવી દો, મને આનદમય બનાવી દો આ આનદ અને રતિ વચ્ચે ઘણો ફેર છે આનદને આત્મા સાથે સબધ છે, જ્યારે 'રતિ' પૌદ્ગલિક બાબતો કે વસ્તુઓમા વિલાસ માને છે અને 'ઘન' શબ્દની પસદગીમા તો ભારે ઊડાણુ છે લાભાનદ મહાત્માએ પોતાના નામની સજ્ઞા 'આનદઘન' રાખી ત્યા આનદનો સમૂહ એ અર્થ બેસતો આવે છે મારો ભવનો ફેરો મટાડી હે જિનચદ્ર! આનદમય કરી દો—આ પ્રાર્થના છે

અથવા હે આનદઘન! સસારના ફેરા મિટાવીને મને જિનચદ્ર-તીર્થંકર થવાનુ સાધ્ય પ્રાપ્ત કરી આપો, મને આનદમય કરી દો, મારા સસારના ફેરા ટાળો અથવા મારા ભવના ફેરા વારી મને જિનચદ્ર બનાવી આપો તેથી આનદઘનને તુ પગે લાગ

તને તે શુ કહીએ? અને કેટલુ કહીએ? એવા વીતરાગને પગે લાગ. તારે એવા થવુ હોય તો એને પગે લાગ, એને પગલે ચાલ અને એની સેવા ઉઠાવ.

ઉપસહાર—આ વ્યવહારુ પદમા ઘણો ઊડો ભાવ છે એની કૃતિ, શૈલી અને શબ્દરચના જોતા એ આનદઘનની કૃતિ ન હોય એમ માનવાને ઘણા કારણો દેખાય છે નીચેના કારણો વિચારવા —

(ક) આનદઘનજીની ભાષામા ઊડા યોગ હોય છે, અહીં વ્યવહારુ ચાલુ વાતનો યોગ છે

(ખ) આનદઘનજીનુ પ્રત્યેક પદ એક મુદ્દા પર હોય છે, અને જેનો આશય છેલ્લી પક્તિમા સમુચ્ચયીકરણ કરીને મૂકેલ હોય છે આ પદમા તે શૈલીથી ઉલટી રીતિ દેખાય છે

(ગ) આનદઘન કદી સીધો ઉપદેશ આપતા નથી, એમનો ઉપદેશ અનુમિતિ (inference)થી હોય છે આ પદમા સીધો ઉપદેશ છે તે અન્ય પદોથી આ પદને જુદુ પાડનારુ તત્ત્વ દેખાઈ આવે છે

(ઘ) આનંદઘનની ભાષામાં ગૂઢતત્ત્વ (mystery) હોય છે, આમાં ઉઘાડી વાત છે એ આનંદઘનની જાણીતી શૈલીથી જુદી જ વાત છે એ વાતના ગુજરાતીનો પ્રશ્ન નથી કે આ તો ભાત પાડનાર તત્ત્વ હોઈ ખાસ નોંધવા લાયક છે

(ઙ) 'નમો મુજ નમો મુજ રે' ગાનાર 'એ જિનકે પાય લાગ' એવી વાત કરે નહિ, 'અબ હમ અમર ભયે ન મરંગે' ગાનાર 'તુને કહીયેં કેતો'– ભાવ એમ બાંધે નહી, પણ આશ્ચર્ય ઘટના છે

(ચ) પ્રથમ ગાથા જેને ઉદ્દેશીને લખાણી છે, તેનાથી બીજીના ફેર થઈ જાય છે અને ત્રીજી ગાથાના તો બે વાર પલટો લેવો પડે છે અને ઉદ્દેશ બદલવા પડે છે એ આનંદઘનની પ્રકૃતિથી જુદી જ ક્રિયા છે

(છ) અને 'પ્રીતિ'નું આખું તત્ત્વજ્ઞાન 'ઋષભ જિનેશ્વર પ્રીતમ'માં ગાનાર 'પ્રભુજી પ્રીતમ વિણ કોઈ નહિ ગાત' જેવી સાદી વાત કરે નહિ એની ચિત્તપ્રસન્નતાની વાત કે નિરુપાધિક પ્રીતિની વાત આખી અનોખી છે, અતિ ઉચ્ચ ભૂમિકા પર મુકાયેલી છે અને એનની સામાન્ય કૃતિથી તદ્દન જુદી પડી જાય તેવી છે

આ તો કાવ્ય અને ભાષાદૃષ્ટિની ચર્ચા છે બાકી આ પદનો ભાવ સામાન્ય મુમુક્ષુને ખૂબ અસર કરનાર, સમજુને વિચારમાં નાખી દે તેવો અને આખા પદને પ્રેરણાદાયી છે વારવાર કહીને કેટલું કહેવું ? અને શા માટે કહેવું ? ચેતન ! તારે એવા થવું હોય તો એ જિનદેવને પગે લાગ, એ અદ્ભુત આકારને તું જમાવી દે, તારામય બનાવી દે

આ પદ પ્રાથમિક દશાના પ્રાણીઓને બહુ ઉપયોગી અને અભ્યાસ કરવા યોગ્ય હોઈ તેના પર બહુ જરૂરી વિવેચન કરવા પ્રેરણા થઈ છે; વિશેષ વિવેચનની જરૂર જણાતી નથી, કારણ કે ભાવ સમજીને અંતરમાં ઉતારી શકાય તેવો છે છેવટે એક વાત કરી વિવેચન ખતમ કરીએ ઉપદેશમાં એક ને એક વાત ફરી ફરી કહેવામાં વાંધો નથી. વાચકવર શ્રી ઉમાસ્વાતિ મહારાજ પ્રશમરતિ ગ્રંથની શરૂઆતમાં જ કહે છે કે 'તીર્થંકર મહારાજે પ્રણીત ભાવો અથવા તેમના ગણધરોએ કહેલા ભાવોને અનેક વાર અનુકીર્તન કરવામાં આવે તે પુષ્ટિ કરનાર જ થાય છે જેમ વિષનાશ માટે મંત્રપદનો અનેક વાર ઉચ્ચાર કરવામાં આવે તે દોષ નથી, તેમ રાગરૂપ વિષના નાશ માટે વારવાર એકની એક વાત કહેવામાં આવે તે પુનરુક્તિ દોષની કક્ષામાં આવે નહિ જેમ એક વાર આપેલું ઔષધ વ્યાધિનાશ માટે ફરી ફરીને દિવસો સુધી આપવામાં આવે તેમાં દોષ નથી, તેમ રાગ નામના વ્યાધિના નાશ માટે પુન પુન એક વાત કહેવામાં આવે તેવી રીતે જ અર્થપદની યોજના કરવી અને તેમ કરવું તે ઉચિત અને સુયોગ્ય છે જેમ વૃત્તિ માટે (ભરણ-પોષણ ચલાવવા, રોટી પેદા કરવા) માણસ એકનું એક કામ હંમેશ વારવાર કરે છે, તેમ

વિરાધ કરનારી વાતો હેતુસર વારંવાર ફરી ફરીને કરવી.[1]

આ હકીકત ધ્યાનમાં રાખવાથી પુનરુક્તિ દોષનો પ્રસંગ લેખક કે કવિને માથે કદી ન આવે, અને સુદ્દામ વાત આકારફેરે થયા કરે એટલા માટે 'કેતો' એટલે કેટલુ કહેવુ, એવા અર્થ સાથે કેટલાં વાર કહેવુ એ વાત આ પદમા કરી છે અને એમા દોષ નથી પણ પ્રેરણા દૃષ્ટિએ ખાસ લાભ છે એ વાત પર ધ્યાન ખેંચવાની જરૂર છે (૧૦૨)

## પદ એકસોત્રણમુ

**ભૂમિકા**—વ્યવહાર શબ્દોમા આ પદમા બહુ ઉપયોગી વાત કરી દીધી છે એનો અર્થ સુગમ હોઈ બહુ વિવેચનની આવશ્યકતા રહેતી નથી એનો આશય સંક્ષેપમા વિચારી જઈએ —

સંસારી જીવ પોતાના વેપાર-ધંધામા પડ્યા છે, દીકરા-દીકરીના વેવિશાળ, અભ્યાસ અને ઠેરમા અટવાઈ ગયો છે, નોકરી કરી પોતાનુ ગુજરાન ચલાવવાના ફાંફા મારવાના ગૂંચવાઈ ગયો છે, અને વાતમા કાંઈ માલ ન હોય એવા કામોમા આત્મા જેવી ચીજને વીસરી સંસારમા અટવાયા કરે છે, અને વિના કારણ અડવો અડધો થઈ જાય છે

प्रभु भज ले मेरा दिल राजी रे प्रभु०

आठ पहोरकी चोसठ[2] घडीया, दो घडीया जिन साजी रे प्रभु० १

**અર્થ**—(હે ચેતન! હે જીવ!) તુ પ્રભુને-પરમાત્માને ભજી લે, સેવી લે (તુ એમ કર તેમા) મારુ દિલ પ્રસન્ન છે, એમા મને આનંદ છે જો, આઠ પહોરની કુલ સાઠ ઘડીઓ થાય (તેમાથી કાંઈ નહિ તો) ઓછામા ઓછી બે ઘડી સુધી જિન મહારાજને સેવી લે (૧)

**વિવેચન**—સંસારના રંગમા રંગાઈ ગયેલા, ગાડી-વાડી-લાડીના ચક્કરમા પડી ગયેલા માણસને કહે છે કે ભાઈ! થોડો વખત પ્રભુને ભજી લે, એને યાદ કરી લે, એના નામની માળા ફેરવી લે, કાંઈ નહિ તો એટલુ પણ કરીશ, તોપણ મને તે વાત ગમશે જો ભાઈ!

**શબ્દાર્થ**—ભજ લે=ભજી લે સેવી લે પૂજી લે મેરા=મારા દિલ=મન રાજી=ખુશી લહેરમા પહોર=ત્રણ કલાક, દિવસનો આઠમો ભાગ. ઘડીયા =૨૪ મિનિટની એક ઘડી એક પહોરની સાડા સાત ઘડી એક દિવસની સાઠ ઘડી થાય દો=બે સાજી=પૂજી, સુસજ્જિત કરી સેવી

1. પ્રશમરતિ, શ્લોક ૧૨-૧૫ નો ભાવાર્થ
2. મુદ્રિત ચોથી આવૃત્તિમા સાઠ છાપેલ છે ખરી વાત પણ સાઠની છે પણ અસલ પાઠ ચોસઠનો લાગે છે (ચર્ચા વિવેચનમા) આ પદ મારી પાસેની પ્રતમા નથી મુદ્રિત પ મા નવું આવૃત્તિમા ચોસઠનો પાઠ છે -વિવેચનકાર

આખા રાત-દિવસના મળીને આઠ પહોર થાય છે અને એક એક પહોરની આઠ-આઠ ઘડી (૨૪ મિનિટ) થાય છે એ તો તને ખબર છે આખા દિવસની ચોસઠ ઘડી પ્રભુભજનમાં કાઢ તો તો બહુ સારું, પણ એટલું ન બને તો આખા દિવસમાં બે ઘડી તો પ્રભુભજન માટે અલગ પાડ એ તો માત્ર દિવસનો લગભગ ત્રીસમો ભાગ થયો. કાંઈ નહિ તો એટલો વખત તો પ્રભુસેવન માટે જુદો પાડ મતલબ, આઠ પહોર દહાડામાં બે ઘડી સામાયિક જેટલો કાળ આત્મગુણવિચારણામાં કે પરમાત્માના ધ્યાનમાં કાઢ આખો દિવસ મજૂરી કર્યા કરીશ, અને મોત આવશે ત્યારે આ સર્વ મૂકીને ચાલ્યો જઈશ, એમાં તે કાંઈ અક્કલની વાત છે ? માટે, કાંઈ નહિ તો, છેવટ બે ઘડી તો માની લીધેલા વ્યવહારનો ભાર માથા પરથી ઉતાર અને કોઈ નવીન વાતાવરણ ઊભું કર, અત્યારના તારા વ્યવહારથી કાંઈક ઉચ્ચ દશાનો સાક્ષાત્કાર થાય એવું કાંઈ કર ગમે તે કર, પણ બે ઘડી તારે પોતાને માટે દરરોજ અળગી કાઢ તળાવની પાળ તૂટશે અને પાણી ચાલવા માંડશે, ત્યાર બુદ્ધિ આવશે, તે પણ નકામી છે અને પછી ખેદ કે પશ્ચાત્તાપ થશે તે પણ અર્થ વગરના છે માટે, કાંઈ નહિ તો, બે ઘડી તો પ્રભુભજન, આત્મચિંતવન ધ્યાન કે વિચારણામાં દરરોજ કાઢ[1] (૧)

दान पुण्य कछु धर्म कर ले, मोह मायाकू त्याजी रे. प्रभु० २

**અર્થ**—અને ભાઈ! દાન, પુણ્ય અને એવું એવું કાંઈ ધર્મ (સારું કામ) કરી લે અને તે માટે મોહ અને માયાને તજી દે (૨)

**વિવેચન**—અને ભાઈ! સામાયિક જેટલો સમય પ્રભુપૂજન કે ભજનમાં કાઢીશ તેમાં તને ખૂબ શાંતિ લાગશે આ દુનિયાના રખડાવનાર મોહરાજા છે આ મોહરાજાનો ત્યાગ કર અને મોહરાજાનો મંત્ર 'અહં અને મમ' છે 'હું' અને 'મારું' એ મહામંત્રને પરિણામે પ્રાણી પુદ્ગલમાં રાચે છે, ધનમાં માચે છે અને ગુમાનમાં નાચે છે આ મમતા મોહરાજાની ધર્મપત્ની છે અને આખા સંસારનું મૂળ કારણ છે એ આખા પગ બંધી ચઢાવી દે છે, અને

---

શબ્દાર્થ—કછુ = કાંઈ ધર્મ = પુણ્ય કર્મ, સારું કામ ત્યાજી = ત્યાગી, છોડી દઈ, તજી દઈ માયા = મમતા, સ્નેહ મારાપણું

1 ચોસઠ' પાઠ સર્વ પાઠકોને મુખે સાંભળ્યો છે, સંબંધ પરથી અને ધ્વનિકાવ્યની નજરે એ જ અસલ પાઠ હોય એમ લાગે છે, પણ છપાયેલ પુસ્તકની છેલ્લી આવૃત્તિમાં 'સાઠ' પાઠ આપ્યો છે તે કોઈ ગણતરી કરનાર, હિસાબી માણસનું કામ જણાય છે શ્રી ભીમશી માણેકની પ્રથમ ત્રણ આવૃત્તિમાં ચોસઠ પાઠ છે માત્ર ચોથીમાં સાઠનો પાઠ છાપેલ છે આવી તો અનેક ભૂલો વ્યવહારમાં ચાલતી જોવામાં આવે છે જે નજરે સાત વાર ના રાત દિવસને અઠ(૮)વાડિયું કહી શકાય તે નજરે આઠ પહોરની ૬૪ ઘડી ગણી શકાતી હશે એમ મને લાગે છે વરસના ૧૨ માસ—અધિક માસ આવે તોપણ બાર માસ—ને ત્રણસો પંચાવન દિવસ માટે ખામણાં કરીએ ત્યારે 'તિનિસયસઠ્ઠી રાઈંદિયાણં' અને જે પખવાડિયામાં ચૌદ દિવસ થતા હોય કે સોળ થતા હોય તેમાં ઉપરની રીતે પંદર રાત-દિવસ કહીએ તો આઠ પહોરની ચોસઠ ઘડી પણ વ્યવહાર ઔપચારિક નજરે એ વાત સુયોગ્ય છે અને કાળગણનામાં ઉપચારને ઘણું સ્થાન હોઈ પૂર્વ પુરુષોએ એનો સ્વીકાર કર્યો હશે એમ મને લાગે છે —વિવેચનકાર.

બધન ઇચ્છાઓ બાંધન કરે છે, અને તેને ખોટી દલીલોથી પોષે છે આ મોહરાય અને તત્ત્વ યા માયા-મમતાનો ત્યાગ કરી દે, તેના પર વિજય મેળવી લે માયા એટલે મમતા એનો અર્થ છળ-પ્રપચ પણ થાય, પણ અહીં સબધથી તેને મમતા અર્થમા સમજવાની છે

અને ભાઈ! કાઈ દાન-પુણ્ય કે એવા પ્રકારનો વ્યવહારુ ધર્મ કાઈ કર અને આ તારી વનાવેલી અને તે તારી પોતાની માની લીધેલી આખી સૃષ્ટિ છોડીને એક દિવસ જવુ પડશે તે વખતે ભડાર કે તિજોરી કોઈ સાથે આવવાની નથી. માટે કાઈ દાન કર, કોઈ સત્પાત્રને આપ, સારી સસ્થાઓને આપ, યોગ્ય પીડિતને પોષ, દુકાળ, મદવાડ કે અકસ્માતથી હેરાન થનારાને આશ્રય આપ. આવુ કાઈ કરશે તે તારી સાથે આવશે. ત્યાગ-ધર્મની શરૂઆત દાનથી થાય છે અને દાનમા પોતાની શક્તિ અને સામાની જરૂરીઆત પર નિગાહ રાખવાની છે આટલુ કાઈ કરીશ તો તે સાથે આવશે, અને તને ટેકારૂપ થશે. દાનના પૈસાના દાનથી જ અટકવાનું નથી. એમા વિદ્યાદાન, સેવાદાન, સેવાસમયદાન વગેરે અનેક બાબતોનો સમાવેશ થાય છે અને પુણ્યમા સારા કૃત્યો સર્વ આવે છે અસહાયને સહાય, જરૂરવાળાને સલાહ, પ્રામાણિક વ્યવહાર, અવસરે ઊભા રહેવુ, સત્સગ વગેરે અનેક બાબતોનો પુણ્યમા સમાવેશ થાય છે તારાથી બને તેટલુ દાન-પુણ્ય કર અને એ રીતે 'કાંઇ'-કાઈક ધર્મ કર આમ ને આમ તણાઈ જઈશ અને ચાલ્યો જઈશ તો ખાલી હાથે તને તરવાનો માર્ગ પણ નહિ મળે, માટે કાઈક કર, થોડુ પણ કર, અને તારા જીવનને ઉજાળ

જેને આત્મપ્રગતિ સાધવી હોય તેને સર્વત્યાગનો માર્ગ જ શ્રેયકારી અને આદરણીય છે પણ એ મહાન સર્વસ્વત્યાગની શરૂઆત 'દાન' ધર્મથી થાય છે, કારણ કે વસ્તુ કે ધન પરની માયા ઉઠાડવી એ પણ શરૂઆતમા તો મોટી વાત છે તેથી પ્રાથમિક પ્રગતિ-પથમા દાનધર્મને આ ત્યનુ સ્થાન છે

'દાનપુણ્ય'—દાન અને પુણ્ય એમ પણ અર્થ થાય અને દાનરૂપ પુણ્ય એ અર્થ પણ થાય. 'દાનપુણ્ય કરો' એ વાક્ય પ્રચલિત છે અને સહજ સમજાય તેવુ છે આ શ્લોકમા દાનપુણ્ય અથવા તેવા જ બીજા ધર્મ કરવાની વાત કરી ધર્મ એટલે ફરજ[1] કાળ, સ્થળ અને સયોગો પ્રમાણે આ ધર્મમા ફેરફાર થાય છે, અને વિવેક વાપરી પાત્ર દાન થાય તો મહાલાભ કરાવે છે કીર્તિદાનને બહુ અગત્ય અપાતી નથી, પણ કાઈ ન આપનારની સરખામણીમા કીર્તિદાન કરનાર પણ ખોટો નથી સુપાત્રદાન સારુ છે, અભયદાન (જીવિતદાન) શ્રેષ્ઠ છે અને અનુકપાદાન હૃદય બતાવે છે દાનમા વિવેકની જરૂર છે ભૂમિને વાવનારને એ લાગે નહિ આપવુ થોડુ અને બડાઈ ઘણી હાકવી, નામનાનો મોહ રાખવો, એ ભૂમિને વાવવાનો પ્રકાર છે પણ દાનની શરૂઆતમા તો તે પણ ઇષ્ટ ગણાય છે (૨)

૧ 'ધર્મ' શબ્દના અનેક અર્થ છે અહીં ધર્મ એટલે દાન કે એવુ કોઈ સુકૃત્ય ધર્મ શબ્દ ઘણો વિશાળ અને બહુઅર્થી છે -વિવેચનકાર.

'आनंदघन' कहे समज समज ले, आखर खोवेगा बाजी रे     प्रभु० ३

અર્થ—આનંદઘન કહે છે કે હે ભાઈ! જરા સમજી લે, સમજી લે, (નહિ સમજે તો) આખરે કુલ બાજી ખોઈ નાખીશ, વેડફી ઉડાડી નાખીશ (૩)

વિવેચન—આનંદઘન મહારાજ ભાર મૂકીને કહે છે, વારંવાર કહે છે, કે ભાઈ! કાંઈ સમજી લે આ તને ટૂંકામાં ભાવ સમજાવવા યત્ન કર્યો છે તે ધ્યાનમાં લઈ લે અને જરા ઊંડો ઊતર નહીં તો આખરે આખી બાજી હારી બેસીશ મનુષ્યભવમાં પ્રાપ્ત કેવી બાજી માંડે છે તે આપણે જોઈએ જન્મ્યા પછી અભ્યાસ કરવો, પરણવું, વ્યાપાર કે નોકરી માંડવા વગેરે બાજી માંડી અને એનો લાભ લેવામાં ન આવે તો અંતે એક દિવસ એને મૂકવી તો પડવાની જ છે એ મૂકતી વખતે પસ્તાવો થશે કે આટલું મળ્યું, આટલી સગવડતા હતી, પણ એનો લાભ ન લેવાણો અને અંતે બાંધી મુઠ્ઠીએ આવ્યા હતા તે ઉઘાડે હાથે ચાલવાનું થવાનું! આમ બને તો તો ભારે કઠણ વાત થાય એવું ન બને તેટલા માટે સમજી જા, યાદ રાખ, કે આ બાજીનો ત્યાગ તો જરૂર કરવાનો જ છે તે વખતે ગ્લાનિ ન થાય તેટલું તો ઓછામાં ઓછું કરવું જ જોઈએ આવી બાજી કાંઈ વારંવાર મળતી નથી, પરાધીન તિર્યંચો કે પશુઓ લાંબી બાજી માંડી શકતા નથી, અને દેવો ડાહ્યા કહેવાય છે, પણ બાજીનો લાભ બહુ લઈ શકતા નથી બાકી એકથી ચાર ઇંદ્રિયવાળાને બાજીનો સવાલ જ નથી અને પરાધીન અને દુઃખી હોઈ બાજીને સમજતા પણ નથી તને તો અત્યારે ભારે અનુકૂળતા છે તો એ વેડફાઈ જાય તે પહેલાં તેનો લાભ લે, અને એમાં મુલતવી રાખવાની વાત ન કર ઘડપણમાં કાંઈ કરશું એવી વાત ન કર—કોને ખબર છે કે મંદવાડ, અકસ્માત કે અન્ય કારણથી બાજી પહેલી સંકેલાઈ જાય તો પછી પસ્તાવાનું કારણ થઈ પડે માટે કાલ કરવાનું હોય તો આજ કર અને આજ કરવાનું હોય તે હમણાં કર એમ કહેવાય કે તું બાજી ભૂલ્યો[1] કે તને તે માંડતા જ ન આવડી એમાં કાંઈ માલ નથી માટે સાચો રાહ બતાવનાર સદ્ગુરુ તને કહે છે કે ભાઈ! સમજી લે, બરાબર સમજી લે, તારી બાજીને ઓળખી લે, અને મોહમાયા તજી દઈ કાંઈ દાનપુણ્ય કરી લે અને કાંઈ નહિ તો બે ઘડી તારા પોતાના સાચા હિતને માટે કાઢ (૩)

ઉપસંહાર—પૂજ્ય પં૦ ગંભીરવિજય ગણિ લખાવે છે કે આ પદ ક્ષેપક છે એની કૃતિ જોતા કાવ્યની નજરે જે મજબૂત યોગછાયાના કવન યોગીરાજ આનંદઘનજીએ કર્યાં છે તેની કક્ષાએ એ પહોંચતું નથી એમ મને લાગે છે, અને મારી પાસે આનંદઘનજીના

---

શબ્દાર્થ—આખર = આખરે, છેવટે ખોવેગા = ખોઈશ, હારી બેસીશ ગુમાવી નાખીશ, વેડફી નાખીશ

---

૧ ભૂલ્યો બાજી આ વિષય પર એક લેખ લખ્યો છે તે વાંચવા યોગ્ય છે જુઓ 'જૈન ધર્મ પ્રકાશ' પુ૦ ૪૧, પૃ૦ ૨૫૩ એ જ લેખ સાધ્યને માર્ગે પૃ૦ ૫૨-૬૦માં જુઓ —વિવેચનકાર

પ્રોતી પ્રતમા એ ઠ નહિ, એટલે એ પદની કૃતિ કોની છે તેનો પ્રશ્ન ઉપોદ્ઘાત પર મુલતવી રાખીએ છતા વ્યવહારુ માણસોને ઉપદેશદૃષ્ટિએ મધ્યન કરવાવાળાની વચગાળાની ન ર્રે એનો ભાવ ખૂબ સરસ છે આ પદની કૃતિ ચિદાનદજીની કક્ષા સુધી જરૂર વધે ઠ એ મધ્યકાલીન યોગીઓના કવનોને અનુરૂપ છે અને ખાસ શિક્ષણીય હોઈ જનતાને ખૂબ લાભપ્રદ છે એટલે એના પર મુદ્દાસરનુ વિવેચન કર્યુ છે આ અને આવા બેપદ પદો વિનયવિલાસ, યશાવિલાસ, વિમળવિલાસ કે ચિદાનદજીની કૃતિઓની કક્ષામા તો જરૂર આવે છે, કબીર, સુરદાસ કે ભોજાના ઉપદેશમય પદો સાથે એની ગણના બરાબર થાય છે અને જનતાને—આમવર્ગને—ખૂબ પ્રેરક હોઈ ગાન વખતે જ સમજના ઊતરી જાય એવી સહજ લાક્ષણિક ભાષામા હોઈ ખૂબ આનદ આપે છે એના કર્તૃત્વની ચર્ચા સાહિત્ય ન ર્રે મ ન આપશે, પણ મુમુક્ષુને તો એના સાર સાથે કામ છે ચર્ચા તદ્યોગ્ય સ્થળ માટે મુલતવી રાખી છે, છતા આ પ્રસગે એક વાત તો નોધી લેવા યોગ્ય જણાય છે, આનદઘનના પદોમા આત્મનિમજ્જન સર્વાગી છે, એના કોઈ પણ પદમા મધ્યમ માર્ગ જોવામા આવતો નથી, એમા સુમતિ ગાશે તો પ્રાણજીવનના સર્વ સમાવેશ માગશે, એમા વિરહનાશ સર્વ કાળનો હશે, એના ચેતનનુ અમરત્વ શાશ્વત દેખાશે, એટલે એમા દિવસના ત્રીશમા ભાગમા (બે ઘડી) પ્રભુભજનની વાત એમની ઉચ્ચ દૃષ્ટિએ કઢગી લાગે તેમ છે અને બીજી વાત દાનપુણ્યની એ કરી કરે નહિ એમને તો કર્મનો સર્વથા નાશ જોઈએ છે, એમને ભગવત ભજન કરી પાર જવુ છે (પ્રથમ પદ), એમને વિલબ ગોઠતો નથી એટલે એ દાનપુણ્યના માર્ગોની વાત ન કરે એમના પ્રભુપ્રેમની કહાણી અકથ્ય છે (પદ ૪) આ દૃષ્ટિએ આ પની કૃતિ અન્યની હોય એમ લાગ્યા વગર રહે તેમ નથી

આગલી હકીકત હોવા છતા મારા—તમારા જેવા મધ્યમમાર્ગી જીવોના આખ ઉઘાડ નાર આ પદ છે તને ગમે તે કર, પણ થોડુ દાનપુણ્ય કરી જરા હળવો થા, અને ૨૪ કલાકમાથી ૪૮ મિનિટ તારા ચેતનરાજ સાથે—તારી પોતાની સાથે—બેસ, એને અવધાર, એટલુ પણ ન બને તો કાઈ દાન કર. (૧૦૩)

## પદ એકસોચારમુ

**ભૂમિકા**—આ પદમા એક અતિ અગમ્ય વાતની હકીકત બહુ અસરકારક કાવ્ય રૂપે રજૂ કરી છે એનુ કર્તૃત્વ તો સદિગ્ધ રહેશે જ, એ ઘણીખરી પ્રતોમા આનદઘનજીના પદસગ્રહ સાથે લભ્ય થતું નથી, પણ એ પ્રશ્નની વિચારણા, આપણા અગાઉના ધોરણ અનુસાર, ઉપોદ્ઘાત કે સ્વતત્ર લેખ પર મુલતવી રાખી પદના અર્થગૌરવ અને રહસ્ય-વિવેચનને અત્ર સ્થાન આપીએ

આ પદમા અનેક પાઠાતરો ... એ એમ અર્થ અને અનુભવથી પ ગભીર

વિજયજીએ લખાવેલ છે, તે તેના સ્થાન પર વિચારાશે અત્ર એટલી સ્પષ્ટતા કરવાની જરૂર છે કે આ પદ કોઈ પ્રતમાંથી મળ્યુ નથી એટલે પાઠાંતર પણ અર્થ કે કલ્પના-સંભાવનાને આધારે કે નંબંધ પરથી સૂચિત છે એમ સમજવું

આ આખું પદ વિકાસ પામેલી સમતાના મુખમાં મુકાયલુ છે અને તે મિત્ર અનુભવને ઉદ્દેશીને બોલાય છે એ વાત ધ્યાનમાં રહે પ્રથમ વિભાગમાં અનુભવને ઉદ્દેશીને ૮-૧૩-૧૪ અને ૫૦મા પદો આવી ગયા છે અને આ દ્વિતીય વિભાગમાં એ ઢબના ઘણા પદો આવી ગયા છે એનુ વિસ્તારથી વર્ણન પાંસઠ અને સિત્તેરમાં પદને મથાળે આવેલ 'સાખી'ઓમાં થઈ ગયુ છે, એટલો ઉલ્લેખ કરી અત્ર બીજી પ્રસ્તુત વાત એ જણાવવાની રહે છે કે આ પદનો વિષય ૮મા પદ સાથે ઘણો મળતો આવે છે એ પદમાં અનુભવને જાગૃત કરવાની જે વાત કરી છે તેની પૂર્વભૂમિકા આ પદમા છે

વાત એ છે કે પ્રાણી હજુ સંસારદશામાં રાચી રહેલ છે એનામાં આગળ વધવાની શક્યતા છે, એના સત્તામાં અનેક ગુણો છે, પણ હજુ એ વિષયવાસનાથી ઉપર આવ્યો નથી એની અંદર વિષયેચ્છાની પ્રબળતા છે એની સાથે ગુણપ્રાપ્તિ તરફ અભિસરણની પણ શક્યતા છે તુચ્છ મનોભાવને દર્શાવનાર દુર્મતિ તેનામાં છે, તેના સાથે જ તેનામાં સન્માર્ગે લઈ જનાર ઉચ્ચ આશય કરાવનાર તત્ત્વો મોજૂદ છે આ શુભ તત્ત્વોના સરવાળાને આપણે 'સુમતિ' અથવા 'સમતા'નુ નામ આપીએ છીએ

પ્રાણી પોતે પોતાના કર્મોનો કર્તા છે એ ખરુ, પણ એ નિમિત્તને આધીન હોઈ પરભાવને વશ પડી જાય છે અને તે વખતે એ અધમ કાર્યો કરે છે, ન બોલવાનુ બોલે છે અને માઠા વિચારો કરે છે એવી પરાધીન દશામાં પણ એનામાં સુંદર તત્ત્વોની શક્યતા અને હાજરી છે એ સુમતિ અથવા સમતા એવે વખતે પ્રાણીની રાહ જોઈ બેસે છે, અને 'નિશદિન જોઉં તારી વાટડી' ( પદ ૧૬મુ )નો ભાવ બતાવે છે આવે વખતે એ જે પ્રકારનુ વર્તન કરે છે તેનુ વર્ણન આ પદમાં ખૂબ સરસ રીતે કર્યું છે સુમતિ પોતે અતિપવિત્ર આર્ય સાધ્વી છે એની માર્ગપ્રતીક્ષા પતિ માટે છે, એની આતુરતા વિરહકાળના નાશ માટેની છે, અને એની લગના પતિ માટે છે એ પતિમાં રહેલી સત્તા કલ્પી શકે છે અને પતિને એ સ્વરૂપે નિહાળવાની પોતાની લાલસાને સ્વરૂપ-આકાર આપે છે

જૈનનો આખો વિકાસમાર્ગ યોગદૃષ્ટિએ જોતા તેમાં ઇંદ્રિયનો સંયમ, મન પર અંકુશ અને કષાયો પર વિજય મુખ્યતયા દેખાય છે તેના અનેક સાધનો બતાવતા વિકાસમાર્ગમાં ધ્યાનયોગને પ્રધાન સ્થાન આપ્યુ છે શ્રીઉપમિતિપ્રપંચકથામાં આખા જૈન ધર્મનો સાર ધ્યાનયોગ બતાવ્યો છે અને તેની સિદ્ધિ માટે મન પ્રસાદ સાધવો જોઈએ અને તે અહિંસા વગેરે શુદ્ધ અનુષ્ઠાનથી સાધી શકાય છે એમ બતાવ્યુ છે[1] આ રીતે જ્યારે ધર્મ

[1] ઉપમિતિભવપ્રપંચાકથાભાષાંતર પ્ર ૮, પ્ર ૧૯ પૃ ૨૦૩૯

ધ્યાન અને શુકલધ્યાનના પાયા ઉત્તરોત્તર પ્રાપ્ત થતા જાય અને પ્રાપ્તિ પછી આગળ પ્રગતિ થતી જાય એ આદર્શ સિદ્ધિનો માર્ગ છે આ ધર્મધ્યાન, શુકલધ્યાનના માર્ગમા સમતા બેઠી છે એ પતિને આવતા જોઈ શકે છે, પણ ત્યાથી આગળ જાય ત્યારે સમતાને મૂકી દે છે, મન પર વિજય મેળવી તેને પણ છોડી દે છે અને શૈલેશીકરણ કરી સર્વ યોગો પર વિજય મેળવી આત્માન્તર્ગત થઈ જાય છે અને આત્મનિમજ્જન કરી આત્મા સાથે પોતાનો અભેદ સાધી લે છે રાહ જોનારી સમતા પતિને જોઈને રાજી થાય છે, પતિને એ દશામા પોતા સાથે ઐકય સાધતા વેદે છે પતિ તો આગળ વધતા જાય છે એટલે પછી એમનુ ગુણસ્મરણ કરે છે આવી પોતાની પરિસ્થિતિ થાય ત્યારે સમતા કેવા ઉદ્‌ગારો કાઢે તેનુ આ વર્ણન છે અને આખી હકીકત સમતા અનુભવ પાસે રજૂ કરે છે એ વાત ધ્યાનમા રાખવાની જરૂર છે આ પદમા, સાધ્ય સન્મુખ લગભગ પહોચી ગયેલા પતિના વિરહના આલાપ સલાપ છે એમ માનવુ વધારે સુયોગ્ય જણાય છે અત્યત પ્રેમમય દશામા બોલાયેલા એ ઉદ્‌ગાર છે અને પતિદેવને ખૂબ ઉજ્જ્વળ દશામા જોયા પછી એની શકયતા છે એ વાત ધ્યાનમા રહે તો પછી આખો ભાવ સમજાય તેવો જણાય છે આ બીજા દૃષ્ટિબિન્દુથી ભાવાર્થ સમજતા સ્પષ્ટ ચોખવટ થાય છે, તે દૃષ્ટિ સવિશેષ લક્ષ્યમા રાખી આ પદને આપણે વિચારી જઈએ

ધર્મધ્યાન, શુકલધ્યાનની દશા ખૂબ સુન્દર છે એના એક એક પાયામાથી પ્રાણી ઘણો જલદી પસાર થઈ જાય છે એના પ્રત્યેક પાયા વિગતવાર સમજવા યોગ્ય છે યોગ ગ્રંથોમા એની વિગતવાર સમજણ આપેલી છે સક્ષેપથી સમજવા માટે 'જૈન દૃષ્ટિએ યોગ' (પૃ ૧૪૪-૧૮૧)મા એ વાતનો સાર આપ્યો છે પણ એનો ખરેખરો ખ્યાલ તો અનુભવે જ આવે એ પર્યુત્કૃષ્ટ દશામાથી પસાર થયેલા સ્વામી તરફ આર્યબાળા સમતા કેવી નજરે જોઈ રહી હશે, એવા પતિને મેળવવાની ભાગ્યમત્તા પર એ કેટલુ વારી જતી હશે અને એને કોઈ તેમ ન કરવા સમજાવે તેની સામે એ કેવો જવાબ આપતી હશે તેની વિચારણા પદના રચયિતા સાથે પ્રથમ કરી જઈએ

પદ[1]

( રાગ—આશાવરી )

हठीली आख्या टेक न मेटे, फिर फिर देखण जाउ हठीली० ए आंकणी
छयल्छबीली पिय छबि, निरखित तृपति न होई,
नट कर्रि डक हटक रमी, देत नगोरी रोई हठीली० १

[1] એક પ્રતમાં આ પદ છે તે પ્રમાણે નીચેના પાઠાતરો પ્રાપ્ત થયા છે — પાઠાતર—આખ્યા—આખે મેટે—મિટે છબિ—છબ નિરખિત—નિરખત તૃપતિ—તપત ત્રીજી પક્તિ—હઠ કરી ટુક હટકુ કરી

શબ્દાર્થ—હઠીલી=જિદ્દી આખ્યા=આખો, ચક્ષુઓ ટેક=પણ, નિયમ મેટે=મૂકે, છોડે ફિર ફિર=ફરી ફરીને વારવાર દેખણ=જોવાને છયલછબીલી—છેલછબીલાની મોહક અને રૂપાળાની લહેરી લાલાની મનમોહન મનોહરની અથવા મનોહર પ્રિય=વહાલી છબી=તસવીર તૃપતિ=તૃપ્તિ નિરખિત=

**અર્થ**—હઠે ચડેલી આંખો પોતાની ટેક છોડતી નથી (એને એમ થાય છે કે) જાણે ફરી ફરીને (એને) જોવાને જઉં! મારા છેલછબિલા વાલાની પ્રિય છબી જોતા જોતા એને કદી ધરપત વળતી નથી અને કદાચ કોઈ વખત આગ્રહ કરીને એને રોકું, મના કરું તો એ ઓશિયાળી થઈ રહી પડે છે (૧)

**વિવેચન**— સમતા કહે છે કે પોતાની આંખો હઠે ચડી છે અને નીરખી નીરખીને પતિને જોવાની જે ટેક એણે લીધી છે તેને એ છોડતી નથી. અનંતગુણના ભરેલા પતિદેવને જોયા વગર રહી શકાતું નથી. કૃષ્ણના પિતા વસુદેવનું રૂપ એવું હતું કે એ બહાર નીકળે ત્યારે સ્ત્રીઓ એની સામી નજર માંડીને જોયા જ કરે. આ તો બાહ્ય રૂપની વાત થઈ, પણ જ્યારે આત્મગુણની હાજરી હોય, જ્યારે પ્રસન્નતાની સાથે વિશાળતા અને ભવ્યતા વધારે નમાલુમના પ્રાસ થતી જતી હોય, ત્યારે એવા પ્રસન્ન આત્મદેવ પર સમતા વારી જાય, એને વારંવાર જોયા કરે, એ સ્વાભાવિક છે પતિદેવ એને પ્રેમનજરે જુએ કે નહિ એનો એમાં સવાલ જ ન હોય, એ તો પતિને વારંવાર દેખે, અને ધારીધારીને દેખે પતિને જોવાની એણે ટેક લીધી છે એની છબી ગમે તેટલી વાર જોવામાં આવે તેથી ધરપત થતી નથી

હવે સમતા કહે છે કે એ આંખોને મના કરું તો એ બાપડી ઓશિયાળી થઈને રહી પડે છે મતલબ, એને પતિદેવ તરફ એટલો પ્રેમ લાગ્યો છે કે એને ત્યાં જતા અટકાવું તો એ રહી પડે છે[1]

---

જોઈ જોઈને, જોતા જોતા તૃપતિ=ધરપત, સંતોષ, ધરાવું ન હોઈ=નથી થતી નટ= અશુદ્ધ છે, મેળ બેસતો નથી નટ એને પાઠ સ્વીકારનાર હઠ શબ્દ બેસે છે અર્થ—આગ્રહ કરી, જોરાવરી ટક=અશુદ્ધ જણાય છે 'ટુક' જોઈએ=જરા માત્ર હટકૂ=ગટકું નિષેધ—મના કરું કની=કોઈ વખ્ખત નોરી=ભાન વિનાની સ્ત્રી નાગોર પરથી આવેલ સ્થાનિક શબ્દ છે અથવા નગુણી—બેશરમ, ઓશિયાળી હોત રોઈ= રોઈ પડે છે રહી પડે છે

---

૧ આ ગાથામાં ઘણા અસ્પષ્ટ શબ્દો છે તે વિચારવા યોગ્ય છે મેં તું એને છોડતું અથવા મૂકતું નટ કરિ ટક હટકું કની' એ આખો પાઠ અશુદ્ધ જણાય છે ટક ને બદલે 'ટુક' જોઈએ અને એનો અર્થ 'જરામાત્ર' થાય છે એમ પં. ગંભીરવિજયજીએ લખ્યું છે તેમણે 'નટ કરી' સ્થાને 'હઠ કરી' શબ્દો ઉચિત ગણ્યા છે એનો અર્થ 'જોરાવરી કરી' એમ જણાવ્યો છે આ શબ્દો કદાચ એમણે સત્તરમા શ્રી કુંથુનાથજીના આનંદઘનસ્તવનની ચોથી ગાથા પરથી લીધા હશે એમ જણાય છે ત્યાં પાઠ આ પ્રમાણે છે 'જિહાં મનું જો હઠ કરી હટકું તો વ્યાલ તણી પરે વાંકું હો કુંથુજિન! મનડું કીમહી ન માને' ત્યાં તેનો અર્થ નીચે પ્રમાણે થાય છે 'આવા મનને કદાપિ કોઈ સ્થાને મનાવનારે હઠપૂર્વક અથવા રોકું તો સર્પની પેઠે વક્રગતિને પામે છે, અર્થાત્ તરત અવળે માર્ગે જાય છે અથવા વાંકુંચૂંકું થઈ જાય છે' 'હટકું' એને 'રોકું' એમ અર્થ ત્યાં થાય છે આ પાઠને અહીં ગોઠવવો અને તે ભાવ લાવવા પ્રયત્ન કરવો એ સારી વાત છે, પણ અસલ એ પાઠ લેખકનો છે કે માત્ર સંબંધ ઉપરથી ઉપજાવી કાઢેલ છે તેનો નિર્ણય તો અસલ પાઠ પ્રત પરથી હસ્તગત થાય ત્યારે જ થઈ શકે સુજ્ઞના વિચારવા યોગ્ય છે

નોરી આંખો' એટલે ઓશિયાળી આંખો અથવા કમનસીબ આંખો એવો અર્થ થાય છે નોરી શબ્દ નાગોર (નાગોર) શહેરના નામ પરથી આવ્યો હોય તેમ જણાય છે નોરા એટલે 'નગરી પણ થાય એટલે શહેરી અથવા નુરી એટલે સ્વચ્છંદી એવો અર્થ પણ થાય તેનો અર્થ 'બેશરમ' છે, અને ધણી પર વારંવાર નજર નાખ્યા કરે ત્યારે તેને માટે લાગુ પડે તેવો તેમાં ભાવ છે —વિવેચનકાર

આ પ્રમાણે સુમતિ કે સમતા પોતાનો આત્મદેવ તરફનો સુરાગ પ્રગટ કરે છે

मागर ज्यों टमाके रही, पीय छबीक धार,
लाज डाग मनमें नहीं, काने पछारे डार छबीली० २

**અર્થ**—પોતાના પ્રિયની છબીને ધારી ધારીને જોતી એ મગરની પેઠે ટમટમી રહેતી છે એના મનમા લાજશરમ રૂપ ડાગને કોઈ સ્થાન નથી અને કાનનાં આડે તો એ પછેડો નાખે છે (અથવા કાને એ ડારને પછાડે છે) (૨)

**વિવેચન**—એ આંખો મગરની જેમ ટમટમીને રહી છે એટલે પતિ તરફ મીટ માંડીને મંડી રહી છે મગરની આંખમા આંખો વખત આસુ આવ્યા કરે છે મગરની આ ખાસિયત છે સુમતિ પોતાની પ્રિય છબીને ધારી ધારીને જોયા કરે છે, પ્રેમની વાત આવી જ હોય છે એમા એ‌ વાર સાચી લાગણી વઈ આવી, પછી આખી દુનિયામા પતિદેવ અને પોતે જ છે એમ ધારી એના ઉપર જ સર્વ ધ્યાન મંડાય છે, દુનિયામા એ સિવાય બીજી કોઈ વસ્તુ કે વહાલુ નથી એમ જ જાણે લાગે છે અને એ પ્રિયના વિચારની ધૂન લાગે છે કોઈ પણ મનુષ્ય ઉપર પ્રેમ થાય ત્યારે મનની આ દશા થાય છે

સામાન્ય રીતે વ્યવહારમા પતિની સામે જોઈ રહેવુ એ જાહેરમા અસભ્ય દેખાય છે પૂર્વકાળમા અને સમૂહત અત્યારે સ્ત્રી પોતાના પતિની જાહેરમા લાજ કાઢે છે તેનો વ્યગ્યાર્થ એ છે કે જાહેરમા એ તેની સાથે ભળતા શરમાય છે આ લાજરૂપી ડાગ તેના મન ઉપર અને તેની આખ ઉપર હમેશા લટકતી રહેતી અને તેની ઉપગ્વટ થવાની તેનામા તાકાત નહોતી આ સામાન્ય સ્ત્રીની વાત થઈ પણ આ સુમતિબાઈ તો એવા નીકળ્યા કે એના મન કે આખ ઉપર લાજ–મર્યાદાનો ખ્યાલ પણ નહિ, એ તો પતિના માર્ગ પર કે પતિની છબી પર ટમટમીને એકધ્યાન વઈ બરાબર લાગી પડી છે અને જાહેરમા ઉઘાડી રાતે પતિદેવની છબીને મનમા ધારણ કરી તેના માર્ગનું નિરીક્ષણ કરી રહી છે અને બીજી રીતે લાજ લોકચર્ચાના ભયથી આવે છે, પ્રાણીને પોતાની વાત પાચ માણસમા થાય તે ગમતુ નથી પણ આ સુમતિબાઈ તો એવા નગરા નીકળી પડ્યા છે કે એણે કાનની આડો તો પછેડો જ નાખી દીધો છે, એટલે બહારની કોઈની વાત સાભળવાની ના પાડી દીધી છે કાનમા પૂમડા નાખવા કે કાન આડો પછેડો કે કપડુ દેવુ એટલે એ વાત સાભળવાની ના પાડવી અથવા તે તરફ પોતાનો અણગમો કે બેદરકારી બતાવવા, એ ભાવ છે એટલે આ બાબતમા પોતાની વાતો થશે એ સાભળવાની પણ સુમતિબાઈ ના પાડે છે

---

પાઠાંતર—ટમાકે–ટગાઈ કે ધાર–દ્વાર. ડાગ–દાગ કાન પછારે–કાન નઠેવડા

શબ્દાર્થ—માગર = મગર જ્યો = જે રીતે ટમાકે રહી = ટમટમી રહી. પીય = પ્રિયની, વહાલાની ધાર = ધારીને તાકીને (દ્વાર પાઠ હોય તો દરવાજે) લાજ = લજ્જા, શરમ ડાગ = લાકડી કાને = કાન ઉપર કાન આડા પછાર = પછાડે છે, નાખે છે, પટકે છે, અથવા પછેડો ડાર = બીતમા દીનો રાખવાની ખીતી અથવા તરવારનું ફળ (ક્રિયાપદ હોય તો) ડારીને, ડાલીને, નાખીને

અથવા કાન ઉપર તરવારનુ ફળ કે એવી કોઈ ચીજ પછાડે છે, જેના અવાજને પરિણામે બીજા લોકો વાતો કરે તે પર ધ્યાન આપવાની જરૂર જ ન પડે આવો અચળ નિર્મળ પ્રેમ સમતાનો પતિદેવ પર છે[1] (૨)

> अटक तनक नहीं काहूका, हटक न इक तिल कोर,
> हाथी आप मते अरे, पावे न महावत जोर. हठीली० ३

**અર્થ**—એને કોઈના તરફથી અટકાયત થતી નથી અથવા થાય તો તે તેને ગણકારતી નથી અને કોઈ એને રોકે કે મના કરે તો એક તલના ફોતરા જેટલી પણ તે પાછી હઠતી નથી હાથી જ્યારે પોતાના દોર પ્રમાણે હઠ કરી જાય છે ત્યારે તેના મહાવતનુ જોર (તેની ઉપર) ફાવતુ નથી, ચાલતુ નથી (૩)

**વિવેચન**—આવી સમતાને કોઈના તરફથી અટકાયત થતી નથી અને કોઈ તેને અટકાવે તો તેવી એ જરા પણ અટકતી નથી જ્યારે સ્ત્રી એક વાતનો નિશ્ચય કરી બેસે છે, પછી તેને તેમ કરતા કોઈ અટકાવે તો તે લગાર માત્ર પણ અટકતી નથી વ્યવહારમા પણ સ્ત્રીઓની આ ખાસિયત ઘણી વાર દેખવામા આવે છે વ્યવહારના પ્રયોગમા સ્ત્રીહઠને રાજહઠ કે અશ્વહઠ સાથે મૂકવામા આવે છે આ હઠનો દુરુપયોગ થાય છે તેમ તેનો સદુપયોગ પણ થાય છે 'તિલ કોર' એટલે તલનો છેડો એટલે લગારમાત્ર, જરા પણ આના ઉપર એક બરાબર સમજાઈ જાય તેવો બધબેસતો દાખલો આપે છે આવડા મોટા જબરજસ્ત હાથીને માવત બે ફૂટની આકડી(અકુશ)થી પોતાના કબજામા રાખીને એને ફેરે છે, અને કાબૂમા રાખે છે પણ જ્યારે હાથી આપમતે ચઢી જાય છે, ત્યારે તેના ઉપર

પાઠાતર—અટક-અટ્ક હટક ન-હટકે નહીં ઇક તિલ કોર-કનિષ્ઠ કોર હાથી-હથી મતે-મતે પાવે ન-પાવ મહાવત-મહાવત

શબ્દાર્થ—અટક=અટકાવ તનક=જરા પણ કાહૂકા=કોઈના હટક=ઉપર હટક જુઓ ઇક=એક તિલ=તલમાત્ર, જરા પણ કોર=કિનારા છેડો હાથી=હસ્તી, ગાંડા-મસ્ત હાથી આપમતે=પોતાના જોરે, કોઈ જાતના અ કુશ વગર અરે=હઠ કરે, અટકે પાવે=ફાવે, મેળવે મહાવત=હાથીનો અસવાર, હાથીનો રખવાળ-હાંકનાર જોર=કૌવત, શક્તિ

1 આ ગાથાને અંગે પં ગભીરવિજયજીના સહિત અર્થો અત્ર નોંધી લઈએ તેમની સૂચના પ્રમાણે 'માર' અશુદ્ધ પાઠ છે તેને સ્થાને 'મારા' શબ્દ જોઈએ 'નિશદિન જોઉં તારી વાટડી' (૫ ૬૬મુ)નો ભાવ તેઓ અત્ર બતાવે છે જ્યો શબ્દને 'જ્યોત' જોઈએ=જ્યોતિ આ અર્થ મને બરાબર જચ્યો નહિ એટલે મે એને નોધમા મૂક્યો છે 'ધાર' સ્થાને તેઓ 'દ્વાર' મૂકે છે તેમના લખાણના અર્થ પ્રમાણે નીચેનો અર્થ પ્રથમની બે પંક્તિનો થાય 'મારા ને જોતી જ્યોતિ ટમટમી રહી છે, તે કેવા ? પ્રિય ચાલીને દ્વાર એટલે જેટલા પોતાને પ્રિય છે તેટલાને સ્વામી આગળ જણાવે છે ઉન્નતરૂપી દાગ (લાકડી) તેની અણુ (=અણી)તે માર્ગ બનમાં નેતી થી અને કાન ઉપર જાણે જાણે પડેલા એમ તો હોય તેથી તે સાંભળતી નથી, કોઈનો અજ્ઞાન જરામાત્ર પણ માનતી નથી' પંન્યાસજીએ કરેલ આ આખી નોટ વિચારવા યોગ્ય હોઈ અત્ર તે રજૂ કરી દીધી છે —વિવેચનકાર

માવતનું જોર ચાલતું નથી. પછી તે હાથી ગાંડોતુર થઈ પોતાની મરજીમા આવે તેમ મહાલે છે, ફાવે ત્યા જાય છે અને પોતાની મરજી આવે તેમ બરાડા પણ પાડે છે મદે ચઢેલા હાથીને જોયો હોય તો વાતનો ખ્યાલ આવે એ પ્રમાણે જ્યારે સુમતિ પોતાના ખરા સ્વરૂપમા આવી જાય છે ત્યારે તેના ઉપર કોઈનું જોર ચાલતું નથી, અને એ પોતાના નિર્ણીત કરેલા માર્ગથી એક તસુ પણ ચાતરતી નથી

જ્યારે પ્રાણીની પ્રગતિ થાય છે ત્યારે તેની આતર દશા પણ આ રીતે ઉત્થાન પામતી આગળ વધતી જાય છે, ત્યારે એની સમતા વગર સંકોચે આ પ્રમાણે ધપતી જાય છે, અને ત્યારે એને કોઈ અટકાવી શકતું નથી આવી પોતાની થયેલી અથવા થવાની દશાનું વર્ણન સુમતિ કહી બતાવે છે

> सुन अनुभव ! प्रीतम विना, प्राण जात इत ठांहि,
> है जन आतुर चातुरी, दूर 'आनंदघन' नांहि हठीली० ४

**અર્થ**—ભાઈ અનુભવ ! સાભળ, પતિદેવ વગર આ જ ઠેકાણે મારા પ્રાણ ચાલ્યા જાય છે – જવાના છે અધીર પ્રાણીની ચાલાકી જે જનમા હોય તેનાથી આનંદઘન દૂર નથી અથવા આનંદઘન તેના નાથ છે, રખેવાળ છે (૪)

**વિવેચન**—આ પ્રમાણે પરિસ્થિતિ હોવાથી સુમતિ પોતાના પ્રિય સ્નેહી અનુભવને કહે છે કે મારા મનની આવી સ્થિતિ હોવાને કારણે અનુભવ ભાઈ ! સાભળ, મારા પતિદેવ વગર મારો જાન આ ઠેકાણે જ નીકળી જાય છે, અને મને એને મળવાની એવી તો આતુરતા વધેલી છે કે મને લાગે છે કે આમાથી તો મારો જીવ નીકળી જશે અધીર–આતુર પ્રાણીની ચાલાકી જેનામા હોય તેનાથી આનંદઘન દૂર નથી–ન હોય–એટલો જ મનમા દિલાસો છે આવા પ્રાણીના આનંદઘન નાથ છે, રક્ષપુહાર છે, શિરમુગટમણિ છે આટલો જ મારા મનમા દિલાસો છે અને એને આધારે જ હું ટકી રહી છુ એ મારી મોટી આશા છે એ આશા પૂરી જરૂર થશે અથવા થઈ રહી છે એના પર આ જીવન અવલબે છે

છેલ્લી ગાથાનો બીજો અર્થ પણ શકય છે પ્રથમની બે પંક્તિ સુમતિ અનુભવ પ્રત્યે બોલે છે અને છેલ્લી બે પંક્તિમા અનુભવ સખા તેને જવાબ આપે છે કે આતુરતામા જો ચતુરાઈ હોય તો આનંદઘન તેનાથી દૂર નથી, મતલબ, તુ ચતુરાઈથી કામ લઈશ, તો આનંદઘન તો હાથવેંતમા છે, માટે ગભરા નહિ, હુશિયારીથી કામ લે અને આવી પ્રાણ જવાની અને એવી નિરાશાની વાત છોડી દે આ પ્રમાણે અર્થ કરવામા 'નાહિ'નો પાઠાંતર

---

પાઠાંતર—સુન–સુણ ઇત ઠાહિ–ઇહા વાહિ આતુર–આતુરી નાહિ–નાહ

શબ્દાર્થ—સુન = સાભળ પ્રીતમ = પ્રાણનાથ ધણી જાત = જાય છે, ખલાસ થાય છે જવાના છે ઇત = અહીં આ તરફ ઓર ઠાહિ = ઠેકાણે હૈ = છે આતુર = ઉદ્વિગ્ન અધીર ચાતુરી = વ્યવહારદક્ષતા ચાલાકી નાહી = નથી (અશુદ્ધ પાઠ જણાય છે નાહ જોઈએ એટલે નાથ રખવાળ )

'નાહ' કરી તેનો 'નાથ' અર્થ કરવાની ભાજગડ પડતી નથી તે દૃષ્ટિએ આ અર્થ પણ ખાસ વિચારવા યોગ્ય છે

બીજી રીતે પણ આ ગાથાના છેલ્લા બે પદનો અર્થ શક્ય છે અને તેમ કરવામા આખુ પદ સુમતિના મુખમા ચાલુ રહે છે અર્થ આ પ્રમાણે થાય આ માણસ (સુમતિ પોતે) બહુ આતુર છે અને ચતુરાઈ (ખોટુ ડોઢડહાપણ) દૂર મુકાઈ ગયુ છે, માટે આનંદઘન નાથ એનો રક્ષણહાર છે આ પ્રમાણે અર્થ કરવામા 'નાહિ' સ્થાને 'નાથ'– 'નાહ' શબ્દ લેવો પડે છે આ અર્થ પન્યાસજીએ લખાવેલ છે અને તે પણ વિચારવા યોગ્ય છે (૪)

**ઉપસંહાર**—આ પ્રમાણે આખુ પદ સુમતિના મુખમા મૂક્યુ છે અથવા છેલ્લી ગાથામા અનુભવ અને સુમતિ વચ્ચે આલાપ થાય છે આ બન્ને અર્થ ભાવવાહી છે અને વિચારવા યોગ્ય છે ચેતનની પ્રગતિ જ્યારે આગળ વધે છે ત્યારે તો એ સદ્‌ગુણનો ભંડાર થઈ જાય છે, ત્યારે એના રાગ–દ્વેષ ધીમે ધીમે પાતળા પડી નષ્ટપ્રાય થઈ જાય છે, ત્યારે એની કર્મપરિણતિ હઠતી જાય છે, અને એનામા સ્વભાવરમણતા જામતી જાય છે તે વખતે એ અત્યંત વિશુદ્ધ દશા તરફ કૂચ કરતો જાય છે અને એના સ્વરૂપમા એ ઉજ્જ્વલ, આકર્ષક અને પ્રેમમય દેખાય છે એવા પતિને સુમતિ જોયા કરે, એના ઉપરથી આખ પાછી હઠાવી ન શકે, કે એના ઉપર નજર કરવાને એને કોઈ વારી શકે નહિ—એ સર્વ બરાબર વાત છે અને તે વાતને આ પદમા મુખ્ય કરી છે અને તે વખતે એની જે દશા થાય, અને તે વખતે સુમતિ અને ચેતનરાજનો જે મેળ દેખાય તે અત્ર વર્ણવેલ છે

એક વાત લક્ષ્યમા રાખવા જેવી છે પ્રાણીની પ્રગતિ થાય ત્યારે એ અંતે શરીરને પણ તજે છે, મનને પણ તજે છે, અને સર્વ યોગો પર વિજય મેળવી એ અનંત ગુણનો સ્વામી બને છે આવા પતિદેવને આવતા જોવાની જેટલી તાલાવેલી સુમતિના મનમા હોય છે તેટલી જ તીવ્ર અભિલાષા એ શૈલેશીકરણ કરી આગળ વધી જાય તે વખતે તેના ઉપર નજર નાખવાની હોય છે આવા પતિને શુદ્ધ સ્વરૂપમા રમણ કરતા જોતા આખો પોતાની ટેક છોડતી નથી, અને એને એ કામમાથી અટકાવવામા આવે તો એ બાપડી રડી પડે છે આ આખો ભાવ ખૂબ વિશુદ્ધ દશા બતાવે છે આખા પદમા અનેક ભાવ સમાયેલા છે મગર અને હાથીના અંકુશના ભાવો રસિક છે અને આતુરનુ ચાતુર્ય અને આનંદઘનની અનાવતા અનેક પ્રકારે પ્રમોદભાવ લાવે તેવી આહ્‌લાદકારી છે પદ સુદર છે, વિચારમા નાખી દે તેવુ છે, અને ગમે તેણે લખ્યુ હોય, તેણે આનંદઘનની ભાષાપદ્ધતિનું અનુકરણ બરાબર કર્યું છે પદમા કોઈ કોઈ પ્રયોગ જીર્ણ છે અને કેટલીક મુશ્કેલી સાચા પાઠ ન મળવાને અંગે થઈ છે, પણ એના રચયિતા આનંદઘન પોતે ન હોય તોપણ એનો ભાસ તો જરૂર આપે છે પદ ગાતા અને વિચારતા સહજાનંદમા રમણ કરાવે તેવુ હોઈ, એકાંત વિચારણા અને જાહેર સંગીતમા ઉદાત્ત સ્થાન પ્રાપ્ત કરે તેવું છે પદ

તેરમામા અનુભવ પાસે સમતા જે ફરિયાદ કરે છે તેની સાથે પતિ માટે આ પદમા જે અલગ વૃત્તિ અને નિરીક્ષણ-ઇચ્છા વ્યક્ત કરી છે તેની સરખામણી કરતા આ પદ ખૂબ આગળ પ્રગટ થયેલી પરિસ્થિતિ સૂચવે છે, અને આનદઘનની નજીક નજીક ગતિ થતી જાય છે એ ભારે આનદની અને સમજી રાખવા જેવી વાત છે આત્મસન્મુખ ચેતના થાય, પરભાવથી પરાઙ્મુખ થાય અને સ્વસન્મુખ થઈ આગળ ધપતી જાય એટલે સર્વ મન કામના માર્ગે ચઢી ગઈ અને પૂરી થઈ ગઈ એમ સમજવુ સુયોગ્ય છે (૧૦૪)

## પદ એકસોપાચમુ

**ભૂમિકા**—આ પદમા વૈરાગ્યનો મહિમા વર્ણવ્યો છે, એટલે પ્રથમ વૈરાગ્યને ઓળખીએ વિષયો ઉપરનો પ્રેમ, તેનુ આકર્ષણ, ભોગ, તેને વારવાર ભોગવવાની ઇચ્છા અને રચ્યાપચ્યા રહેવાના વારવાર થતા વિચારો આ પ્રાણીને સસારમા રાખે છે ઇન્દ્રિયોના વિષયો એ જ ખરો સમાર છે અને એને એક વાર સરતો મૂકવામા આવે તો એ વધતો અને વધતો જ જાય છે સૃ ધાતુમાથી એ નીકળે છે અને 'સરકવુ' એ તેનો અર્થ થાય છે આતરસૃષ્ટિમા કષાયો પણ એટલુ જ આકરુ કામ કરે છે આ વિષયો પર કાબૂ અને કષાયો પર વિજય એ જૈન નીતિવિભાગ (Ethics)નો સાર છે જેને સમારથી કટાળો આવ્યો હોય તેને સેવવા યોગ્ય-અચૂક આસેવન કરવા યોગ્ય-ગ્રાયણ છે અને એનો જેટલે અશે વિજય થાય તેટલે અશે પ્રાણી સાધ્યસન્મુખ થાય આ વિષયકષાય પર વિજય એ વૈરાગ્યનુ પરિણામ છે એટલે વૈરાગ્યને આપણે બરાબર ઓળખીએ. મહામોહ સર્વ કર્મોમા રાજા સ્થાને આવે છે એના મુખ્ય ધામ રાજસ ચિત્ત અને તામસ ચિત્ત, એના બે દીકરા રાગકેસરી અને દ્વેષગજેન્દ્ર એ નગરોને ભોગવે છે આ આખા મોહ રાજાનો પરિવાર શ્રીઉપમિતિભવપ્રપચાકથામા શ્રીસિદ્ધર્ષિ ગણીએ ખૂબ વિસ્તારથી ચોથા પ્રસ્તાવમા વર્ણવ્યો છે એ પૈકી રાગકેસરી દેખાવમા નમ્ર હોવા છતા આકરો રાજા છે અને માયા અને લોભનો પિતા થાય છે ખાસ ધ્યાનમા રાખવા લાયક હકીકત એ છે કે વીતરાગની વીતરાગતામા રાગને આગળ કરવામા આવેલ છે જોકે દ્વેષ પર પણ તેમનો વિજય થયેલો હોય છે, છતા રાગ પર વિજય મેળવવો વધારે આકરો હોઈ એની મુખ્યતા વીતરાગદશામા બતાવી છે માનસશાસ્ત્રની નજરે આ ઘણી અગત્યની વાત છે અને પાકા અનુભવ અને અભ્યાસનુ પરિણામ હોઈ, ખાસ ધ્યાનમા રાખવા યોગ્ય બાબત છે

આવા પ્રકારના મીઠા દુર્ગુણ 'રાગ' પર જેટલે અશે વિજય થાય તેટલે અશે સસાર ઓસરતો જાય છે 'જેટલે અશે વૈરાગ્યમા પ્રગતિ તેટલે અશે સાધ્યની નજીકપના અને સસાર પર અટકાયત' [illegible] ધ્યાનમા આવી જાય ત્યારે વૈરાગ્યની મહત્તા પર એ ધ્યાન

જાગે છે એમાં મનની ભ્રમણાને કે મનના મનામણાને સ્થાન નથી આવો વૈરાગ્યનો મહિમા છે 'વૈરાગી' શબ્દ તિરસ્કારના અર્થમાં વપરાય છે તેનુ કારણ ઢોંગ છે ઢોંગ, દેખાવ કે બાહ્યાચાર હોય ત્યા ખરા વૈરાગ્યને સ્થાન જ નથી બાકી સાચી-અંતરની ત્યાગવૃત્તિ હોય અને વિષયો પર કાબૂ તેની સમજણપૂર્વકનો હોય, ત્યા તો પછી લબ્ધિ-સિદ્ધિના માર્ગમાં કાંઈ ઊણપ રહેતી નથી અનેક પ્રકારની દેવસેવા કે મોટી તપસ્યા અથવા સંસાર છોડી જંગલમા રહેવાનુ કે બીજી ધર્મક્રિયા કરવામાં આવે, તેના ફળનો આધાર વિરાગપ્રાપ્તિ ઉપર જ રહે છે સિંદૂરપ્રકરમા સોમપ્રભાચાર્યે વૈરાગ્યના વિષયમા બહુ મજાના ચાર શ્લોક (૮૯-૯૨) લખ્યા છે છેલ્લા શ્લોકમા તો તેમણે ખરેખર કમાલ કરી છે તેઓ લખે છે –

भोगान् कृष्णभुजगभोगविषमान् राज्यं रजःसंनिभं, बन्धून् बन्धनिबन्धनानि विषयग्रामं विपान्नोपमम् ।
भूतिं भूतिसहोदरां तृणमिव स्त्रैणं विदित्वा त्यजं स्तेष्वासक्तिमनाविलो विलभते मुक्तिं विरक्तः पुमान् ॥

—"ઇંદ્રિયના ભોગોને કાળા ભયંકર સર્પના શરીર જેવા જાણીને, મોટા રાજ્યને ધૂળ સમાન જાણીને, બંધુઓને બંધનના કારણરૂપ જાણીને, વિષયોને ઝેર મેળવેલા અન્ન સમાન જાણીને, ઋદ્ધિને રાખોડીની સગી બહેન સરખી જાણીને અને સ્ત્રીઓના સમૂહને તરખલાના ઢગલા સમાન જાણીને તે સર્વ પદાર્થો ઉપરની આસક્તિ તજી દઈ, તેનાથી અનાસક્ત રહી, એટલે તેમના તરફ રાગદ્વેષથી અનાકુળ રહી, વૈરાગ્યવાસિત બની વિરક્ત આત્મા મુક્તિને પ્રાપ્ત કરે છે"

યોગગ્રંથનો મુદ્દો ચિત્તવૃત્તિ પર કાબૂ મેળવવાનો રહે છે ઇંદ્રિયના વિષયોમા પ્રસાર પામતી વૃત્તિ પર નિરોધ કરવો એ યોગ છે એમ ભગવાન પતંજલિ યોગસૂત્રોની શરૂઆતમા કહી એ નિરોધના ઉપાયમાં બે ચીજોને મૂકે છે અભ્યાસ અને વૈરાગ્ય (૧-૧૨) અભ્યાસ એટલે આદરેલ-સ્વીકારેલ વાતની નિરંતર દીર્ઘ કાળ સુધી આસેવના કરવાથી વાત જામી જવાની રીત છે, અને વૈરાગ્ય એટલે દીઠેલા અથવા સાંભળેલા વિષય ઉપર જેની તૃષ્ણા ન વતી હોય તેવા પ્રાણીની વશીકાર બુદ્ધિ છે મતલબ, ઇંદ્રિયના વિષયો કે સ્વર્ગ-મોક્ષ-પ્રાપ્તિ તરફ અનાભોગ બુદ્ધિ રહે તે વૈરાગ્ય કહેવાય છે તેટલા માટે ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના ઉપાય તરીકે વૈરાગ્યને બહુ ઉચ્ચ સ્થાન છે ઇંદ્રિયવિષયોની તૃષ્ણારહિતપણું પ્રાપ્ત કરવુ કે પરભવમા દેવ-દેવેન્દ્ર-વિદ્યાધર-ચક્રવર્તીની પદવી મેળવવાની ઇચ્છારહિતપણે તૃષ્ણાનો ત્યાગ કરવો એ મુશ્કેલ કાર્ય છે, પણ એ ખરો વૈરાગ્ય છે અને ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનો પરમ ઉપાય છે, અને સંસારની રખડપટ્ટી દૂર કરવાનુ પ્રબળ સાધન છે, એ યોગદૃષ્ટિએ ખાસ નજરમા રાખવા જેવુ છે

શ્રીહરિભદ્રસૂરિ મહારાજ વૈરાગ્ય ઉપર આખું અષ્ટક લખી દશમા અષ્ટકમા વૈરાગ્યના ત્રણ પ્રકાર બતાવે છે આર્તધ્યાન નામક, મોહગર્ભિત અને સજ્જ્ઞાનસંગત—આ ત્રણે પ્રકારો બરાબર ધ્યાનમા રાખવા યોગ્ય છે ઇષ્ટ વસ્તુનો વિયોગ થાય, ન ગમે તેવી વસ્તુ મળી

જાય, તેને પરિણામે માનસિક ક્ષોભ થાય અને વસ્તુ તરફ અરુચિ વાય તે આર્તધ્યાન નામક વૈરાગ્ય છે બરી કે ઠોકરો મરી જાય, જેલના જવાનુ વાય, પૈસા ખોઈ બેસાય કે આગ પાણીથી નુકસાન થાય, ત્યારે ઉપરચોટિયો વૈરાગ્ય થાય છે તે આર્તધ્યાનાત્મક કહેવાય છે આમા હેય ઉપાદેય બુદ્ધિ હોતી નથી ઉદ્વેગ, વિષાદ, કલ્પનાતરગ આદિને વશ થઈ પ્રાણી વિરાગ દેખાડે તે માત્ર વ્યવહારદષ્ટિએ વૈરાગ કહેવાય છે, એને આત્મવિકાસમા કશું સ્થાન નથી આવા વૈરાગ્યને કેટલાક દુખગર્ભિત વૈરાગ્ય પણ કહે છે મોહગર્ભિત વૈરાગ્ય થાય છે મોહ એટલે અજ્ઞાન આત્માનુ સ્વરૂપ બરાબર જાણ્યા સિવાય એકાત દષ્ટિએ એને નિત્ય કે અબદ્ધ માનીને સસારની નિર્ગુણતા સમજીને વિરાગ થાય તે મોહ ગર્ભિત વૈરાગ્ય કહેવાય છે એમા સસાર તરફ, વિષયો તરફ અરુચિ વાય છે, પણ વસ્તુનો અને આત્માનો સબધ બરાબર ઓળખાયેલો ન હોઈને પૂરતો લાભ લઈ શકાતો નથી આ અજ્ઞાનજન્ય વૈરાગ્ય છે ઉચ્ચ કોટિના આવા વૈરાગ્યની ભૂમિકા સમ્યગ્જ્ઞાન હોય છે વસ્તુને વસ્તુગતે ઓળખી જીવ-અજીવનો પરસ્પર સબધ વિચારી ત્યાગવૃત્તિ થાય તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવાય છે એ પ્રાણી, દ્રવ્ય-ગુણ-પર્યાયને ઓળખે છે, સસારભ્રમણના કારણને સમજે છે અને વિશિષ્ટ બુદ્ધિ-સમજણપૂર્વક સ્વપરના વિવેચન સાથે ત્યાગ કરે છે તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે સિદ્ધિસાધન આ વૈરાગ્ય થઈ પડે છે અને પ્રાણીને સાધ્ય સુધી પહોચાડી દે છે મોક્ષના સાધનમા આ વૈરાગ્યને ખાસ સ્થાન છે

આ વૈરાગ્ય એ સમ્યક્ત્વનુ લિગ છે, અને તેનો સમાવેશ 'નિર્વેદ' લક્ષણમા કરવામા આવ્યો છે વિકાસમાર્ગમા એની ખૂબ ઉપયુક્તતા છે અને એની વિચારણામા પૂર્વપુરુષોએ અનેક વાતો અનેક પુસ્તકોમા કરી છે સામાન્ય રીતે જૈનધર્મના તાત્વિકવિભાગનો કોઈ પણ ગ્રથ વાચવામા આવશે તો તેમા વૈરાગ્યની વાતો આવ્યા વગર ભાગ્યે જ રહેશે વૈરાગ્યશતક જેવા આખા ગ્રથો પણ આ વિષય પર લખાયા છે અને શૃગારવૈરાગ્યતરગિણી જેવો ગ્રથ લખી તેના લેખકે (શ્રી સોમપ્રભસૂરિજીએ) તો કમાલ કરી છે વૈરાગ્યને અગે શ્રી ભર્તૃહરિએ આખુ શતક લખ્યુ છે એમા એણે દુનિયાની વસ્તુને નાચેના ભયો વર્ણવ્યા છે અને છેવટે જણાવ્યુ છે કે આ પ્રમાણે સર્વ વસ્તુને માથે ભય છે, માત્ર નિર્ભય તો વૈરાગ્ય જ છે આ રહ્યો તે શ્લોક -

भोगे रोगभय, कुले च्युतिभय, वित्ते नृपालाद्भय, मौने दैन्यभय, बले रिपुभय, रूपे जराया भयम्।
शास्त्रे वादभय, गुणे खलभय, काये कृतान्ताद्भय, सर्वं वस्तु भयान्वित भुवि नृणा वैराग्यमेवाभयम् ॥

આ દુનિયાની સર્વવસ્તુ ભયથી ભરેલી છે ભોગ ભોગવવામા આવે તેને છેડે રોગનો ભય રહે છે કુળવાનપણું હોય તો કોઈ અપવાદને કારણે નીચે ગબડી પડવાનો ભય માથે લટકતો હોય છે પૈસા [illegible] તો તેના પર રાજ્યના કરો અને કાયદાનો ભય ચાલુ છે કોઈ પ્રાણી મૌન રહે [illegible] છે એવા આક્ષેપનો તેને માટે ભય રહે છે બળવાન

માણસને દુશ્મનનો ભય રહે છે હસતીમલપતી યૌવનને આરે બેઠેલી ગામડાની ગોરી કે શહેરની શેઠાણીને માથે ઘડપણનો ભય ઝઝૂમતો હોય છે શાસ્ત્રના અભ્યાસીને વાદવિવાદનો ભય રહ્યા કરે છે ગુણવાન માણસને લુચ્ચા-હરામખોર તરફથી હમેશા ભય રહે છે અને છેવટે આપણા શરીર ઉપર યમરાજનો ભય ઊભો જ છે આવી રીતે નાનીમોટી સર્વ વસ્તુ ઉપર એક યા બીજા પ્રકારનો ભય ઝઝૂમતો રહે છે માત્ર વૈરાગ્ય એ એનો લાભ છે કે જેને માથે કોઈ પ્રકારનો ભય નથી

પદ

(રાગ-આશાવરી)

अवधू वैराग्य बेटा जाया, वाने खोज कुटुंब सब खाया । अवधू०
जेणे माया ममता खाई, सुख दुःख दोनो भाई,
काम क्रोध दोनों खाई, खाई तृष्णा बाई । अवधू० १

**અર્થ**—ભોળા ભાઈ ! વૈરાગ્ય નામનો બેટો-દીકરો થયો, તેણે શોધી શોધીને-ખોળી ખોળીને-આખુ કુટુંબ હડપ કર્યું, ખલાસ કરી દીધુ એણે માયા અને મમતા ખાધી એણે સુખ અને દુખ નામના બન્ને ભાઈઓને ખાધા એણે કામ અને ક્રોધ બન્નેને ખાધા અને એણે વળી તૃષ્ણાબાઈને પણ ખાધી (૧)

**વિવેચન**—આવો વૈરાગ્ય નામનો દીકરો જન્મ્યો અવધૂ શબ્દનો અર્થ અબોધ્ય, અલ્પજ્ઞ જેવો અગાઉ કર્યો છે જોગીને માટે પણ અવધૂત શબ્દ વપરાયો છે એમ અગાઉ જણાવ્યુ છે શાસ્ત્રકાર અનેક સ્થાને 'દેવાનુપ્રિય' શબ્દ વાપરે છે, તે અર્થ પણ એનો હોઈ શકે આ ઉપરાંત મને એમ સૂઝે છે કે 'અવધૂ' શબ્દ સંબોધનમાં ન હોય તો તેનો અર્થ 'હવે' એમ થવો જોઈએ એ અવ્યય હોવાનો સંભવ મને દરેક સ્થાને સંબંધ પરથી લાગે છે ઘણા શિષ્ટ કવિઓ પોતાની કૃતિમાં પ્રથમ શબ્દ તરીકે 'હવે', 'અને', 'હેજી' કે એવો શબ્દ મૂકે છે આવો કોઈ અર્થ 'અવધૂ'નો થવો જોઈએ, પણ હિંદી શબ્દકોષથી એવો અર્થ સૂચવન થતો નથી[1]

પાઠાતર—દોનો-ગનો દોનો-ગનુ ગ

**શબ્દાર્થ**—અવધૂ=(અવધૂ) અબોધ્ય, અલ્પજ્ઞ મૂર્ખ, (અવધૂત) સન્યાસી, સાધુ યોગી, મહાત્મા વૈરાગ્ય=વિરક્તિ સંસાર ઉપરની આસક્તિનો અભાવ બેટા=પુત્ર, દીકરો જાયા=ઉત્પન્ન થયો, જન્મ્યો વાને=એણે ખોજ=શોધી શોધીને સબ=સમસ્ત કુટુંબ ખાયા=ખાઈ ગયો, નાશ કર્યો માયા=છળ, પ્રપંચ ધન દોલત ઈશ્વરની આજ્ઞાનુસાર કામ કરનાર તેની કલ્પિત શક્તિ કપટ મમતા=મારાપણુ પ્રેમ મોહ દોનો=બન્ને બાઈ=સ્ત્રીઓના નામ પાછળ લગાડાતો માનસૂચક શબ્દ

[1] અવધૂ થી ઘણીવેળા પદો શરૂ થાય છે પદ-૭-૨૩-૨૬-૨૭-૯૯-૯૮-૯૯-૧૦૫ દરેક જગ્યાએ એ શબ્દ પર વિવેચન કર્યું છે એવા જ અર્થમાં આ શબ્દ ઘણા પદમાં વપરાયો છે આના સંબંધના

દીકરા બે પ્રકારના થાય છે એક કુળને અજવાળનારા અને બીજા કુળનો ઘાત કરનારા. વધારે સારો દીકરો થાય તો સાત કુળને તારે છે અને તેમ કરવામાં બનાવટી કુટુંબી થઈ પડેલાને મારી-કૂટી બહાર ફેંકી મૂકે છે આ વૈરાગ્ય બેટો તો એવો થયો કે એણે શોધી શોધીને થઈ બેઠેલ દાદા દાદી, ભાઈબાઈ અનેકને દૂર કરી દીધા—આવો કરમી દીકરો થયો

વૈરાગ્યમાં મુખ્ય વાત 'સ્વ-પરવિવેચન'ની છે જ્યારે ખરો વૈરાગ્ય જામવા માંડે ત્યારે અંદરનું આખું કુટુંબ ફરી જાય છે, આખું જીવન નવીન આકાર ધારણ કરે છે, કર્તવ્યક્ષેત્રમાં મોટો પલટો આવે છે અને અંતરંગ સગા સાચે સ્થાને આવે અને પરભાવો દબાઈ જાય એટલે આખા જીવનવ્યવહારમાં મોટું પરિવર્તન થઈ જાય છે અત્યાર સુધી વિષયો અને કષાયોનું જોર હતું તેનું સાચું સ્વરૂપ સમજાતાં એના પર છીણી પડતી જાય છે, અને તેને સ્થાને શમ, સંવેદ, અનુકંપા, પ્રેમ, શાંતિ, સ્થિરતા અને આનંદ આવતા જાય છે, એટલે અત્યાર સુધીના ઓળખીતા કુટુંબનો નાશ થઈ જાય છે એ ભાવ આ પદમાં બતાવવામાં આવ્યો છે

અંતરંગ કુટુંબોમાં રાગદ્વેષજન્ય કુટુંબીઓ અને ચારિત્રરાજનો મોટો પરિવાર એ બન્ને વચ્ચે અંદર ઝઘડા ચાલ્યા જ કરે છે ઉપમિતિભવપ્રપંચાકારે એને શબ્દચિત્રમાં આલેખ્યા છે. વૈરાગ્યનો અવસર આવે અને સ્થિર થાય ત્યારે આ આખા રાગદ્વેષજન્ય કુટુંબનો નાશ થતો જાય છે એ તો કેવા કેવા કુટુંબીઓને ખાધા એની થોડી વાત કરીએ

પ્રાણીને સંસાર સાથે ચોંટેલો રાખનાર માયા અને મમતા છે 'માયા' એટલે પૌદ્ગલિક વસ્તુ પર આકર્ષણ, મમતા એટલે મારાપણું, માલેકી હક્ક આ માયા અને મમતા સંસારને વધારનાર છે, પૌદ્ગલિક પ્રેમને જમાવનાર છે, પારકાંને પોતાના મનાવનાર છે અને પ્રાણીને અંધ કરનાર છે આ બન્ને ચેતનરાજની માસીઓ થઈ બેઠેલી છે વૈરાગ્ય બેટો ઘેર જન્મીને આ ચેતનરાજની માસીને ખાઈ ગયો, અને એણે ચેતનની પ્રગતિમાં ખોટા સગપણને બહાને કેટલું રૂંધન કર્યું છે તે બતાવી આપ્યું અને પૌદ્ગલિક સુખ કે દુઃખ નામના બે ભાઈ થઈ બેઠેલા હતા તેને પણ એ વૈરાગ્ય બેટાએ ખલાસ કરી દીધા. જરા સગવડ પડે ત્યારે સુખ લાગે, જરા અગવડે દુઃખ લાગે, પરવસ્તુને પોતાના માનવી, અને પછી તેની પ્રાપ્તિમાં સુખ માનવું અને વિયોગમાં દુઃખ માનવું એ આખી માન્યતા જ ખોટી છે આ સુખદુઃખ ભાઈઓ તે રાગકેસરીના મંત્રી વિષયાભિલાષના પુત્રો છે અને સગા ભાઈ થાય છે, અને બીજી રીતે ચેતનરાજના પ્રચ્છન્ન મિત્રો પુણ્યોદય અને પાપોદયના પ્રત્યક્ષ સ્વરૂપો છે આ ભાઈ ચેતનના સગા ભાઈ નથી, પણ થઈ બેઠેલા

જરૂરી વિવેચન, 'આનંદઘનની કૃતિની ભાષા અને ખાસિયતો'ની વિચારણા ઉપોદ્ઘાતમાં થશે ઉપર કરેલ વિચારણા અને અર્થની મહત્તા તે વિવેચનની વિચારણા સાથે કરવાથી ધ્યાનમાં આવશે —વિવેચનકાર.

ભાઈભાડુઓ છે વૈરાગ્ય બેટો થયો એટલે એણે સુખદુઃખના આખા ખ્યાલાતો જ ફેરવી નાખ્યા, એટલે આ સુખદુઃખના દુન્યવી ખ્યાલને એ વૈરાગ્ય બેટો ખાઈ ગયો

મકરધ્વજ[1]–કામદેવ નામનો એ નગરમા નાનો રાજા હતો એના પરિવારમા પુંવેદ, સ્ત્રીવેદ, નપુસકવેદ હતા આ કામદેવને વૈરાગ્ય બેટો ખાઈ ગયો અને ખૂદ મહામોહ રાજાના સોળ[2] પુત્રોમા ક્રોધ નામના ચાર છોકરાને પણ ખાઈ ગયો ક્રોધને કષાયનું રૂપક ગણીએ તો ક્રોધ, માન, માયા અને લોભ એ સર્વ કષાયોને વૈરાગ્ય બેટો ખાઈ ગયો એમ સમજવુ કષાય પર સામ્રાજ્ય લાવવાનો માર્ગ–વૈરાગ્ય–સરળ અને સીધો છે અને સસારવૃક્ષના મૂળ કષાયો હોવાથી એના પર વિજય મેળવવો એ ભારે અગત્યની વાત છે

અને તૃષ્ણાબાઈ તો બડા જબરા છે વિષયો ભોગવાતા જાય તેમ વધારે વધારે મેળવવાની ઇચ્છા રહ્યા કરે, ભોગમા કદાપિ તૃપ્તિ ન થાય, તેમ સગ્રહના ઢગલાઓ કરવામા અને વધારવામા વિવેક, વિચાર કે ગણતરી રહેતા નથી. આ તૃષ્ણાબાઈને વેદિકાનુ સ્થાન આપ્યુ છે, એના ઉપર મોહરાજાનું આખુ કુટુબ બેસે છે આ તૃષ્ણા બાઈને પણ વૈરાગ્ય ખાઈ ગયો આ તૃષ્ણાનો પરિચય ચૌદમા પદમા થયો છે ત્યા એને ભાડની દીકરી કહી છે, લુચ્ચી કહી છે, કપટકુટુબની પોષણા કરનાર તરીકે વર્ણવી છે અને અનુભવને વિનતિ કરી છે કે આવી રાડોનો સગ પતિદેવ કરે છે તેને તેમ કરતા વારો આવી તૃષ્ણાબાઈ પર જનારે વૈરાગ્યનો વરસાદ થયો ત્યારે આપોઆપ ખલાસ થઈ ગઈ (૧)

दुर्मति दादी मत्सर दादा, मुख देखत ही मूआ,
मगलरूपी वधाई वाची, ए जब बेटा हुवा अवधू० २

**અર્થ**—દુર્મતિ નામની મોટી મા અને મત્સર નામનો દાદો એ છોકરાનુ મુખ જોતા જ મરી ગયા અને એ બેટાનો જ્યારે જન્મ થયો ત્યારે અતિ કલ્યાણકારી હકીકત તરીકે એના વધામણીઓ ખવાણી–બોલાણી (૨)

**વિવેચન**—વૈરાગ્ય બેટો કઈ કાચો નહિ, એણે તો વીણી વીણીને અનાવટી સગાઓને શોધવા માડ્યા અને શોધી શોધીને ઘરની બહાર ધકેલવા માડ્યા એક પારકાની

---

શબ્દાર્થ—દુર્મતિ = કુબુદ્ધિ દાદી = મોટીમા મત્સર = ઈર્ષ્યા, અદેખાઈ ગુમાન દાદા = બૂઢા માણસ માટે આદરનો શબ્દ બાપનો બાપ મોટો ભાઈ, વડો દેખત હી = દેખતા જ મૂઆ = મરી ગયા, ખલાસ થઈ ગયા વાચી = ગવાણી જાહેર કરવામાં આવી ભાખવામા–ઉચ્ચારવામા આવી જબ = જ્યારે હુઆ = થયા, જન્મ્યા મગળ = કલ્યાણકારી ખુશાલીનો અવસર વધાઈ = ખુશખબર, શુભ સમય પર ગાવુ–બજાવવુ, સારા અવસરે આનંદ–પ્રસન્નતાસૂચક વચન.

---

[1] મકરધ્વજના વર્ણન માટે શ્રી સિદ્ધર્ષિએ આખુ પ્રકરણ લખ્યુ છે જુઓ ઉપમિતિભવપ્રપચા કથા, ભાષાતર, પ્રસ્તાવ ૪, પ્રકરણ ૧૪ પૃ ૮૬૭–૮૭૧

[2] સોળ બાળકોના વર્ણન માટે જુઓ સદર, પ્ર ૨૬થી, પૃ ૮૭૮–૮૮૨

અદેખાઈ કરનાર મત્સર નામનો દાદો થઈ બેઠો હતો એ એમ જ મનાવતો હતો કે દુનિયામા બધા ભલે હોય, પણ મારા જેવો શાણો, રૂપાળો, બાહોશ, દીર્ઘદ્રષ્ટા કોઈ નથી કોઈ જરા પ્રકાશમા આવે તો તેને બેસાડી દેતા, અવર્ણવાદ બોલતા તેને શરમ ન આવે. અને દાદા થઈ પડેલા મત્સરભાઈ વળી દુર્મતિ (કુબુદ્ધિ)ને પરણેલા છે આ દુર્મતિ દાદી અને મત્સર દાદા તો વૈરાગ્ય બેટાનુ મોઢુ જોતા જ મરી ગયા હજુ નામાન્ય વૈરાગ્ય થાય ત્યા ખોટી બુદ્ધિ અને પારકી ઈર્ષ્યાનો ત્યાગ તો જરૂર થાય છે આવો વૈરાગ્ય બેટો જન્મ્યો ત્યારે વધામણીઓ અપાણી, મગળરૂપ વધાઈ ગાવામા આવી મગળ એટલે ખુશાલીનો અવસર અથવા મગળ એટલે માગલિક કવિએ 'વાચી' ક્રિયાપદ મૂકવામા કાઈક ઊડો ધ્વનિ મૂકયો હોય એમ લાગે છે 'વાચવુ'નો સામાન્ય અર્થ 'ગવાણી' તો બરાબર છે, એ ઉપરાત નાપસદગી સાથે કોઈની પૂજી કે સતતિ સબધી વાત કરવામા આવે તેને પણ 'વાચવુ' કહેવાય છે ક ની પાસે પાચ લાખની પૂજી હોય તેની વાત જરા કટાક્ષ પૂર્વક ખ કરે, ત્યારે ક ની નજરે તેની પૂજી ખ એ વાચી એમ કહેવાય છે મતલબ, આ વૈરાગ્ય સપૂત જન્મ્યો ત્યારે પેલા ઉટપટાગ સગાઓએ વહેવારદષ્ટિએ એના જન્મની વધાઈઓ ઊજવી, પણ એ ઉજવણીમા પ્રેમ નહોતો, આ તો છોકરો થઈ ગયો એટલે જન્મ-અવસર જાળવી લેવો જોઈએ એવી વાત હતી કારણ કે થઈ પડેલા સગાઓ એના જન્મ-અવસરથી જ પોતાનુ સ્થાન હચમચી ગયુ છે એમ બરાબર સમજતા હતા. (૨)

पुण्य-पाप पाडोशी खाये, मान-काम दोउ मामा,
मोहनगरका राजा खाया, पीछे ही प्रेम ते गामा. अवधू० ३

**અર્થ**—શુભ-અશુભ કર્મોના ફળ આપનારા પુણ્ય અને પાપ નામના પાડોશી હતા તે તેણે ખાધા અને અભિમાન અને કામ (વિષયેચ્છા) રૂપ તેના મામા હતા (તેને પણ ખાધા, ખલાસ કર્યા) (વળી) એણે મોહ નગરના મહારાજા(મહામોહ કે કર્મપરિણામ)ને પણ પૂરો કર્યો અને પછી પ્રેમ હતો-રાગ રહ્યો હતો તેને પણ ગુમાવ્યો એટલે પ્રેમ જાતે જ રસ્તો કરી ચાલતો થઈ ગયો (૩)

**વિવેચન**—અને વૈરાગ્ય બેટાએ ઘરના થઈ પડેલા સગાઓ ખાધા એટલુ જ નહિ, પણ પુણ્ય અને પાપરૂપ પાડોશીને પણ એ તો ગળપ કરી ગયો. આ પાડોશીને ઓળખવા જેવા છે પુણ્ય એટલે શુભ કર્મનો ઉદય ગયા ભવમા સારા કાર્ય કર્યા હોય તેને લઈને શુભ કર્મનો બધ થાય અને તે કર્મની સ્થિતિ પાકે ત્યારે તેનું ફળ મળે.

---

પાઠાતર—માનકામ-માનનોભ પ્રેમ તે-પ્રેમતે

શબ્દાર્થ—પુણ્યપાપ = શુભ-અશુભ કર્મોના ફળ પાડોશી = પાસે રહેનારા ખાયે = ખાધા, પૂરા કર્યા માન = અભિમાન કામ = ઈચ્છા, વિષયવાસના મામા = નાતાના ભાઈ મોહનગરકા રાજા = મહામોહ અથવા કર્મપરિણામ પીછે હી = પછી ગામા = તો નાસી દૂર થયો રસ્તે પડી ગયો પ્રેમ = રાગ (દ્વેષનો ભાઈ)

તેમાં સુખનો અનુભવ કરાવે તે પુણ્ય, અને દુઃખ કે આપદનો અનુભવ કરાવે તે પાપ. સુખ ભોગવવું એટલે જમે પૂંજી હોય તેને વાપરી ખાવા જેવું છે. વ્યવહારના પારખે વિચાર કરતાં પ્રાણીને સુખ ગમે છે, પણ એ આખો વ્યાપાર પૌદ્‌ગલિક છે ખાણું, તો લેણું, માલ્યું કે ખવાસ, અને જેને છેડ કરવાની, વિયોગ કે પરસાનો જે તે કોઈ વાસ્તવિક સુખ કહેવાય નહિ અને તે જ પ્રમાણે પાપનું ભાંગવું દુઃખના અનુભવથી અકળાઈ જવાનો કાંઈ અર્થ નથી. અંદર ભર્યું છે તે જ કાઢવાનું. બંધ સમયે ચેત્યા નહિ તો પછી ઉદય વખતે સંતાપ કરવો એ સમજણ વગરની વાત છે. આવા સ્વરૂપવાળા પુણ્ય અને પાપને એ વૈરાગ્ય બેટો ખાઈ ગયો. એણે સમજવું કે પુણ્ય પણ આખરે સોનાની બેડી છે અને સંસારમાં રઝળાવનાર છે, અને પાપ-અશુભ ઉદય તો ગમતું નથી, પણ વાસ્તવિક રીતે બન્ને-પાપ અને પુણ્ય-નકામાં છે, ભોગવીને ફેંકી દેવા યોગ્ય છે અને યોગ કરીને નવીન કર્મબંધ અટકાવવા યોગ્ય છે. અને તે અટકાવવાનો ઉપાય પુણ્યથી રાચવું નહિ કે પાપથી મૂંઝાવું નહિ એ છે.

અને બેટો વૈરાગ્ય તો ભારે આકરો નીકળ્યો. એ માન-મિથ્યાભિમાન નામના મામાને પણ ખાઈ ગયો. રાજસચિત્ત નગરીના રાજા રાગકેસરીનો રખવાળ આ મિથ્યાભિમાન છે, અને જે હિસાબે રાગકેસરી અને દ્વેષગજેન્દ્ર મામા થઈ બેઠા છે અને રાજા મહામોહ દાદા થઈ બેઠા છે તે જ હિસાબે નાનાના ગામ (રાજસચિત્ત)નો રખવાળ મિથ્યાભિમાન પણ મામો થાય. આ મિથ્યાભિમાનને બેટો વૈરાગ્ય ખાઈ ગયો. અને એ જ હિસાબે કામદેવ-મકરધ્વજ પણ મામો થઈ બેઠો છે. એ ચેતનરાજને પોતાના કબજામાં લઈ નાચ નચાવે છે, ગૃહસ્થને ન છાજે તેવી જાતના આચરણો તેની પાસે એકાંતમાં કરાવે છે. એનું સ્થાન મહામોહની બરાબર પાછળ છે. એ નાનકડો ગણાતો જેવો છે અને એનો દોર મોટા દેવો પર પણ ચાલે છે. આવા 'કામ' નામના મામાને પણ પેલો વૈરાગ્ય બેટો ખાઈ ગયો. મોહનગરના રાજાધિરાજ મહામોહને પણ આખો ને આખો ખાધો. જે મહારાજાની સત્તા મોટા દેવ, દેવેન્દ્ર, વિદ્યાધર, ચક્રવર્તી પર ચાલે છે, જેનો દોર સ્વર્ગ, મર્ત્યલોક અને પાતાળમાં સર્વવ્યાપી છે, તે મહામોહ પર વિજય મેળવવો આકરો છે, પણ અશક્ય નથી. તેનું જોર ઘણું મોટું દેખાય છે, પણ વૈરાગ્ય પાસે ટકી શકે તેવું નથી. આવા મોટા મોહરાજાને પણ એ વૈરાગ્ય બેટો ખાઈ ગયો. એટલે પછી રાગકેસરી-પ્રેમ તો આપોઆપ જ કૂચ કરી ગયો. એ મોહરાજાના કુટુંબીઓ એકબીજાને મારતા રહે છે, એક મારે એટલે બીજા નગારાંઓને બોલાવી લે છે અને ઘરનું ઘર અને બાપનો માલ હોય તેમ વર્તે છે. પણ મોટા રાજા મોહ પર વિજય થયો એટલે એના શેખડા-પાદડા રાગ-દ્વેષ, મકરધ્વજ, કષાયો કે મામતો આપોઆપ રસ્તો માપી જાય છે અને પોતાની નાગચૂડમાંથી ચેતનરાજને છૂટો કરી દે છે. એટલે મોહ જતાં રાગ પણ ગયો. અહીં પ્રેમ એટલે રાગ સમજવાનો છે જેનાથી જોડાણ થાય, ખેંચાણ થાય અને પરને સ્વ માનવાની ભૂલ થાય તેવો પ્રેમ પણ અનાદરણીય છે. આની

સાથે આત્મપ્રગતિનો પ્રેમ નૂચવવો નહિ જેકે વિશિષ્ટ પ્રગતિ થતા તો મોક્ષ અને સંસારને પણ સરખા ગણવાની બુદ્ધિ થાય અને જામે છે મતલબ, સાંસારિક આકર્ષણ, પૌદ્ગલિક આસક્તિ કે પરભાવરમણતા જવા જોઈએ, અને વૈરાગ્ય થાય ત્યારે એ વાત સ્વત બની આવે છે¹ (૩)

> भाव नाम धर्यो बेटाको, महिमा वरण्यो न जाई,
> 'आनदघन' प्रभु भाव प्रगट करो, घट घट रह्यो समाई   अवधू० ४

**અર્થ**—એ (વૈરાગ્ય) બેટાનુ ભાવ–ભાવકુમાર–નામ ધારણ કરવામા–જાહેર કરવામા –આવ્યુ, પાડવામા આવ્યુ એનો પ્રભાવ તો વર્ણવી શકાય નહિ (એટલો મોટો થઈ ગયો) મારા આનદઘન પ્રભુ! એ ભાવકુમારને–વૈરાગ્ય બેટાને–પ્રકટ કરો, પ્રત્યક્ષ બહાર લાવો એ ઘટ ઘટમા, હૃદય હૃદયમા ગોઠવાઈ રહેલો છે, વસીને ઊડો પડેલો છે, તેને બહાર લાવો (૪)

**વિવેચન**—આ બેટા વૈરાગ્યને 'ભાવ'નુ નામ–ઉપનામ આપવામા આવ્યુ ભાવ એટલે અતરની વૃત્તિ, નિર્મળતા, આદર્શની વિચારણા, શુદ્ધ પરિણામ દાન, શિયળ, તપ અને ભાવરૂપ ચતુર્મુખ ધર્મમા ભાવને બહુ ઉચ્ચ સ્થાન આપવામા આવ્યુ છે દ્રવ્ય અને ભાવમા તફાવત એ છે કે દ્રવ્યમા બાહ્ય દૃષ્ટિ રહે છે, જ્યારે ભાવમા અદરનો–અતરનો ખ્યાલ રહે છે દેખાવમા સમાન ક્રિયા કરનારના અતરગ વિચાર અને ઊંડાણના ફેરને લઈને ક્રિયાફળમા ઘણો તફાવત પડે છે એ આપણે અનેક પ્રસગે જોયુ છે આ રીતે ભાવનુ ઉચ્ચ સ્થાન છે, અને તે વૈરાગ્યથી ખરુ પોષણ પામે છે અથવા વૈરાગ્ય પોતે જ ભાવ છે રાગરહિતપણુ, વિરાગના એ વીતરાગની નજીકની દશા છે અથવા એ વીતરાગપણાને છેવટે પ્રાપ્ત કરાવે છે 'ભાવ'ને વિકાસક્રમમા ભારે મહત્ત્વનુ સ્થાન છે રસોઈમા જે સ્થાન 'મીઠા'ને આપવામા આવે છે તે સ્થાન પ્રગતિમા ભાવને આપવામા આવે છે

> ભાવ વિના દાનાદિકા, જાણો અલૂણા ધાન,
> ભાવ રસાંગ મિલ્યા થકી તૂટે કર્મ નિદાન²

**શબ્દાર્થ**—ભાવ = અતરની જાગૃતિ, રહસ્ય શુદ્ધ પરિણામ ધર્યો = આપ્યુ ધારણ કરાવ્યુ બેટાકો = દીકરાનો (વૈરાગ્યનો) મહિમા = પ્રતાપ, યશ પ્રભાવ વરણ્યો ન જાઈ = વર્ણવી શકાય નહિ વર્ણવ્યો જાય નહિ ભાવ = સદ્ વૈરાગ્ય બેટો, જેનુ ભાવકુમાર નામ આપ્યુ તે પ્રગટ કરો = ખુલ્લો કરો પ્રત્યક્ષ કરો ઘટ ઘટ = હૃદયે હૃદયે સમાઈ = વસી, ગોઠવાઈ

૧ પ્રેમ નામનુ ગામ=ગામ–ગામ પણ તે વૈરાગ્ય બેટો ખાઈ ગયો એવો અર્થ પણ શક્ય છે ગામમાનો અર્થ ગામ થઈ શકે પણ અત્યાર સુધી બધા થઈ પડેલા સમાને ખાવાની વાત આવી છે તેમાં ગામને ખાવાની વાત કરીએ તો તે સ્થાનને ઉદ્દેશે છે અને એમ કરતા જતા પ્રક્રમભંગ થઈ જાય છે તેથી મૂળ અર્થ ઉપર લખ્યો છે તે વધારે સુયુક્ત લાગે છે વાચકનુ ધ્યાન ખેચવા આ બીજા શક્ય અર્થ તરફ માત્ર અત્રે ધ્યાન ખેચ્યુ છે –વિવેચનકાર.

૨ નિદાન એટલે જરૂર



આવી રીતે ભાવને તો રસાજનું સ્થાન મળેલું હોઈ એનું મહત્ત્વ ભારે વધી જાય છે સમયસુંદરે દાન-શીલ-તપ-ભાવનું ચોઢાળિયું[1] બનાવી દરેકને મુખે પોતપોતાની મહત્તા કરાવી છે છેવટે એ ચાર ધર્મક્રિયાના અંગો પોતપોતાનો કેસ શ્રીવીરપ્રભુ પાસે રજૂ કરવા આવે છે, અને ફેંસલો માગે છે ત્યારે સર્વ પોતપોતાના સ્થાનમાં સુયોગ્ય છે એમ જણાવે છે અને છતાં એનો આખો ઝોક તો ભાવ તરફ જ દેખાઈ આવે છે દાન, શિયળ અને તપ ત્રણે સારાં છે, પણ ભાવ વગર અકૃતાર્થ (અકયથ્થ) છે એમ જણાવે છે આવો ભાવનો મહિમા છે ભાવ વગર ગમે તેટલાં દાન દેવામાં આવે, બ્રહ્મચર્ય પાળવામાં આવે કે મોટા મોટા તપ કરવામાં આવે-એનું પૂરું ફળ બેસતું નથી ભાવના અનેક દાખલાઓ આપવામાં આવ્યા છે, એનું વર્ણન અનેક સ્થાને કરવામાં આવ્યું છે અને એની અંતર્ગત બાર ભાવના તેમ જ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્યનો સમાવેશ થાય છે એ સર્વ વિચારણા અન્યત્ર અનેક સ્થાને થઈ ગઈ છે આવા વૈરાગ્ય બેટાનું નામ 'ભાવ' પાડવામાં આવ્યું છે આ ભાવ સાથે ક્ષાયિક ભાવ આવી જાય, અંતે એ ભાવ તન્મય થઈ જાય એટલે કામ થઈ જાય છે

ભાવ પાંચ પ્રકારના છે ૧ ઔપશમિક, ૨ ક્ષાયિક, ૩ ક્ષાયોપશમિક, ૪ ઔદયિક અને ૫ પારિણામિક એનું વર્ણન કરવાનું આ સ્થાન નથી[2] એ બહુ સમજવા જેવો વિષય છે અન્ય પ્રસંગે તે ચર્ચવાની ભાવના રાખી અત્ર પ્રસ્તુત વાત એટલી કરીએ કે અજીવમાં સદર પાંચ ભાવવાળા પર્યાયોનો સંભવ નથી, તેથી એ પાંચે અજીવનું સ્વરૂપ થઈ શકતા નથી ઉપરના પાંચ ભાવ એકીસાથે બધા જીવોમાં હોય છે એવો નિયમ નથી મોક્ષમાં ગયેલ મુક્તાત્મામાં ક્ષાયિક અને પારિણામિક એ બે ભાવ જ હોય છે સંસારી જીવોમાં કોઈ ત્રણ ભાવવાળા, કોઈ ચાર ભાવવાળા અને કોઈ પાંચ ભાવવાળા હોય છે આવા પ્રકારના બે ભાવો ક્ષાયિક અને પારિણામિક જ માત્ર રહે અને બાકીના ભાવો ખસી જાય એ આખા જીવનનો હેતુ છે પણ તે સ્થિતિએ પહોંચવા માટે અંતર્વૃત્તિ, સચ્ચારિત્ર, ત્યાગ, વિરાગના ભાવની જરૂર છે અને તે ભાવનું અત્ર વર્ણન છે, અને વૈરાગ્ય બેટાને બીજું ઉપનામ આપ્યું છે તે આ ભાવ સમજવાનો છે આમાં પ્રાગતિક પંથે પડેલો અધ્યાત્મભાવ પણ આવી જાય છે એ ધ્યાનમાં રહે

છોકરો મોટો થાય ત્યારે તેનું નામ પાડવામાં આવે છે ઉપશમ ભાવ, ક્ષયોપશમ ભાવ અને ક્ષાયિક ભાવને સૂચવતું 'ભાવ' નામ આ વૈરાગ્ય બેટાનું પાડવામાં આવ્યું આ ભાવને ઓળખવા માટે લોકપ્રકાશનો ભાવ અધિકાર જોઈ જવો ત્યાં ખૂબ પૃથક્કરણ કર્યું છે આ ભાવ બેટાનો મહિમા મુખથી વર્ણવી શકાય તેમ નથી પ્રભુ ! મારા નાથ ! આવા પ્રકારનો ભાવ મારામાં પ્રગટ કરો આ ભાવ પ્રત્યેક હૃદયમાં સમાઈ રહેલ છે તેને

૧ જુઓ, જૈન પ્રબોધ પૃ ૭૯૩-૪૦૪

૨ વિવેચન માટે જુઓ તત્ત્વાર્થભાષ્ય અધ્યાય બીજો, સૂત્ર ૧-૬

બહાર લાવો. જ્યારે આત્મભાવ પ્રકટ થાય, મન લય પામી જાય, અતરની આત્મદશા જામી જાય અને પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાની લેગ્મા આત્મનિમજ્જન થાય છે, ત્યારે પરભાવ પર કાબૂ આવે છે અને ત્યારે બાહ્યાત્મભાવ દૂર ખસી જાય છે આવો ભાવ હે આનદઘન પ્રભુ! મારામા પ્રગટ કરો, અદર સનાઈ રહેલો છે તેને બહાર લાવો અને જેનુ વર્ણન કરી ન શકાય એવા મહિમાવત બેટાને હવે કરી ઠામ કરો, ગાદીએ બેસાડો, એનો અભિષેક કરો અને એનામા મને તન્મય કરો.

આત્માનુભવ કેવો હોય, ક્યારે થાય, કેમ થાય, તેનો અભ્યાસ યોગશાસ્ત્રના શ્રી હેમચદ્રાચાર્યે છેલ્લા પ્રસ્તાવમા આપ્યો છે એ સ્વાનુભવ પ્રભુ, મારામા પ્રગટ કરો, અને ઉપર વર્ણવ્યો તેવો બેટો પારણે ઝૂલતો કરો ઘરબાર કરી બેસી ગયેલા કુટુબીઓને ખલાસ કરી મારા સાચા હિતેચ્છુઓને લઈ આવે તેમ કરો અને ભાવે ભાવના ભાવતા અતે મારે કેવળજ્ઞાન થાય એમ કરો એક વાર વસ્તુ-વિચારણા તત્ત્વરૂપે થશે, પરને પર તરીકે ઓળખી સ્વનો સ્વીકાર થશે ત્યારે આનદ થશે, આપનુ આનદ નામ સાર્થક અને સાચુ થશે, અને મારા ઘરના સમાઈ રહેલો ભાવ બહાર આવશે, એટલે હુ પણ કરમી દીકરાનો બાપ ગણાઈ આનદમા લય પામીશ એ વખતના આનદનું વર્ણન હેમચદ્રાચાર્યે કર્યું છે તે શ્રદ્ધાવાળા વાચ્યું છે, પણ હવે તો મારામા જ તે ભાવ પ્રગટ કરો અને મને અનત આનદમા ભેળવી દો (૪)

આ પદના વિવેચનમા ઘણો વિસ્તાર થયો છે તેથી પૂર્ણાહુતિનુ વિવેચન કરવામા આવ્યુ નથી, તે સમજુ વાચકે પોતાની મેળે ધારી લેવું (૧૦૫)

## ૫૬ એકસોછમુ

ભૂમિકા—આ પદ નવીન જાતનુ છે એ જુદી ભાત પાડે છે એની કૃતિ સબધમા મતભેદ રહે તેવું છે તે પર યોગ્ય વિચારણા ઉપોદ્ઘાતમા થશે પદનો ભાવ ખૂબ મજા આપે તેવો છે આ પદમા શુદ્ધ ચેતના પતિદેવ ચેતનને ઉદ્દેશીને આખુ ગાન કરે છે ચેતન જ્યારે વિભાવદશાના હોય છે ત્યારે એની સખામતી ભ્રમર સાથે કરે છે એની સ્વભાવદશામા આવે તે તેના સત્તાગત ધર્મને અનુલક્ષીને તેને આનદઘન અને પ્રભુ કહીને ઉદ્દેશે છે ચેતનાના મુખમા મૂકેલુ આ પદ ભાવથી ભરેલુ છે

પાચ ઇંદ્રિયના ત્રેવીશ વિષયો છે સ્પર્શેન્દ્રિયના આઠ વિષયો—ગુરુ લઘુ, મૃદુ, ખરસટ, શીતળ, ઉષ્ણ, ચિક્કટ અને રુક્ષ આ આઠ પ્રકારના સ્પર્શ હોય છે રસેન્દ્રિયના પાચ વિષયો છે—તીખો, કડવો, કષાયલો, ખાટો અને મધુર ઘ્રાણેન્દ્રિયના બે વિષયો છે—સુગધ અને દુર્ગંધ. ચક્ષુરિન્દ્રિયના પાચ વિષયો છે વર્ણ પાચ છે—કૃષ્ણ, નીલ, પીત, રાતો અને

૧ચેત. શ્રોત્રેન્દ્રિયના ત્રણ વિષયો—જીવશબ્દ, અજીવમાંથી ઊઠેલ શબ્દ અને જીવઅજીવ મિશ્રશબ્દ. આ પાંચ ઇંદ્રિયના ત્રેવીશ વિષયોમાં પસંદ આવે તેવા વિષયો ભોગવવા, ન ગમે તેવા વિષયોને દૂર કરવા અને એ પૌદ્ગલિક આનંદમાં મોજ માણવી એનું નામ સંસાર છે, એનું નામ વિભાવ છે અને એનું નામ રખડપાટો છે

આની સાથે ભમરાની ખાસિયત વિચારીએ એનું અવલોકન કરવાથી જણાશે કે એ આખો વખત એક ફૂલ ઉપરથી બીજા ઉપર બેસે છે, બીજેથી ત્રીજે જાય છે અને એ રીતે ફૂલની અંદર રહેલ મધ ચૂસવામાં કે એનો સ્પર્શ કરવામાં આનંદ માને છે, એની આસપાસ ગુંજારવ કરી મૂકે છે અને રાત્રે દેખી ન શકે ત્યારે પ્રભાત પડવાની રાહ જોઈને બેસી રહે છે પણ આખો વખત એનું મન ફૂલની કળિઓનું જ ધ્યાન કર્યા કરતું હોય છે સાંસારિક ચેતન પાંચે ઇન્દ્રિયના ત્રેવીશ વિષયમાં એ જ પ્રમાણે આસક્ત હોય છે ભમરાની જેમ પ્રાણી એક વિષય પૂરો કર્યો કે બીજામાં પેસવાની તૈયારી કરતો જ હોય છે આવા ભ્રમરને ઉદ્દેશીને આ પદની શરૂઆત કરી છે, તેનો ભાવ આપણે હવે વિચારીએ –

> किन गुन भयो रे उदासी, भमरा ! किन०
> पख तेरी कारी, मुख तेरा पीरा, सब फूलनको वासी. भमरा ! किन० १

**અર્થ**—અહો ભમરા ! તું કયા ગુણને લઈને આજે ગમગીન થઈ રહ્યો છે ? તારી તો કાળી પાંખો છે અને મુખડું તારું પીળું છે, અને તું સર્વ ફૂલોમાં ફરનારો છે (તે છતાં આજ તું દિલગીર કેમ થયો છે?) (૧)

**વિવેચન**—ભાગી ભ્રમર ! તું તો આખો વખત ગુંજારવ કરતો એક ફૂલથી બીજા પર અને બીજાથી ત્રીજા પર ઊડયા કરે છે તારી બે કાળી પાંખો છે અને તારું મુખ પીળું છે અને તું બધા ફૂલનો વસનારો છે આવા લહેરી ભમરા ! તું આજે ગમગીન કેમ દેખાય છે ? તારે માથે આજે શું અગવડ આવી કે તું આજે ખિન્ન થઈ ગયો છે ? બે પાંખો રાગદ્વેષને બતાવે છે રાગ અને દ્વેષ એ મોહરાજાના પુત્રો છે અનુક્રમે નામે રાગકેસરી અને દ્વેષ ગજેન્દ્ર છે મોહ રાજાનું આખું રાજ્ય આ બન્ને છોકરાઓ ચલાવે છે રાગકેસરીને મૂઢતા નામની ભાર્યા છે દૃષ્ટિરાગ, સ્નેહરાગ અને વિષયરાગ એના ખાસ મિત્રો છે અને એ રાજસ ચિત્તનો રાજા હોઈ ચિત્તવૃત્તિનો કબજો કરી બેઠેલ છે દ્વેષગજેન્દ્ર નાનો છોકરો તામસ ચિત્તનો રાજા છે, અવિવેકિતા ભાર્યાનો પતિ છે અને ચિત્તવૃત્તિનગરીમાં અવારનવાર આવે છે આ રાગ-દ્વેષની તારી બન્ને પાંખો આખો વખત ફફડ્યા કરે છે અને તેમાં તને આજ સુધી આનંદ આવતો હતો આજે આમ કેમ ? અને તારું મુખ પીળું છે તેને આધારે તું ફૂલમાંથી રસ લેતો હતો આજે તને કેમ કંટાળો આવ્યો ? શું મનોવિકારની લપ આકરી

**શબ્દાર્થ**—કિન = કયા ગુન = ગુણ વિશેષતા ભયા = થયો ઉદાસી = ગમગીન, ખિન્ન, વૈરાગી, વિસય તરફ અપ્રીતિવાળો પખ = પાંખ પીરા = પીળા સબ = સર્વ, સઘળા ફૂલનકો = ફૂલનો, પુષ્પોનો. વાસી = રહેનારા

લાગી ? શુ રાગદ્વેષના સપાટાના આખરી પરિણામો ભયકર લાગ્યા ? શું કષાય અને નોકષાયની તુચ્છતા સમજાણી ? પ્રાણી ગમે તેટલા વિષયો સેવે, એમા એને ધરવા થતો નથી જેમ લોભનો થોભ નથી, તેમ ઈંદ્રિયના ભોગો ભોગવાઈ રહ્યા અને જરા સમય ગયો કે પાછા તે ભોગવવા મન થયા કરે છે તેને બદલે આજે તારામા ઉદાસીનતા કેમ ? શા માટે ? કયા ગુણે ? (૧)

सब कलियनको रस तुम लीनो, सो क्यू जाय निरासी भमरा ! किन० २

**અર્થ**—તે તો બધી કળિઓનો રસ લીધો છે, એનો તુ આજે તદ્દન હતાશ કેમ થઈ ગયો છે ? (૨)

**વિવેચન**—દરેક પ્રાણીને કોઈ કોઈ વાર જીવનમા આવા પ્રસગો બને છે તેને ચેતના ફરી વાર પૂછે છે કે મારા ચેતનરાજ ! તમે તો બધા ફૂલોનો રસ લીધા, તમારી પુદ્ગલાનદી વૃત્તિને ખૂબ પોષી અને તે માર્ગે ખૂબ રાખ્યાકૂદ્યા અને આજે તમે તદ્દન નિરાશ થઈને કેમ બેસી ગયા છો ?—ચેતનાનો આ પ્રશ્ન બહુ સ્વાભાવિક છે આ સ્થિતિની પાછળ ત્રણ કારણો શ્રીમાન્ હરિભદ્રસૂરિ દશમા વૈરાગ્ય અષ્ટકમા બતાવે છે દુખગર્ભિત, મોહગર્ભિત અને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય.

(૧) ઇષ્ટવિયોગથી વિષયો તરફ અરુચિ થાય, બૈરી કે છોકરા મરી જાય અને ઉદ્વેગ થતા જે વૈરાગ્ય થાય તે વિષાદ અને દીનતાવાળી પૂર્ણ સ્થિતિ વ્યવહારમા વૈરાગ્યરૂપે દેખાય, પણ ખરી રીતે એ આર્તધ્યાન જ છે પૈસા ખોઈ બેસે, તેવા પ્રસગોએ, અથવા વ્યાધિ વખતે કે સ્મશાનમા જે વૃત્તિ થઈ આવે તે આ દુખગર્ભિત વૈરાગ્યની કક્ષામા આવે છે

(૨) સસારને એકાત નિત્ય માનીને અથવા એકાત ક્ષણિક માનીને અથવા માત્ર અસત્‌ની માન્યતા ધારીને અજ્ઞાનજન્ય નિશ્ચયથી અથવા સસારની અસારતા જોવાથી જે વૈરાગ્ય થાય તે અજ્ઞાન પર રચાયેલો હોવાથી મોહગર્ભિત વૈરાગ્ય કહેવાય છે સારુ જીવન ગાળતા હોય અને નિગ્રહીત ઈંદ્રિયવાળા હોય, પણ એના પાયામા અજ્ઞાન હોય તો એ વૈરાગ્ય આ કક્ષામા આવે છે

(૩) જ્ઞાનગર્ભિત વૈરાગ્યમા આજુબાજુની તપાસ, વિચારણા, વસ્તુસ્વરૂપનુ જ્ઞાન અને અન્યના રખડપટ્ટાના મૂળ કારણોનુ સ્પષ્ટ જ્ઞાન હોય અને સસારત્યાગની ભાવના થાય તે નિર્ણયને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવામા આવે છે

ચેતના પતિદેવને પૂછે છે કે આજે તમે નિરાશ દેખાઓ છો તેની પાછળ શુ ભાવ છે ? તમને આજે વસ્તુસ્થિતિ સમજાણી છે કે માત્ર ઉપર ઉપરના કારણથી વિરાગવાન

**શબ્દાર્થ**—કલિયનકો = વગર ખીલેના ફૂલનો લીનો = લીધો સો = તેથી તે (તુ) નિરાસી = આશા રહિત, અનાસક્ત

ગયા છો ? નિરાશામય સ્થિતિથી તમે છેતરાઈ જતા નહિ. એવા સ્મશાનવૈરાગ્ય ટકતા નથી પાછી પુદ્ગળાનંદીપણાની ભાવના જાગશે કે તમે હતા ત્યાંના ત્યાં થઈ જશો, અને કદાચ નિષ્ધ્વંસપણું પ્રાપ્ત કરી બેસશો તો થોડા પાછા પણ હઠી બેસશો એવું હોય તો ચેતજો વસ્તુસ્વરૂપ સમજી, પુદ્ગળનો હેયભાવ વિચારી, પર્યાયભાવમાં રહેલો પલટનભાવ વિચારી અંતરથી વિરાગ આણશો તો જ તે સ્થાયી ટકશે અને અનંતકાળ પર્યંત ચાલે તેવો આનંદ આપશે બાકી તમે મને બહુ મૂઝવો છો, અને વારંવાર આવા વિરાગનો દેખાવ કરી પાછા સંસાર તરફ ચાલ્યા ગયા છો અને મને મૂઝવતા ગયા છો—સુબુદ્ધિ, સદ્વિચારણા, સુમતિ, ચેતના આવી રીતે પતિદેવને જરા સન્મુખ થતા દેખીને પૂછે છે એના પૂછવામાં કટાક્ષ નથી, પણ ભૂતકાળના કડવા અનુભવોને અંગે થઈ આવેલી એની સ્વાભાવિક મનોવ્યથા છે (૨)

'आनदघन' प्रभु तुमारे मिल्नकु, जाय करवत ल्यू कासी. भमरा ! किन० ३

**અર્થ**—મારા ચેતનરાજ ! મારા આનંદઘન પ્રભુ ! તમને મળવા માટે હું તો કાશીએ જઈને કરવત મુકાવવું—એટલી હદ સુધી કરવા તૈયાર છું (૩)

**વિવેચન**—એ ચેતનજીની અનંત આનંદમય આદર્શ દશાને યાદ કરીને આર્યપત્નીને શોભે તેવા સ્વરૂપે છેવટે કહે છે કે હું તમારા ઉદાસીપણાથી તો લલચાઈ જાઉં તેમ નથી, પણ મારે મનથી આપને મળવાની ખૂબ તીવ્ર ઇચ્છા છે, મને તો એમ થયા જ કરે છે કે આ મારો વિરહકાળ ક્યારે છૂટે ? તમે જરા ઉદાસી દેખાઓ કે વિષયસેવનમાં ઓછા પડો કે પરાણે ત્યાગ કરતા નિરાશ દેખાઓ તેથી મને તમારા મેળાપની આશા થતી નથી હું તો તમારા માર્ગની પ્રતીક્ષા કર્યા જ કરું છું કે મારા દેવ ક્યારે મારે મંદિરે પધારે અને આ દીર્ઘ કાળની વિરહવ્યથા મટાડે ! મેં તમારે માટે વલોપાત કરવામાં બાકી રાખી નથી, પણ તમે તો ભોગી ભમરા, તમારે તો એક ફૂલેથી ઊડી બીજે બેસવું છે, આ આપની ઘરની આને કદી યાદ કરવી નથી, મારા વિલાપ પર દયા કરવી નથી ! આજે તમે ફૂલ પર બેસવામાં ઉદાસ દેખાઓ છો તેથી હું કાંઈ લેવાઈ જઉં તેમ નથી એવા ઉધામાઓ તો તમે અનેક વાર કર્યા છે હવે હું તો ખરેખર કંટાળી છું, પણ મારી પ્રીતિ તો એની એ જ છે હવે તો મને એમ થાય છે કે કાશીએ જઈને કરવત મુકાવું ત્યાં જઈ નાળ્યી કરું કે મારા પતિ મને વશ થાય તેવું જરૂર બની આવે દૃઢ સંકલ્પ અને પ્રચંડ પ્રયોગને પરિણામે ધારણા સફળ થાય છે, પણ એમાં જ્યારે પ્રાણી હારી બેસે છે ત્યારે આવા ઉધામા થાય છે કાશીએ જઈને કરવત મુકાવવું, ગિરનાર જઈ ભેરવજપ ખાવો અથવા ગંગાસ્નાન કરી તેમાં ડૂબી મરવાની પ્રાચીન માન્યતા હતી એમ કરતી વખતે—આપઘાત કરતી વખતે—દૃઢ સંકલ્પ કર્યો હોય તો તે વસ્તુ પછીના જન્મમાં મળે આવા અતિનિંદનીય વિચાર અને અંધવિશ્વાસને પરિણામે અનેક પ્રાણીઓ આત્મ

શબ્દાર્થ—મિલનકુ = મળવા માટે લ્યૂ = લો, તક પર્યંત કાસી = બનારસ.

હત્યા કરતા એ વ્યવહાર માન્યતાનુ રૂપક કરતા ચેતના પતિદેવને કહે છે કે હવે તો કાશી જઈને કરવત મૂકવાનુ કામ કરુ અને તેમ કરીને પણ તમને મળુ, તમારી પ્રીતિપાત્ર થાઉ, તમારી સહચારિણી થાઉ—એવુ મનમા વયા કરે છે (૩)

**ઉપસહાર**—ચેતનદેવને ભ્રમર નામે સબોધવામા બહુ ઉચ્ચ આશય જણાય છે એ ભ્રમર સસારરાગી હોય ત્યારે વિષય ઉપર હરફર કરે છે અને એ જ ચેતન જ્યારે વિરાગી થાય છે ત્યાર અનુભવના મોત ઉપર બેસઊઠ કરે છે એટલે ભમરાને નિરાશ અને ઉદાસી બનેલા દેખવાની તક લઈ સુબુદ્ધિ અદરથી જોર કરી કઢી બતાવે છે કે તમે વિષયથી તૃપ્ત થયા નથી, પણ આવા હતાશ થઈ ગયા છો તો તમને જણાવુ કે આમ નકાના નિબળ ન બની બેસો, તમારી ભાર્યા તમને મળવા આતુર બેઠી છે, અને તમારી પાસે આખો વખત હાજર રહેવા માટે ગમે તેવો ભોગ આપવા તત્પર છે

કાશીએ જઈ કરવત મુકાવનારને અગે આદિનાથ પ્રભુના સ્તવનમા શ્રી આનદઘનજી મહારાજે કહ્યુ છે કે પતિ પાછળ સતી થવા માટે કાષ્ઠની ચિતા પર સાથે બળનાર સ્ત્રીને એ પતિ જ પરભવમા મળે એવુ કાઈ નથી, 'એ મેળો નવિ કહિયે સભવે રે'—આવા બાળમરણથી કાઈ મેળા થાય નહિ, કારણ કે 'મેળો ઠામ ન ઠાય'—એટલે અનેક પ્રકારે અપેક્ષાતા એવા અજ્ઞાન મેળાપને ઉત્તેજન આપવાની આ કાશીના કરવતની વાતનો સ્વીકાર નથી, માત્ર રૂપકરૂપે પ્રચલિત માન્યતાનુ સૂચન કર્યુ છે એનો આશય ગમે તેટલા ભોગે જ્ઞાનપૂર્વકનો વૈરાગ્ય પ્રાપ્ત કરી આત્મૈક્ય સાધવાની પ્રેરણા છે

આ પદની કૃતિ જોતા તેની શૈલી નૂતન પ્રકારની લાગે છે તેમા સીધો ઉપદેશ છે, કાવ્યની ભભક ઉપર વધારે પડતો ભાર દેખાય છે અને કાશીના કરવતની વાત વગર મેળે દાખલ કરવા જતા આડકતરી રીતે એ અતિ તુચ્છ પ્રથાનો સ્વીકાર થઈ જતો હોવાની વાત આનદઘન જેવા સિદ્ધ યોગી કરે નહિ, એટલે આકૃતિનુ કર્તૃત્વ શકાસ્પદ છે પણ એનો આતર આશય પ્રેરક હોઈ વિચારણીય છે

ચેતન ઉદાસી થયો છે તેટલાથી ચેતના છેતરાઈ જાય તેમ નથી કયા ગુણે ઉદાસ થયો છે એ એની આખી પૃચ્છાનો આશય છે આની પશ્ચાદ્ભૂમિમા સદ્જ્ઞાન હોય તો જ તેનુ મૂલ્ય છે આ આખુ પદ ચેતના બોલતી હોય તો તેનો એક ભાવ એવો પણ સ્ફુરે છે કે ચેતના ભ્રમરના ગુજારવના ક્ષણિક અટકાવથી રાજી થતી નથી ઘણી વાર ખાઈ ખાઈને અકરાતિયા થઈ જતા ખાવા તરફ કટાળો આવે છે એમ ભોગી ભમરાને કોઈ વાર વિષયસેવનથી કટાળો આવે, એથી જરા પણ આનદ પામવા જેવુ નથી આનદમિલન તો અલગ ચીજ છે એમા ખૂબ તૈયારી જોઈએ એના ત્યાગદૃષ્ટિએ ત્યાગ જોઈએ એમા વિવેકવિચારણા જોઈએ એમા સમજણપૂર્વકનો સયમ જોઈએ. અને એમા અતરના ઉમળકા, અને હેય-ઉપાદેયના સ્પષ્ટ વિભાગ જોઈએ ભમરાના ઉદાસીન ભાવથી ચેતના

લેવાઈ જાય તેમ નથી, એને તો ખરો ત્યાગ જોઈએ છે, એટલે એ તો ભમરાને પૂછે છે કે દેવાનુપ્રિય ! તુ કયા ગુણે અને શા કારણે ઉદાસ થઈ બેઠો અત્યારની બાહ્ય ત્યાગભાવની સ્થિતિમા આનદઘનના મિલનને અવકાશ નથી એને માટે તો કાશીનુ કરવત મુકાવવુ પડે, અત્યારની સ્થિતિમા મહાન પ્રયત્ન કરવો પડે અને તેમ થાય ત્યાર મિલન થાય કાશીનુ કરવત ઉત્પ્રેક્ષા છે, એ વર્તમાન પરિસ્થિતિમા મહાન પલટો માગે છે આ આશય આ પદનો હોય એમ મને ભાનમાન થાય છે અને એ દૃષ્ટિએ વિચારી જોવા વિજ્ઞપ્તિ છે. આખુ પદ વિચારણીય છે અને છેલ્લી ગાથા ખાસ વિચારણીય છે (૧૦૬)

## પદ એકસોસાતમુ

ભૂમિકા--આ પદ શ્રી ભીમશી માણેકની ચોથી આવૃત્તિ (આનદઘન બહોતેરી)મા ૧૦૭મા પદ તરીકે આપ્યુ છે પ ગભીરવિજયજીએ એનો અર્થ કર્યો નથી, કારણ કે એમની પાસે બહોતેરીની જે નકલ રાખવામા આવી હતી તે આવૃત્તિમા આ પદ મુદ્રિત થયેલ નહોતુ તેમા ૧૦૫ પદ હતા અને વૈરાગ્ય બેરાવાળા પદથી એની પૂર્ણાહુતિ થતી હતી નીચે અર્થ બેસાડવા પ્રયત્ન કર્યો છે તેની જવાબદારી બહુ અશે મારી પોતાની છે

આત્મા-ચેતનરાજ ઉન્નત સ્થાન પામતો જાય ત્યારે એનામા વિકાસ વધતો જાય છે અને વિકાસમાર્ગનુ પણ એવુ છે કે એ એક વાર વધવા માડે ત્યારે ઠૂકડે ને ભૂસકે એમા પ્રગતિ થતી જાય છે મિથ્યાત્વમાથી સમ્યક્ત્વ થતા અનેક ભવો વહી જાય છે અને ઘણી વાર ગુણપ્રગતિના એક એક પગથિયે ચડતા હજારો-લાખો ભવો થઈ જાય છે પણ એક વાર રસ્તો હાથમા આવી ગયો ત્યાર પછી પ્રગતિ ભારે જોસથી આગળ ધપે છે એને માટે એક દાખલો જ બસ થશે સાતમા ગુણઠાણાથી તેરમા સુધી પહોચતા પ્રાણીને માત્ર બે ઘડીનો કાળ લાગે છે--જોકે ગુણની નજરે જોતા એ બન્ને ગુણસ્થાન વચ્ચે ઘણો મોટો અતર છે પ્રાણી પડવાઈ[1] થઈ નીચે ઊતરતો જાય ત્યારે જેમ એ તદ્દન મિથ્યાત્વદશા સુધી ધકેલાઈ જાય છે, તેમ જ જ્યારે એની પ્રગતિ થવા માડે છે ત્યારે એ ખૂબ જોસથી આગળ પણ ધપે છે માર્ગાનુસારીના ગુણોથી એ ત્યાગમાર્ગે આવે, દ્રવ્ય શ્રાવક, ભાવ શ્રાવક, દ્રવ્ય સાધુ, ભાવ સાધુ અને પછી તો કષાયત્યાગ, ક્ષપકશ્રેણી, ધર્મ-શુક્લ ધ્યાનના પાયાઓ અને શૈલેશીકરણ--એમા ઉત્તરોત્તર પ્રગતિ કરતો જાય છે અને મન પર વિજય મેળવી એ અસાધારણ વીર્ય ફોરવી આગળ ધપે જાય છે આવા પ્રગત થતા ચેતનરામને ઉદ્દેશીને આ પદ લખાયેલુ છે વાત એ છે કે એક વાર પ્રાણી રસ્તે ચઢી ગયો, એની કર્મની ગ્રથિનો ભેદ થઈ ગયો, પછી એની પ્રગતિ થયા કરે છે

પ્રગતિ કરનારની ઝડપ ઓછાવધતી જરૂર હોય છે કેટલાક પ્રાણીઓ કીડીને વેગે ધીમે ધીમે આગળ વધે છે અને એક એક સ્થાનમા ઘણો લાબો કાળ કાઢે છે અને

---
૧ પ્રતિપાતી, પતનો મુખ

કોઈ કોઈ પ્રાણી તો મોટર કે એરોપ્લેનની ઝડપે આગળ વધ્યે જાય છે કેટલાક આગળ વધતા પાછા પણ પડી જાય છે અને વળી પ્રધન પાલે આવી પ્રયત્ન કરી ફરીવાર શ્રેણી માંડે છે પણ એક વાર એકડો નોંધાઈ ગયો, ગ્રંથિનો ભેદ થઈ ગયો, તો પછી અંદર થયેલો પ્રકાશ જતો નથી ગતિ ઓછીવધની હોઈ શકે છે અને થઈ પણ જાય છે, પણ એનો અંતે નિસ્તાર જરૂર થવાનો એ શકન થઈ ગયું જાણવું આવા ગ્રંથિભેદ થઈ ગયેલ પ્રાણીની આ પદમાં વાત છે વ્યક્તિભેદે તરતમતા અને વિવિધતા જરૂર શક્ય છે પણ પ્રકૃતિની મંદતા-શીઘ્રતાને બાદ કરતા તેની પરિસ્થિતિ આ પદમા વર્ણવી તેવી બહોળતાએ હોય છે

જ્યારે પ્રાણી જ્ઞાન અને ક્રિયાનો મેળ મેળવે, જ્યારે એને જ્ઞાનપૂર્વકની ક્રિયામાં રસ થાય, જ્યારે જ્ઞાન વગરની ક્રિયામાં એને અપથ્ય લાગે, જ્યારે ક્રિયા વગરના જ્ઞાનમાં એને વંધ્યત્વ લાગે, જ્યારે ક્રિયાના ઉંમા નયનને સુદામ સ્થાન એના તરફથી આપવામાં આવે, જ્યારે સમકિતના છએ સ્થાનક પર એકસરખી રુચિ, સદ્દહણા અને ક્રિયાપરતા એને પ્રાપ્ત થાય, ત્યારે એનો (ચેતનનો) વિકાસ ફાલતો જાય છે એવે વખતે એને જે ભાસ થાય છે તેનું અત્ર વર્ણન કરવામાં આવ્યું છે

વસંત ઋતુ એ સર્વ ઋતુમાં ઋતુરાજ કહેવાય છે એમા આખી કુદરતનો આનંદ અવર્ણનીય હોય છે એ વસંત ઋતુ પર કવિઓ મુગ્ધ બની ગયા છે એ વસંત ઋતુમાં જેવી કુદરતની સ્થિતિ થાય છે તેવી દશા જ્ઞાનવિભોની-ચેતનરામની થાય છે, તે અત્ર બતાવવામાં આવી છે

૫ ૧

(રાગ-વસંત)

**तुम ज्ञान विभो फूली वसंत, मनमधुकर ही सुखसों वसंत तुम० १**

**અર્થ**—હે પ્રભુ! તમારા જ્ઞાનરૂપ વસંતઋતુ (હવે) ફૂલી છે, ખીલી છે અને તેથી મનરૂપ ભ્રમર સુખે વસે છે (મોજમાં રહે છે) (૧)

**વિવેચન**—જ્ઞાનમય પ્રભુ! આપની વસંત અત્યારે બરાબર ખીલી છે, એટલે અંદરથી જ્ઞાનની જાગૃતિ થઈ છે, માંહેનો સમ્યગ્ ભાસ થયો છે, દર્શનમોહનીયનો અંધકાર ઊડી ગયો છે, અજ્ઞાનની અંધતા નાશ પામી છે અને એક વાર અંદર જ્ઞાનદીપક પ્રકટ થયો એટલે વસ્તુસ્વરૂપનું નાનું ભાન થાય છે, પ્રત્યેક વસ્તુનો એકબીજા સાથે શો અને કેટલો સંબંધ છે તેનો ખ્યાલ થાય છે અને વસ્તુને વસ્તુ તરીકે ઓળખાય છે આવા

શબ્દાર્થ—તુમ=આપ તમે વિભો=પ્રભુ (સંબોધન) વસંત=ફાગણ-ચૈત્ર માસની ઋતુ, ઋતુરાજ ફૂલી=ખીલી વધી મધુકર=ભમરો સુખસોં= સો' એ અપાદાન વિભક્તિનો પ્રત્યય છે સુખે, સુખથી

૧ આ પદ ભીમશી માણેકની આવૃત્તિમાં જ છે પ્રતમાં ન હોઈ એના વિશેષ પાઠાંતર લભ્ય નથી

પ્રકારની જ્ઞાનવસંત ખીલે ત્યારે અનેરો આનંદ થાય છે તે જળવવાની બાગમાં જ જરૂર હોય. આનંદઘનજી મહારાજ અન્યત્ર આ દૃષ્ટિને 'દિવ્ય નયણ' કહે છે. એવા પ્રકારના નયણને લઈને જે માર્ગદર્શન થાય તે દિવ્ય કહેવાય છે અને તેની સંપૂર્ણ પ્રાપ્તિ તો કૈવલ્યજ્ઞાન સાથે થાય છે. એની વિચારણા બીજા અજિતનાથ ભગવાનના સ્તવનમાં વિસ્તારથી યોગિરાજે પોતે જ કરી છે અને આપણે તેને યથાસ્થાને વિચારશું. એ નયણની પ્રાપ્તિ થઈ નથી, પણ એ માર્ગે ગમન શરૂ થયું છે તે વખતે અંતર આત્મા કેવો અનુભવ કરે તેનું અત્ર વર્ણન છે. આ વર્ણન વિચારતાં જ્ઞાનાનંદની લહેર કેવી ભવ્ય અને આનંદપ્રદ હોય છે તેનો ખ્યાલ થશે. જ્ઞાન તો ખરો પ્રકાશ છે. એની મહત્તા અપૂર્વ છે. વસંત ઋતુના ભમરાનો ગુંજારવ સાંભળ્યો હોય તો તેનો ખ્યાલ આવે. એ પોતાના પૂર્વ નિવાસથી માલતી ઉપરથી ગુલાબ પર અને ત્યાંથી ડમરા પર ગુંજન કરતો જાય અને એના વિહારમાં કોઈ જાતની અગવડ ન થાય, એવી રીતે જ્ઞાનવિલાસની વસંત ખીલે છે ત્યારે ચેતનરાજ સમ્યગ્જ્ઞાનના પ્રસ્તાવોમાં અહીં તહીં સમતાપૂર્વક પણ નિરંકુશપણે ગુંજન કરે છે અને એકાંત નિજાનંદ અનુભવે છે. એવે પ્રસંગે સતની વ્યાખ્યા કે જીવ-અજીવનો સંબંધ કે કર્મ અને ચેતનનો સંબંધ વિચારવામાં આવે, કે લોકરંજન, લોકોત્તર રંજનના પ્રશ્નો પર સાપેક્ષ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે, કે સાધનધર્મોની સાધ્યતા પર જુદા જુદા દૃષ્ટિબિંદુથી મૂલ્યાંકન કરવામાં આવે, ત્યારે અંદર જે આનંદ થાય છે, જે શાંતિ થાય છે, જે સ્વરૂપાભાસ થાય છે, તે અદ્ભુત છે અને અનુભવગમ્ય જ છે. આવી જ્ઞાનવસંત હે વિભો! તમારી ખીલી છે. તમારા સંસર્ગે તમારા સાધકની એવી જ રીત ખીલે એવી સહજ ઇચ્છા મારામાં જાગ્રત થઈ છે. એ સ્વરૂપાનંદનો ખ્યાલ કરું છું ત્યારે મધુકરનો સુખવાસ નજરે પડે છે અને તેવી મારી દશા થાય એવો આદર્શ મારી સન્મુખ ખડો થાય છે.

સાહિત્ય અને સંગીતરસિકોએ 'જસવિલાસ', 'વિનયવિલાસ', 'જ્ઞાનવિલાસ' શબ્દો જરૂર વાંચ્યા હશે. જ્યારે અંદરથી ગાન ચાલતું હોય, તેવે વખતે ચેતનરાજ જે અપાર શાંતિ અનુભવે અને આંતર ગુંજન ચલાવે તેને 'વિલાસ' કહેવામાં આવે છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના એવા વિલાસને 'જસવિલાસ' કહેવામાં આવે છે, ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીના એવા આંતર આનંદને 'વિનયવિલાસ' કહેવામાં આવે છે, અને જ્ઞાનવિમળસૂરિના એવા સ્વૈરવિહારને 'જ્ઞાનવિલાસ' કહેવામાં આવે છે. એવા પ્રકારના વિલાસો જે કોઈ ચેતન કરે તે વખતે તે જ્ઞાનવિલાસ વધતો જાય છે અને એની જ્ઞાનવસંત વધારે ખીલતી જાય છે. એ વખતે મનભ્રમર જે સુખવાસમાં વસે છે તેનું અત્ર વર્ણન કર્યું છે. (૧)

**दिन बडे भय वैरागभाव, मिथ्यामति रजनीको घटाव. तुम० २**

શબ્દાર્થ—દિન = દિવસ, (સૂર્ય હોવાનો સમય). બડે = મોટા, લાંબા. વૈરાગભાવ = વૈરાગ્ય (એના અર્થ માટે જુઓ પૃ૦ ૧૦૫ મ). મિથ્યામતિ = કુમતિ, દુર્મતિ, સારા ખરાબના વિવેક વગરની બુદ્ધિ. રજનીકો = રાતનો (અંધારાનો સમય તેનો). ઘટાવ = કમી થવું, નાના થવું.

અર્થ—વૈરાગ્યભાવરૂપ દિવસ મોટો મોટો થવા લાગ્યો અને મિથ્યામતિ-દુર્મતિરૂપ રાત્રી ઘટતી ઘટતી ચાલી—નાની નાની થતી ચાલી. (૨)

વિવેચન—જ્ઞાનવસત ફૂટે ત્યારે બીજુ શુ શુ થાય તે પણ વિચારવા યોગ્ય છે વસતઋતુમા દિવસ ઉત્તરોત્તર મોટો થતો જાય છે અને રાત્રી ધીમે ધીમે તેના પ્રમાણમા નાની થતી જાય છે કુદરતની આ લીલા નજરે દેખાય છે, તેમ જ્યારે ચેતનનો વસતકાળ ખીલે ત્યારે વૈરાગ્યભાવ વધતો જાય છે, વધારે વધારે સ્થિર, ઊડો અને પાકો થતો જાય છે. 'વૈરાગ્યભાવ'નો કાંઈક ખ્યાલ આપણે ૧૦૫ના પદમા કરી ગયા 'અવધૂ વૈરાગ્ય બેગ બધા' એની વિચારણા કરતી વખતે 'ભાવ' નામ એ બેગને આપ્યું અને એ ભાવનુ વર્ણન કર્યું ન જાય એ ભાવ બતાવી એ વૈરાગ્યભાવ પ્રકટ કરવા વિજ્ઞપ્તિ કરી એ વૈરાગ્યબેટો તે વખતે તો માત્ર જન્મ્યો જ હતો, પણ ત્યાર બાદ જ્યારે ચેતનનો જ્ઞાનવસતમાસ ખીલે, ત્યારે એ વધતો જાય છે આ વૈરાગ્ય, જેનું અત્ર વર્ણન કરવામા આવ્યુ છે, તે જ્ઞાનગર્ભિત વૈરાગ્યની વાત છે એમ ધ્યાનમા રાખવું એમા મોહ કે દુખ ગર્ભિત વૈરાગ્યને સ્થાન નથી. વૈરાગ્યભાવ જેમ જેમ વધતો જાય તેમ તેમ ચેતનની આખી વ્યવહારુ દૃષ્ટિમર્યાદામા મોટો ફેરફાર થઈ જાય છે જેને એ પોતાના માનતો તેનો અને પોતાનો ખરો સબધ તેના જાણવામા આવે છે અને સુદર પરિત્યાગપૂર્વક સાચી આધ્યાત્મિકતા અદર જામતી જાય છે એના પછી ઉપર ઉપરના વ્યવહારને કે બાહ્ય ઉપચારને સ્થાન રહેતુ નથી. વૈરાગ્યભાવની તો ખરેખર બલિહારી છે! એ થાય એટલે પ્રાણીનો જીવનપલટો થઈ જાય છે આમા બાહ્યાભાસ કે દભને સ્થાન નથી સાચો વૈરાગ્ય થયો એટલે પછી સીધી પ્રગતિ થતી જાય છે, પરિસ્થિતિ પલટો ખાઈ જાય છે અને આનદ અને લહેરની જમાવટ થતી જાય છે જ્ઞાનવસતમા આ રીતે દિવસ મોટો મોટો થતો ચાલ્યો અને ખોટી બુદ્ધિરૂપ રાત હતી તે નાની નાની થવા માડી મિથ્યામતિવાળા તદ્દન અજ્ઞાન કે બેહોશ હોય છે એમ સમજવાનુ નથી, પણ તેઓને સમ્યગ્જ્ઞાન ન હોવાથી તેમનામા ભારે અવ્યવસ્થા જામેલી હોય છે અને થોડા દેખીતા લાભમા ફસાઈ તેઓ પરમ સાધ્યને વીસરી જઈ આડે માર્ગે ઊતરી જતા હોય છે આવા પ્રકારની મિથ્યામતિ એ ખરેખર રાત્રી જ છે, એના અધકારની પ્રચુરતા જ હોય છે અને એમા અધારામા ફાફા જ મારવાના રહે છે જ્યારે જ્ઞાનવસત ખીલે છે, ત્યારે સાચી બુદ્ધિ જામતી જાય છે, અને પછી તો સમકિતના પૂર્ણઝરા છૂટી જાય છે, અને અદરથી સાચા નિર્ણયો થાય છે એનો વિકાસ વધતો જાય છે અને વૈરાગ્યભાવ સાથે સમ્યગ્જ્ઞાન સાચ ભૂષણો પ્રાપ્ત થાય છે, વધતા ત્યાગ, સયમ અને અહિંસાની જ્યોતિ આગળ વધતી જાય છે (૨)

बहु फूली फली सुरुचि बेल, ग्याता जन समता संग केल तुम० ३

પાઠાતર—ફૂલી-ફુલી ગ્યાતા-જ્ઞાતા

શબ્દાર્થ—બહુ=ખૂબ ફૂલી ફલી=વધી અને ફળવતી થઈ સુરુચિ=પ્રેમ, સારી ઇચ્છા, સારો ભાવ વેલ=લતા લાબી ને પથરાતી અથવા ઊચે ચડતી ઊગતી વનસ્પતિ ગ્યાતા=જ્ઞાતા, જ્ઞાનને પામનાર, જાણકાર સગ=સાથ, સોબત કેલ=કરે છે

પારખ થતી જાય છે આ આત્મવિકાસ કરવો એ આનુ જીવન છે, જીવનની સફળતા છે એનુ વિસ્તારથી વર્ણન કરતા ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી એક પદમા જણાવે છે કે "સમતા રસના પાનમા જ્યારે વિદ્યાનંદની મોજ અદ્દભુત ચાલતી હોય છે ત્યારે તન અને મનની દુવિધા ચાલી જાય છે, પોતાની સર્વ દીનતાનો છેડો આવી જાય છે " અને પછી આગળ વધતા કહે છે કે, "પ્રભુગુણના અનુભવરસની આગળ-સરખામણીમા-બીજો રસ આવતો નથી"[1] આવી અદ્ભુત રસકથા જ્યા જોરથી ચાલે ત્યા પછી બાહ્ય ભાવને સ્થાન જ શુ હોય? ત્યા તો જે આનંદનો સાક્ષાત્કાર થાય છે તે કોઈને કીધો-કથ્યો જાય તેમ નથી આવી જ્ઞાનવસત ફૂલે અને ફળે એવી ભાવના સાચા ભાવુકની હોય છે

આ પદના કર્તૃત્વ સબધી વિચારણા યથાસ્થાને કરવામા આવશે. સાચા ભાવુકને તો એના ભાવ સાથે કામ છે કર્તા ગમે તે હોય, તે હકીકત તેને મૂઝવતી નથી સાહિત્યની નજરે એ વાત કેટલાક અગત્યની ગણે છે, તેમની જિજ્ઞાસાતૃપ્તિને કામ આપે તેવી સામગ્રી પણ પૂરી પાડવા પ્રયત્ન કરવો જોઈએ, પણ તેમ કરવા જતા આખો પ્રક્રમભગ થવા દેવો ન ઘટે તેથી એ આનદઘન અને આનદસ્વરૂપ માટે આનદ શબ્દ પર સામાન્ય વિવેચન વિચારવા વિજ્ઞપ્તિ છે આ અપૂર્વ આનદ સ્વરૂપમા તન્મયતા થવી એ વિશુદ્ધ, વિશિષ્ટ નિજાનદ છે અને એને પ્રાપ્ત કરવાના સર્વ પ્રયત્ન હોઈ અધ્યાત્મરસિકનુ તે પરમ સાધ્ય છે તે પ્રાપ્ત કરવા જ્ઞાનવસત ફળે-ફૂલે અને ફાલે તે માર્ગે આપણે પ્રગતિ કરીએ (૧૦૭)

## પદ એકસોઆઠમુ

**ભૂમિકા**—આ પદને અગે પ ગભીરવિજયજીએ લખાવેલ નોટ્સમા જણાવ્યુ છે કે આ પદ સુરદાસનુ છે એની કૃતિ, રચના અને શૈલી જોતા એ આનદઘનજીનુ હોય તેમ જણાતુ નથી એનો ભાવાર્થ સુદર છે, તેથી કૃતિ સબધીની ચર્ચા યોગ્ય સ્થાન પર મુલતવી રાખી અહીં માત્ર ભાવાર્થદૃષ્ટિએ એનુ રહસ્ય વિચારી જઈએ ગમે તેની કૃતિ ઉપર સમ્યગ્ વિચારણા કરવામા આવે તો તેમાથી વિચારક હોય તે સારતત્ત્વ સગ્રહી શકે છે એ દૃષ્ટિ ખ્યાલમા રાખી આપણે આ પદનો ભાવ સક્ષેપમા સમજી જવા પ્રયત્ન કરીએ

દરેક મત કે સપ્રદાયમા અન્ય સપ્રદાયવાળાની સોબત ન કરવા, તેનો પરિચય ન વધારવા અને તેના વધારે પડતા વ્યાવહારિક સબધમા ન આવવા સૂચન કરેલ હોય છે તેમા કોઈ કોઈ વાર વ્યાવહારિક બાજુવૃત્તિ પણ હોય છે, એટલે કે પોતાના વાડાવાળો બીજા વાડામા ચાલ્યો ન જાય એ ઇચ્છા હોય છે પણ એ ઉપરાત એક બીજી વૃત્તિ પણ હોય છે દરેક પ્રાણી પોતાને માટે ધર્મમાર્ગનો નિર્ણય કરી શકે તેટલા ઊડા

[1] જસવિલાસ, પદ સોળમુ 'હમ મગન ભયે પ્રભુ ધ્યાનમે '

જ્ઞાન અને રહસ્યશોધનનું મુશ્કેલ કાર્ય કરી શકે તેટલી આવડતવાળા હોતા નથી, અને ઘણી વાર બાહ્ય દેખાવ, વૃત્તિને આક્ષેપ કરે તેવી ચર્ચા અને બહુધા વિતંડાવાદમાં ફસાઈ જનારા હોય છે. આવા પ્રાણીને ચેતવણી આપવા માટે પણ આનો પ્રતિબંધ હોય છે. ઉત્કટ બુદ્ધિશાળી પ્રાણી ચર્ચા કરી સત્યશોધનના પ્રયત્ન કરે તે એક વાત છે અને ઉપર ચોટિયા ચર્ચા કે વરઘોડા, મહોત્સવ કે જમણના અટવાઈ જાય એ બીજી વાત છે, અને આ મધ્યમ કક્ષાના પ્રવાહમાં પડેલા અને પડખેઅડખે ભીલ હોય તેનો આધાર લઈ વેલા માફક વિકાસપંથમાં પડી જનારા પ્રાણી ઘણી મોટી સંખ્યાના હોય છે તેને ઉદ્દેશીને આવી વિચારધારાની રચના થઈ છે અને થાય છે.

પ્રાણીને વ્યાપારી મિત્રો મળે તો ત્યાં વેપારની વાતો જ ચાલે, અને જુગારી મળે ત્યાં છક્કાપંજાના જ ટેકારા દેવાય. સોબતની અસર વર્તન–ચારિત્ર ઉપર પડ્યા વગર રહેતી નથી. મોટે ભાગે સમાન શીલ, વ્યસન અને ધર્મવાળાની સોબત જ જામે છે, અને તેવી સંગતિ પસંદ કરવામાં ખૂબ સંભાળ રાખવી જરૂરી છે, અને એ સંબંધી ચર્ચામાં જે ચેતવણી આપવામાં આવી છે તેમાં સાંપ્રદાયિકતા સાથે જરૂરી સૂચનાના ભાવો પણ હોય છે એ ધ્યાનમાં રાખવું. ધર્મપ્રિય પ્રાણીનો અધર્મી સાથે સંબંધ ટકી શકે નહિ, સત્ય બોલનારનો સંબંધ જૂઠું બોલનાર સાથે જામે નહિ અને સાહુકાર અને ચોરનો મેળ ખાય નહિ. અમુક પ્રાણી કેવો છે તે જાણવા માટે તેના મિત્રોને ઓળખીએ તો તેનું વર્તન જાણી–સમજી શકાય છે, એટલા માટે વધારે સારા અને ચારિત્રશીલનો પરિચય કરવાની વારંવાર સૂચના કરવામાં આવી છે.

પ્રાણી નિમિત્તવાસી છે, એ આજુબાજુના સંયોગોને ઘણી વાર આધીન થઈ જાય છે. સંયોગ પર સામ્રાજ્ય ભોગવનાર બહુ થોડા હોય છે, નિમિત્તને આધીન થઈ જનારની સંખ્યા મોટી છે અને પોતાની વિચારણા પર મદાર બાંધી આખો જીવનપંથ યોજનાર અને અનુસરનાર બહુ થોડા જ હોય છે. આ વસ્તુસ્થિતિ હોઈ પ્રાણી નકામી અથડામણ કે માયાકૂટમાં ન પડી જાય તેટલા ખાતર તેને તેના સંયોગો સુધારવા અને ગમે તેવાની સંગતિમાં ન પડી જવાની સૂચના આ પદમાં કરી છે. તેમાં સાંપ્રદાયિક ભાવના કરતાં પ્રાણીના હિતની દૃષ્ટિ સવિશેષ હોય એમ સંબંધ ઉપરથી જણાય છે. આટલી પ્રસ્તાવના આ પદની વિચારણાને અંગે વિચારસ્પષ્ટતા ખાતર કરી. સુરદાસ કે આનંદઘનના સાંપ્રદાયિકતા નહોતી એ તો એમની આખી વિચારધારાના અભ્યાસીને જણાવવાની ભાગ્યે જ જરૂર હોય. કબીરે ગાયું 'રામ રહીમ, કૃષ્ણ કરીમ સમાન' તો આનંદઘને ગાયું 'રામ કહો, રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવ રી' (પદ ૬૭મું) અને સુરદાસે હરિભક્તિના પાણી જનતાને પાયા, ત્યાં સાંપ્રદાયિક ભાવના ન જ હોય. આ દૃષ્ટિએ આ પદ વિચારી જઈએ.

પ૦[1]

तज मन हरविमुखनको संग
जाके संग कुबुद्धि उपजत है, पडत भजनमें भंग. भज० १

**અર્થ**—હે મન! જે પ્રાણી હર (હરિ-કૃષ્ણ)થી ઉપરાઠા કે વિમુખ હોય તેની સોબત છોડી દે કારણ, જેની સોબતથી માઠી બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને ભજનમાં ભંગ પડે છે (તેની સોબત કરવી ન ઘટે) (૧)

**વિવેચન**—આ પદમાં ઉપદેશ આપે છે કે હે મનડા! તું જે પ્રાણી હરથી વિમુખ હોય તેનો સંગ છોડી દે 'હર' શબ્દનો અર્થ તો શંકર થાય છે અને સુરદાસનું આ પદ હોય તો 'હરિવિમુખન' શબ્દ વધારે સુયોગ્ય લાગે, કારણ કે સુરદાસમાં હરિભક્તિ રંગઝમ થતી દેખાય છે જે પ્રાણી હરિથી વિમુખ હોય, જે પ્રભુભક્તિમાં સમય કે શક્તિના વ્યયને નકામો માનતા હોય, તેવાની સોબત તું મૂકી દે તારે જો તારું ભવિષ્ય સુધારવું હોય તો હરિવિમુખ પ્રાણીને ઓછાયે પણ તું ઊતરીશ નહિ એટલા માટે 'હર' શબ્દ અહીં સાંકેતિક સમજવાનો છે જેનો જે આદર્શ હોય, જેના જે પૂજ્ય હોય, તેનાથી વિમુખ થયેલા, તેની વિરુદ્ધ વર્તન કરનારા અને તેનું હલકું બોલનારાનો સંગ ન કરો જેની સોબતથી દુર્બુદ્ધિ થાય, ભગવાનના ભજનમાં ભંગ પડી જાય, શ્રદ્ધા ઢીલી પડે, એવાની સોબત ન કરવી આડત્રીસમા પદમાં સાધુસંગતિનો મહિમા વિસ્તારથી ગાયો છે, અહીં તેની ઊલટી બાજૂની વાત કરી છે ખરાબ અથવા પ્રતિકૂળ સોબતની કેવી અસર થાય તે પર મનનું લક્ષ્ય ખેંચી તેના ઉપર પ્રતિબંધ મૂકવા અહીં પ્રેરણા છે જો વિચિત્ર માણસની સોબતમાં પડી જવાય તો એ મનને ડોળી નાખે, મનમાં જે માન આપણા પૂજ્ય માટે હોય તેને ઓસરતું કરી દે અને 'તમે ભારે મોટા ભગત થઈ ગયા!' 'તમે ઘેલા છો-' આવા આવા મેણાટોણા આપી વાતને નબળી પાડી દે છે

અને ભજન-સ્તવનનો મહિમા તો ઓર છે ગીતગાનમાં ભારે એકતા જામે છે, આધિ-ઉપાધિ ભૂલી જવાય છે અને ચેતનરાજની ખરી પિછાણ થાય છે એવા ગીત-ગાન-ભજન-સ્તવનમાં જે સોબતથી ભંગાણ પડે, જે અનિર્વચનીય આંતર આનંદનો લાભ લેવાને બદલે પ્રાણી ડૂબકીમાં પડી જાય તેવા પ્રાણીની સંગતિ પરહરવી (૧)

---

પાઠાંતર—હરવિમુખન સ્થાને હરખ મુખન તજ-તજિ સંગ-સંગતિ

**શબ્દાર્થ**—તજ = છોડી દે, મૂક, દૂર કર હરવિમુખનકો = જે પ્રાણી હરિથી વિમુખ હોય, જે તેનાથી ઉપરાઠો થતો હોય જે તેમાં માનતો ન હોય જે વિરાગી કે ઉદાસીન હોય તેનો સંગ = સોબત, સંગતિ, પરિચય જાકે = જેના કુબુદ્ધિ = માઠી બુદ્ધિ ખરાબ બુદ્ધિ ઉપજત = થાય ભજન = હરિસ્મરણ ભંગ = વિક્ષેપ

[1] આ પદ ભીમશી માણેકની તથા બહેનોની પણ પ્રતમાં છે અને પં. ગંભીરવિજયજીએ લખાવેલ નોટ્સમાં છે, તેથી તેને ૧૦૮ની સંખ્યા આપી અહીં દાખલ કર્યું છે -વિવેચનકાર

क्हा भयो पय पान पिलावत, विष न तजे भुयग,
खरकु क्हा अरगजा लेपन, मरकट भूपण अग        मज० २

**અર્થ**—સર્પને દૂધનુ પાન કરાવવાથી શુ થાય ? એ કાંઈ પોતાનુ ઝેર ન તજી દે અને ગધેડાને શરીરે સુગધી વસ્તુનો લેપ કરવાથી શુ ? અને વાંદરાને અગ પર ઘરેણા પહેરાવવાથી શું ? (૨)

**વિવેચન**—ત્યારે અહીં એક પ્રશ્ન થાય છે કે જો તમારી વાત બરાબર હોય તો તમે એવા તમારા સોબતીને તમારા જેવો કાં ન કરો ? એ સવાલના જવાબમા મધ્યમ કક્ષાની સોબતમા કોણ કોના પર અસર કરી જાય તેના દાખલા આપે છે એ પ્રાણી પોતાના વ્યવસાય ઉપરાતનો વખત પ્રભુભજનમા ગાળતો હોય, તેને એક મિત્ર મળે એટલે કા તો દેશકથા, ઓકવા કરે, કા તો લડાઈ કેટલી ચાલશે તેની વાતો કરે અને કા તો સમજ્યા વગરની ધર્મની બાહ્ય માત્રા પર ટીકા કરે, એ ગમે તે કરે પણ આપણા ભાઈ સાહેબના ભજન કે સ્તવન તો જરૂર અટકી જાય અને એ સસારરસિક પ્રાણી તો પોતાની વાત મૂકે નહિ, એની ચર્ચાના વિતડા જ હોય, એના પ્રસ્તાવમા પુદ્ગલાનદ કે નિંદાકૂથલી જ હોય, એટલે એને સુધારવાની વાતને બદલે આ ભાઈ ધીમે ધીમે નીચે ઊતરતો જાય અને અતે ચાલુ વ્યવહારમા ધમી પડે અને કોઈ વાર તેમા ડૂબી પણ જાય એટલે સોબતીને સુધારવાનો વિચાર કરવા પહેલા પ્રાણી પોતે લપસી જાય તેની ચિંતા વધારે કરવાની છે ભજનના ન માનનારા, ઉપ રોટિયા ચર્ચા કરનારા અને અન્યને ભજન-સ્તવનમાથી ભુલાવનારા માણસોનુ કેટલાક દાખલા આપી અત્ર વર્ણન કર્યું છે તમે સર્પને કચોળા ભરી ભરીને દૂધનુ પાન કરાવો, તો શુ થાય ? શુ એ પોતાનુ ઝેર મૂકી દેશે ? તમે ગધેડાના શરીર પર કેશર-ચદનનુ વિલેપન કરો, તો એનામા પવિત્રતા કેટલી વધવાની છે ? એ તો તુરત ઉકરડા તરફ જઈ સૂવા મડી જશે અને બનશે તો તમને પણ પોતાની સાથે એચી જશે, અને, તમે તેની સાથે નહિ જાઓ તો, પાછલે પગે બે-ચાર પાટુ તમારા પેટ પર લગાવી દેશે. અને વાદરાને ઘરેણા પહેરાવવામા આવે તેનો અર્થ શો ? જો એના હાથ પહોચશે તો નવલખ હારને તોડીફાડી ફેકી દેશે. એ જ પ્રમાણે ધર્મ તરફ સહાનુભૂતિ કે પ્રેમ વગરના પ્રાણી તરફ તમે ગમે તેટલી લાગણી બતાવો અને તેને મીઠા શબ્દોથી વધાવી લો પણ એ સર્વે મર્કટને ઘરેણા પહેરાવવા જેવુ છે, એમા કાંઈ સાર ન નીકળે, તમારો વખત નકામો જાય અને તમે પોચા હો તો તમારુ હોય તે પણ તદ્દન ખોઈ ન બેસો તો એમા ઢીલાશ તો જરૂર આવી જાય ! ત્યારે આવો પરિણામ વગરનો અથવા ઊલટુ પરિણામ આવે તેવો પ્રયત્ન કોણ કરે ? (૨)

---

પાઠાતર—ક્હા-કા

શબ્દાર્થ—ક્હા = શુ ભયો = થયુ પયપાન = દૂધનુ પીણુ પિલાવત = પાવામા આવે વિષ = ઝેર ભુયગ = સર્પ એરુ ખરકુ = ગધેડાને અરગજા = કેસર, ચદન કપૂરાદિ સુગધી પદાર્થો એકઠા કરીને તૈયાર કરેલ સુગધી પદાર્થ લેપન = લેપ ક્હા = શા માટે મરકટ = વાદરા ભૂષણ = ઘરેણા અગ = શરીર

कोवाकु काहा कपूर चुगावत, श्वान नाहावत गंग,
ज्युं पाषाण बाण नहि भेदत, पीतो भयो निषंग,
'आनंदघन' वे हे काली कंबल, चढ़त न दूजो रंग. मज० ३

**અર્થ**—કાગડાને ચણવા માટે કપૂર નાખવામાં આવે તેથી શું? અને કૂતરો કદાચ ગંગા નદીમાં સ્નાન કરે તેથી શું? તીર ગમે તેટલું તીક્ષ્ણ હોય તોપણ તે પથ્થરને ભેદી-કાપી શકે નહિ, અને ઊલટું એનું ભાથું પીળુંધમ થઈ જાય. આનંદઘન કહે છે કે એવા (હરિવિમુખન) પ્રાણી તો કાળા કામળા જેવા છે, એના ઉપર બીજો રંગ ચઢી શકે નહિ (એ તો એનો મૂળ કાળો રંગ જ રાખી રહે) (૩)

**વિવેચન**—જેમ તમે કબૂતરને માટે જાર નાખો છો, તેમ કાગડાને ચણવા માટે કપૂરના નાના નાના ટુકડાઓ કરી નાખો તેમાં શું? તમે એમ આશા રાખો છો કે કાગડાને કપૂર નાખવાથી એ એની કુદરતી કાળાશ તજી દેશે અથવા એની વિષ્ટા પર બેસવાની ટેવને મૂકી દેશે, પણ ઊલટું એ તમને વિષ્ટા તરફ-ત્યાજ્ય વસ્તુ તરફ-લઈ જવા યત્ન કરશે, તમે એને ફેરવી નહિ શકો! ત્યારે કાગડાને કપૂર ચણાવવાનો પ્રયત્ન તે કોઈ સમજુ માણસ કરે ખરો? અને કૂતરાને તે શું ગંગા નદીમાં નવરાવવો? ગંગા પવિત્ર નદી છે, એમાં સ્નાન કરાવવાથી ભવોભવના પાપ જાય છે અને શરીર પવિત્ર થાય છે આ રી માન્યતા પર જોર આપી ધારો ને કોઈ પ્રાણી કૂતરાને ગંગામાં સ્નાન કરાવે તો એમ કરવાથી એ પવિત્ર થશે? સમજુ માણસ એવો નિષ્ફળ અને નકામો પ્રયત્ન જ ન કરે તમારું બાણ ગમે તેટલું તીક્ષ્ણ હોય પણ એ પથ્થરને ભેદી નહીં શકે એને પથ્થર સામે તાકવામાં આવે તો પથ્થરને તો કાંઈ અસર પણ થતી નથી, પણ બાણને રાખવાનું ભાથું હોય તે પીળું થઈ જાય. 'નિષંગ'નો અર્થ તૂણીર થાય છે એને વાસા પર બાંધવામાં આવે છે એમાંથી એક એક બાણ હાથ વડે ખેંચી કામઠા પર ચઢાવી મારવામાં આવે છે આખા તૂણીરને પથ્થર સાથે અફાળવામાં આવે તો બાણની અણીના સંઘર્ષણથી તેમાંથી તણખા ઊડે એટલે ભાથું પીળુંધમ્મ થઈ જાય, પણ એથી પથ્થર ભાંગે નહિ કે પીગળે નહિ એ પ્રમાણે હરવિમુખ પ્રાણીનો સંગ કરવા જતાં એના પર તો અસર ન જ થાય, પણ આપણું ભાથું (-આત્મશરીર) ગરમાગરમ થઈ જાય પીળું એ અગ્નિનો રંગ બતાવે છે અને ગરમી અસ્વસ્થ માનસ બતાવે છે નિસંગ પાઠનો અર્થ પં ગંભીરવિજય ગણિ નિશંક કરે છે; એ પીળું-ગરમ થાય તેમાં શંકા નથી વાત એ છે કે પથ્થર પર બાણ મારવા જતાં બાણને ઇજા-હાનિ થાય છે, પથ્થર પર અસર થતી નથી

---

પાઠાંતર—પીતો-રાતો નિરંગ-નિસંગ

શબ્દાર્થ—કૌવા = કાગડા ચુગાવત = ચણાવવું નાખવું ચરાવવું શ્વાન = કૂતરો, નાહાવત = નવરાવવો ગંગ = ગંગા નદી જ્યું = જેમ પાષાણ = પથ્થરને બાણ = તીર શર ભેદત = કાપી પીતો = પીળો ભયો = થયો નિરંગ = ભાથું વે હે = તે છે કાલી કંબલ = કાળી કામળી ચઢત = ચઢે, લાગુ થાય દૂજો = બીજો

આનદઘન કહે છે કે એ તો કાળી કામળ છે, એના ઉપર બીજો રગ કદી ચઢી શકે જ નહિ કામળ સફેદ હોય તો તેને લાલ, પીળો કે લીલી બનાવી શકાય, પણ કાળી કામળ હોય તે તો ત્રણ કાળમા કાળી જ રહેવાની, એના પર બીજો રગ લાગે જ નહિ અને લગાડવાનો પ્રયાસ કરવામા આવે તો મહેનત માથે પડે (૩)

**ઉપસહાર**—હરિવિમુખ જે પ્રાણી હોય તેને સુધારવાનો પ્રયત્ન કરવા જતા એ સુધરે નહિ અને આપણે આપણુ કામ ચૂકી જઈએ સમજુ વ્યવહારુ માણસ આ વિમુખ પ્રાણીના સગમા પડી જાય તો તેનો રગ સામાને ન લાગે, પણ સામાનો રગ તેને જરૂર ઓછો-વધતો લાગે કાળિયા સાથે ધોળિયાને બાધ્યો હોય તો 'વાન' (વર્ણ-રગ) ન આવે, પણ 'સાન' (સમજણ-અક્કલ) તો જરૂર આવે, અને અહીં મુદ્દો સાનનો જ છે એની સોબતમા કુબુદ્ધિ થાય, મન રખડુ થઈ જાય, સ્થૂળ ભાવ પર પ્રેમ થતો જાય, અને આપણે જે થોડુ ઘણુ ભજનસ્તવન કરતા હોઈએ, તેમા ભગાણુ પડી જાય અને આખરે ભજન ભૂલી જવાય માટે આપણુ હોય તે ખોઈ બેસાએ એવી સોબતે ન ચઢવુ, એવાને ચાળે ન ચઢવુ, એવાના પ્રસગથી દૂર રહેવુ

મધ્યમ કક્ષાના પ્રાણીઓ, જેઓ પોતાને માટે દલીલ કરી શકતા નથી, જેઓ સામાન્ય બુદ્ધિના હોઈ સામા સાથે તરત મળતા થઈ જાય છે, જેમના મન પર અસર થતા વાર લાગતી નથી અને જે વર્ગમા દુનિયાનો મોટો ભાગ હોય છે, તેમણે અધર્મી, નાસ્તિક કે ઢગધડા વગરના પ્રાણીનો સગ કદી ન કરવો એમા પોતાનુ હોય તે ગુમાવવાનુ થાય છે, થોડુ પ્રાપ્ત કરેલ હોય તે હારી જવાય છે અને પોતાનો વિકાસમાર્ગ સાચે રસ્તે હોય છે તેને બદલે વિનાશનો પથ સાપડે છે આપણી પાસે દૂધ હોય તો તે સર્પને પિવરાવવામા ભારે જોખમ છે એમા એનુ ઝેર વધે છે અને એ ઝેર દૂધ પાનારને પણ મારે છે આવી રીતે અર્થ દાખવામા ભાવ સમજી લેવો

આ પદમા હરિવિમુખનો સગ ન કરવાની વાત કરી છે તે અસાધારણ બુદ્ધિશક્તિ વાળાને માટે નથી, એ તો ચર્ચા, દલીલ કે વાતચીતથી સામાનુ દિલ રજન કરી તેને ફેરવી શકે છે, પણ ચાલુ વહેવારુ પ્રાણી જ્યા ત્યા અથડાઈ-કસાઈ જાય તો એણે થોડુ ભદ્રિક ભાવે કે ભોળે ભાવે મેળવ્યુ હોય તે પણ ગુમાવી બેસે છે તે પ્રાણીએ હરિ વિમુખ-ધર્મવિરુદ્ધ, આદર્શહીન પ્રાણીનો પરિચય ન કરવો આ વાત બહુ અનુભવને પરિણામે લખાયેલી જણાય છે આપણી પાસે પાચ મોસબી સારા હોય, અને બે સડેલા-ચેપાયેલા હોય, એ સાતેને એક કરડિયામા મૂકીએ, તો બે બગડેલા પોતાનો ચેપ પાચ સારા મોસબીને લગાડે અને તેને બગાડે એમા પાચ સારા હોય તે બેને સુધારી ન શકે સામાન્ય ચાલુ કક્ષાને માટે આવુ બનતુ દરરોજ અનુભવાય છે માટે હરવિમુખનો સગ ન કરવો મોહગ્રસ્ત સસારી [illegible]માર્ગી વિપથગામી હોય છે અને ઢાળ ચઢવાને

બદલે એને ઊનગું સહેલું લાગે છે અને ઊતરવાના આકરા ચઢવા માટે લીધેલ મહેનત પણ વીસરાઈ જાય છે, માટે બને ત્યાં સુધી એવો પ્રસંગ જ ઊભો થવા ન દેવો.

'હરખ(પ)મુખન' એવો પાઠ પ્રતમાં છે, એનો અર્થ મોઢેથી હરખાયા કરે તેવા હરખપદૂડા માણસો જણાય છે. એવા માણસો તમારા વખાણ કર્યા કરે, તમારી પાસે મીઠી મીઠી વાતો કર્યા કરે અને તમને આનંદકલ્લોલમાં રાખી તમને અત્યંત દોર્યા કરે, તમને કદી વખત જ ઠરવા ન આપે અને તમને પુદ્ગલાનંદી બનાવી દે. આવા પ્રાણીના પરિચયથી આપણામાં કુબુદ્ધિ ઉત્પન્ન થાય છે, નઠારાસક્તતા વધે છે અને ભજન-સ્તવનમાં ભંગ પડે છે. આવા પ્રાણી પર આપણે ભરોસો કરી શકતા નથી, પણ આપણે થોડુંઘણું કરતા હોઈએ તેમાં ભંગ પાડે છે અને આપણને સાચો માર્ગ ચુકાવી દે છે. માટે આવા હરખપદૂડા માણસોની સોબત ન કરવી. હરખથી હરખવા થાય છે અને હરખની ચમકથી માણસનું સજ્જનતાપણું એવું ગુમાવી બેસાય કે એને ઠેકાણે લાવવું અશક્ય નહિ તો બહુ મુશ્કેલ બને છે.

આ પદ ઉદયરત્નનું હોય કે ગમે તેનું હોય, પણ તેમાં બહુ અગત્યની સુંદર વાત કરી છે અને તેને મન પર લઈ ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. (૧૦૮)



# પરિશિષ્ટ ૧ પૂરવણી પદ[1]

ભૂમિકા—૧૦૮ પદ થઈ રહ્યા તે ઉપરાંત છૂટાછવાયા પદ મળે છે, તેમા આનદઘનનુ નામ કર્તા તરીકે હોય છે તેનો પણ સગ્રહ તો જરૂર થવો જોઈએ એના કર્તૃત્વ માટે વિચારણા ચાલુ રીતે કોઈવાર વિવેચનમા અને કોઈવાર વિવેચનને છેડે અને સમુચ્ચયે ઉપોદ્‌ઘાતમા થશે આ પદ શ્રીબુદ્ધિસાગરજી મહારાજના આનદઘનપદ-ભાવાર્થમા ૧૦૮મા પદ તરીકે રજૂ થયેલ છે એની શબ્દરચના જોતા એ આનદઘનજીની કૃતિ હોય એમ લાગતુ નથી જોકે આ પદમા આનદઘનની ચાલુ ગૂઢતા કે યોગગ્મભીરતા નથી, છતા એમા ચેતનના વિકાસ માટે ઊડી લાગણી અને તીવ્ર આકાક્ષા તરવરી આવે છે એમા ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ મહારાજની સ્તુતિ છે એમા ઉચ્ચ ભાવ અને સ્થિર આશય પ્રાર્થનારૂપે સારી રીતે ગોઠવાયા છે

(રાગ–વેલાવલ)

मेरे ए प्रभु चाहिए, नित्य दरिशन पाउ,
चरणकमल सेवा करू, चरणे चित्त लाउ मेरे० १

અર્થ—હે પ્રભુ! નાથ! મારે તો એટલુ જોઈએ કે આપના દરરોજ દર્શન કરુ, આપના ચરણકમળની સેવા કરુ અને આપની સેવામા મારા મનડાને લગાવી દઉ (૧)

વિવેચન—પ્રભુ! પાર્શ્વનાથ દેવ! મારે તો એટલુ જ જોઈએ છે કે મને આપના દર્શન દરરોજ થાય

दर्शन देवदेवस्य, दर्शन पापनाशनम् । दर्शन स्वर्गसोपान, दर्शन मोक्षसाधनम् ॥

–દેવાધિદેવના દર્શન પાપનો નાશ કરનાર છે, સ્વર્ગ (દેવલોક)ના પગથિયારૂપે છે અને મોક્ષનુ સાધન છે

દર્શનનો આટલો મોટો મહિમા છે વ્યવહારમા ચાલુ રીતે આપણે નાનપણથી ગાઈએ છીએ –

પ્રભુ દરિશન સુખ સપદા, પ્રભુ દરિશન નવનિધ, પ્રભુ દરિશનથી પામીએ, સકળ પદારથ સિધ.

આ રીતે તો સર્વ પદાર્થોની સિદ્ધિ પણ દર્શનમા રહેલ છે એમા અનેક સુખની સપત્તિ છે, એમા નવ નિધિ અને અષ્ટ મહાસિદ્ધિની પ્રાપ્તિ છે, અને એ સર્વસ્વ છે આટલી હદ સુધીનો મહિમા 'દર્શન'નો ગાયો છે અને મોક્ષસાધનમા એને ખાસ મહત્ત્વનુ સ્થાન મળેલુ હોવાથી દર્શનને વિવિધ દૃષ્ટિએ સમજવા અને તેનો પરિચય કરવાની જરૂર છે

---

૧ આ પદના પાઠાતર પ્રાપ્ત થયેલ નથી

શબ્દાર્થ—મેરે = મને ચાહીએ = જોઈએ, પસ દરિશન = દર્શન (વિવેચન) પાઉં = પામુ, મેળવુ કરુ = કરુ। અનુષ્ઠાન, ચારિત્ર, સેવા લાઉં = લગાડુ

'દર્શન' શબ્દ અનેક અર્થમા ભાષામા વપરાય છે દા. ત, જૈન દર્શન, બૌદ્ધ દર્શન, સાખ્ય દર્શન, વેદાત દર્શન, જૈમિનીય દર્શન, નૈયાયિક દર્શન, વૈશેષિક દર્શન અહીં 'દર્શન' એટલે તત્ત્વજ્ઞાન (School of philosophy) મૂળ વસ્તુ, એના ધર્મો, એના પ્રકટીકરણો, સત્ય સ્વરૂપ, ઉત્પત્તિ, વિકાસ, વિસ્તાર અને અતિમ અવસ્થાનો વિચાર કરનાર જુદા જુદા દૃષ્ટિબિન્દુઓને 'દર્શન' કહેવામા આવે છે અથવા 'દર્શન' એટલે દેખવુ તે જ્ઞાનાવરણીય કર્મ પછી બીજુ દર્શનાવરણીય કર્મ આવે છે, તેમા દર્શન એટલે વસ્તુનુ સામાન્ય અસ્પષ્ટ જ્ઞાન એ અર્થ છે ગાયનુ ગોત્વ, મનુષ્યનુ મનુષ્યત્વ, વસ્ત્રનુ વસ્ત્રત્વ એ સામાન્ય છે આ કાઈક છે એનુ સ્પષ્ટતા વગર ભાન થાય તે દર્શન છે અને વ્યજન, અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણાથી નિશ્ચય થાય તે જ્ઞાન છે એ અર્થ દર્શનનો વિશિષ્ટ પ્રકાર છે ત્યા એ તત્ત્વજ્ઞાનનો પારિભાષિક શબ્દ છે આ બન્ને અર્થો અત્ર વપરાયેલા 'દર્શન' શબ્દને કેટલા લાગુ પડે છે તે માટે નીચેનુ વિવેચન વિચારો —

અહીં 'દર્શન'નો વ્યવહારુ અર્થ છે આપણને કોઈ વ્યક્તિ મળે ત્યારે તેના દર્શન થયા કહેવાય તીર્થંકર દેવની મૂર્તિ કે ચિત્રના દર્શન કરવા જવુ, એમને માન આપવુ અને એની પાસે ઊભા રહી તેમના ગુણગાન કરવા એ અથમા પણ 'દર્શન' શબ્દનો ઉપયોગ થાય છે 'ચાલો, દેરે જઈ ભગવાનના દર્શન કરી આવીએ' અથવા 'આપના દર્શન તો હાલ દુર્લભ થઈ પડ્યા છે' આ અર્થમા આ પદમા દર્શન શબ્દ વપરાયો છે શ્રીદેવચદ્રજીએ 'દર્શન' શબ્દ પર પદ્મપ્રભુનુ આખુ સ્તવન રચી તેની વ્યાખ્યામા 'તુજ દરિશન મુજ વાલહુ રે રાજ' એવા સાદા પણ અર્થગર્ભિત ગાન નીચે દર્શન શબ્દનુ વિચારણીય સ્ફોટન કર્યું છે એમા મુદ્રાદર્શનથી માડીને આત્મદર્શન સુધી પ્રાણી ચાલ્યા જાય છે અને સગ્રહ, એવભૂતનયની અપેક્ષાએ 'દર્શન' શબ્દમા સ્વરૂપભાસન અને આત્માની સિદ્ધિનો કેવી રીતે સમાવેશ કર્યો છે એનું આખુ તત્ત્વ-રહસ્યભર્યું છે દર્શન કરનાર અવર્ણ્ય અને અકાય પ્રભુને કેવી રીતે ભજે છે એની તેમા સ્પષ્ટતા કરી છે

આવા પ્રકારનુ 'દર્શન' મને મળો એટલુ મારે તો જોઈએ છે આપ સાહેબનુ ચાલુ દર્શન થયા કરે, આપ મારી ચક્ષુ સન્મુખ રહો, આપ મારા હૃદયચક્ષુ સન્મુખ રહો, આપ મારી યોગપ્રગતિમા અભિમત સ્થાને રહો, આપ આલબન સ્થિતિમા મારો ટેકો થઈ રહો, એટલુ મારે તો જોઈએ આ 'દર્શન' શબ્દ પર 'નય'ને લગાડી ભારે સુદર અર્થ ઘટાવી શકાય તેમ છે તેથી શ્રી દેવચદ્રજીના સદર સ્તવનના તેમના પોતાના કરેલ વિવરણ અનુસાર 'દર્શન' શબ્દની વ્યાખ્યા અને નયઘટના અત્ર પ્રસ્તુત હોઈ તેનો સાર નીચે પ્રમાણે વિચારી જઈએ —

પ્રભુમુદ્રાનુ દેખવુ તે ઉત્કૃષ્ટ કારણરૂપે સમ્યક્ત્વ (દર્શન) અતિ પવિત્ર છે, તેનુ કારણ એ છે કે સગ્રહનયે જીવ સિદ્ધ સમાન છે અને આવરણ ક્ષય કરી મોક્ષ જાય છે ત્યારે એવભૂતનયે તેનુ દર્શન સાર્થક થાય છે સગ્રહનય સત્તાગ્રાહી છે, જ્યારે શબ્દમા વસ્તુના

નામપદના અર્થનો સમાવેશ થાય છે જ્યારે સર્વ પર્યાયની પરિણામકતારૂપ સંપૂર્ણ વસ્તુ પ્રકટ થાય ત્યારે એવંભૂત નય પ્રાપ્ત થાય છે તેટલા માટે અરિહંત ભગવાનના સ્વરૂપભાસન અને આસ્વાદન સાથે અવલોકન થાય તે શબ્દનયે પ્રભુનું દર્શન થયું સમજવું માત્ર આંખથી પ્રભુનું દેખવું થાય, પણ યોગની ચપળતા ચાલ્યા કરે અને અન્ય કાર્ય કે વસ્તુમાં ઉપયોગ રહે તે નૈગમનયે પ્રભુનું દર્શન થયું સમજવું આશાતના તજી વંદન-નમનપૂર્વક પ્રભુમુદ્રા તથા પ્રભુના શરીરનું દેખવાનું થાય તે વ્યવહારનયે દર્શન સમજવું

સર્વ ઇંદ્રિયથી પ્રભુને જુએ, સ્તવે, તેમાં એકાગ્રતા કરે, ચપળતા મટાડી દે ત્યારે ઋજુસૂત્રનયે પ્રભુદર્શન થયું એમ સમજવું અંતરંગની પરિણતિ, ચેતનાનું આકર્ષણ, પ્રભુમુદ્રાએ એકાગ્રતા, આત્મસત્તા પ્રકટ કરવાની અંતર । અભિરુચિ સાથે પ્રભુનું તત્ત્વસંપદારૂપ અવલોકન તે શબ્દનયથી થયેલ દર્શન સમજવું

આવો આ 'દર્શન' શબ્દનો મહિમા દેવચંદ્રજીએ બતાવ્યો છે ખુદ આનંદઘનજીએ પોતે દર્શન શબ્દનો મહિમા બતાવવા સારુ ચોથા અભિનંદન સ્વામીનું સ્તવન લખી કમાલ કરી છે ત્યાં દર્શનનું આખું તત્ત્વજ્ઞાન નિચોવી નાખ્યું છે આખા મરણજીવનનો ત્રાસ દૂર કરવા માટે દર્શનને ખાસ સ્થાન આપ્યું છે એ દર્શનપ્રાપ્તિ દુર્લભ છે એમ બતાવી પ્રભુકૃપાથી એની સુલભતા બતાવી છે અને માત્ર 'દર્શન' 'દર્શન' શબ્દની બૂમો પાડવાથી એની તરસ છીપી શકે એમ નથી તે પણ બતાવી દીધું છે આ સ્તવન પર યથાસ્થાને વિવેચન કરવાની ઇચ્છા છે અને ત્યાં દર્શન પર વિસ્તારથી વિવેચન કરવાનું રાખી અત્ર માત્ર એટલું જ જણાવીએ કે 'દર્શન' જેવી સામાન્ય માગણી કરી, એમ લાગતું હોય તો તે જેવી તેવી વાત નથી. 'પ્રભુ! માત્ર તમારા દર્શન મને દરરોજ થાય એટલું જ હું માગું છું'-એટલી સામાન્ય લાગતી માગણીમાં કાંઈ બાકી રાખ્યું નથી, માત્ર મુદ્રાદર્શનથી માંડીને સ્વરૂપપ્રાપ્તિ, આસ્વાદન અને અવભાસન સર્વનો એના સમાવેશ થઈ જાય છે

મંદિરમાં ગયા, જરા 'નિસીહી' શબ્દ બોલ્યા અને પછી 'હે દેવ ચોખા, અને મેં ન મારો છેડો' એમ લૂછ લૂછ દર્શન કરી મંદિર બહાર નીકળી જવું એનું નામ પણ દર્શન તો કહેવાય, પણ તેની ખરી ઉપયુક્તતા નથી, પણ છતાં પ્રાથમિક નજરે તે પણ કાઢી નાખવા જેવું નથી અતિ વિશિષ્ટ આત્મદર્શન, જે એવંભૂતનયે છેવટે થાય છે, તેની શરૂઆત નૈગમનયના દર્શને જ થાય છે, એટલે આદર્શ દર્શનની નજરે ઉપર ચોટિયા બાહ્ય દર્શનની અગત્ય ઓછી લાગે, છતાં પૂર્વાભ્યાસ તરીકે અને પ્રગતિના પ્રાથમિક સાંનાચિહ્ન તરીકે તેની પણ કિંમત છે આ રીતે વિચારતા ગમે તે પ્રકારના દર્શનનું મૂલ્ય તો જરૂર છે અને મુદ્દાની વાત એ છે કે દર્શન-દેખવું દરરોજ થયા કરે, તો કોઈ વાર બાહ્યમાંથી અંતરમાં જરૂર જવાય છે, આદર્શને ઓળખવાનો પ્રયત્ન થાય છે, તેના જેવા થવાની રુચિ સાંપડે છે અને એ રીતે પ્રગતિને માર્ગે પ્રયાસ આગળ આગળ થતો જાય છે તેથી પ્રભુને હાથ જોડીને આ પ્રાણી વિજ્ઞપ્તિ કરે છે કે ભગવાન! મારે એટલું તો જરૂર જોઈએ કે હું તમારા દર્શન દરરોજ પામું અને આપશ્રીના ચરણકમલની નિત્ય સેવા કરું

પ્રભુના ચરણકમળની સેવા એટલે પ્રભુએ જે માર્ગ ઉપદેશ્યો છે તેની સેવા સમજવી. પ્રભુએ આત્મસાધન સાધવાના માર્ગો બતાવ્યા છે અને તેના ઉદ્યમપૂર્વક, આત્મશક્તિ ગોપવ્યા વગર, સાધવાના કરવાની વાત કરી છે આનંદઘનના બે વિભાગ પાડીએ તો યતિ ધર્મ અને ગૃહસ્થધર્મના માર્ગો પ્રતનિયમની નાની-મોટી પ્રજ્ઞાપ્તિઓ છે તેનું આસેવન કરવું, અથવા દ્રવ્યસાધુ-ભાવસાધુના લક્ષણો ભજવવા, સવવા દ્રવ્ય કે ભાવશ્રાવકના કાર્યોનું આસેવન કરવું, અથવા માર્ગાનુસારીના ગુણોને અનુસરવા—એ સર્વ ચરણકમળની સેવા છે પછી અઢાર પાપસ્થાનકનો ત્યાગ કરવો, કષાય પર કાબૂ લાવવો, ઇંદ્રિયો પર સંયમ કરવો, યોગ્ય ગુરુમહારાજની પરિચર્યા કરી તેમની પાસેથી ધર્મમાર્ગ શીખવો, પૂર્વસેવા કરી માર્ગપ્રાપ્તિ કરવી અને એ અંતે સાધનધર્મો પૈકી પોતાને જે અનુકૂળ જણાય તેની આસેવના કરવી એ ચરણકમળની સેવા છે

સત્યમાર્ગ પ્રાપ્ત થવાની મુશ્કેલી તો ઊભી જ છે, પણ પ્રાપ્તિ પછી તેનો સ્વીકાર અને તેનું સેવન પણ એટલાં જ મુશ્કેલ છે ઘણા પ્રાણીઓ સાચો રસ્તો જાણવા છતાં તેને અનુસરી શકતા નથી, વસ્તુતત્ત્વે પદાર્થની અનિત્યતા જાણવા છતાં તેને અનુરૂપ વર્તન કરી શકતા નથી, તેટલા માટે પ્રભુને-પોતાના આદર્શને-વિજ્ઞપ્તિ કરે છે કે પ્રથમ તો મારે આપના નિત્ય દર્શન જોઈએ, અને બીજી વાત, આપના ચરણકમળની સેવા એટલે આપ જે વાત ફરમાવો છો તેનું નિત્ય આસેવન જોઈએ

**ચરણમાં ચિત્ત** દર્શન અને સેવનથી આદર્શની સન્મુખતા થઈ, પણ મનડું જ્યાં ત્યાં રખડ્યા કરે છે એને બરાબર એક સ્થાનકે બાંધવું જોઈએ આ મનના નિયમન માટે આખો ધ્યાનયોગ બનાવ્યો છે યોગાચાર્યોએ ધર્મધ્યાન અને શુક્લધ્યાનના ભેદો બતાવ્યા છે, પ્રાણાયામ, ધ્યાન, ધારણા અને સમાધિના ઊંડાણો બતાવ્યા છે અને મનની વિચિત્રતા, મહત્તા અને આદર્શગામ્યતા અનેક પ્રકારે બતાવી છે પ્રભુચરણમાં ચિત્ત લગાવવાથી એનું રખડુપણું કબજામાં આવે છે, એ એક ખીલે બંધાય છે અને પછી તો મનસાધનાની વિશિષ્ટતાનો સાક્ષાત્કાર થાય છે દર્શન પછી સેવન થાય અને સેવન પછી ચિત્તની એકાગ્રતા થાય આ પ્રગતિનો ક્રમ બરાબર બતાવ્યો છે આ ધ્યાનયોગની પરિસમાપ્તિ શૈલેશીકરણે થાય છે એ વાત યોગગ્રંથથી જોઈ-જાણી લેવી જરૂરી બાબતોની તારવણી મારા 'જૈન દૃષ્ટિએ યોગ' નામના પુસ્તકમાં કરી છે (૧)

मनपङ्कज के मोल मे, प्रभु पास बठाउ,
नीपट नजीक हो रहु, मेरे जीउ रमाउ मेरे० २

**અર્થ**—(અને મારે જોઈએ કે) મારા મનકમળના મહેલમાં હું જાતે પ્રભુ (આપ)ની

---

શબ્દાર્થ—પંકજ = કમળ મોલમે = મહેલના, પાસમાં પાસ = નજીક બેઠાઉ = બેસું નિપટ = કેવળ, નિતાંત હો રહુ = થાઉં રહુ, રમાઉ = રમત કરાવું આનંદ કરાવું મહાલું

પાસે બેસું, (આપની) તદ્દન નજીક રહું અને તેમ કરવામાં મારા જીવને રમણ કરાવું (૨)

**વિવેચન**—હવે ચેતન આગળ વધતો જાય છે શુભ ધ્યાન દ્વારા એકત્વ સાધીને પછી વધારે ઉત્કટ ભાવના કરતો જાય છે આપણું મન કમળ જેવું છે કમળ જળના કચરામાંથી જન્મે છે, જળમાં વૃદ્ધિ પામે છે અને જળની ઉપર રહે છે એ કમળની સ્થાપના હૃદયમાં, નાભિમાં, કપાળમાં થાય છે એની આખી વિધિ પદસ્થધ્યાનને અંગે યોગગ્રંથોમાં બતાવી છે[1] એમાં વર્ણમાતૃકા અને મંત્રરાજના ધ્યાન ભારે આકર્ષક કરે તેવા છે આ કમળદળ જેવો, સરોવર વચ્ચેનો એકદંડિયો મહેલ છે, તેનાં પાંખડીઓ પર જુદી જુદી સ્થાપના કરવાની હોય છે એ એકદંડિયા મહેલના વચ્ચે પ્રભુ વિરાજમાન થાય, આઠ દિશા વિદિશામાં સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપની સ્થાપના થાય અથવા અક્ષરો—સ્વર વ્યંજન—ની સ્થાપના થાય ત્યારે અંતરનો ઉદ્રેક થાય છે મનના એમ થયા કરે છે કે મારા મનકમળરૂપ મહેલમાં દેવ બેઠા છે દેવનાં ફરતા ચામર વીંઝાય છે, આકાશમાં દેવદુંદુભિ વાગી રહી છે, માથે અશોકવૃક્ષ છાતર—સ્થિર ખડું છે, પછવાડે ભામંડળનો ઝળકાર દિગંતને ઝળકાવી રહ્યો છે અને એવા મહેલમાં કોઈ સ્થાન પર પ્રભુની પાસે હું પોતે બેઠો છું એટલે દર્શન પછી આસેવન, આસેવન પછી ધ્યાન, ધ્યાનને અંગે પ્રભુસન્મુખતા— આટલે સુધી પ્રગતિ થઈ હવે ભાવના પણ આગળ વધે છે

આવા પ્રભુના નજીક રહેવાનું, આવી કોઈ સારી જગ્યાએ જરા વખત બેસવાનું મળે એમાં કાંઈ ધરપત થાય નહિ એટલે, કહે છે કે, આવા પ્રભુની પાસે બેસ પછી હું તો તેની તદ્દન (નીપટ) નજીક રહું અને ત્યાં મારા જીવને રમાડી દઉં, ત્યાંથી હઠું નહિ, એટલું પણ મારે જોઈએ પ્રભુની નીપટ નજીક રહેવું એટલે પ્રભુનું નિરંતર ધ્યાન, અને મનની જ્યાં ત્યાં રખડવાની પદ્ધતિ પર અંકુશ આ અતિ વિશિષ્ટ યોગસાધના છે પ્રભુના મનને પરોવી આદર્શ સાથે રમણતા કરવી, તેમાં એકતા સાધવી, અને એ પરિસ્થિતિ ચાલુ બની રહે તેવી માગણી કરવી એ આત્મસિદ્ધિના માર્ગના ઘણી આગળ પડતી પ્રગતિ બતાવે છે આ રીતે હે પ્રભુ! મારી વિજ્ઞપ્તિ એટલી છે કે મારા મનકમળરૂપ મહેલમાં હું આપની પાસે બેસું અને બની શકે તેટલો આપની નજીક રહું અને મારા જીવને આપનામાં રમણ કરાવું આત્મગુણરમણતા એ ચારિત્ર છે, ઉત્કૃષ્ટ વર્તન છે અને અશરીરી સિદ્ધોમાં પણ લક્ષ્ય છે આવી ગુણરમણતા પ્રતિપત્તિ પૂજામાં આવે છે, ઉત્કૃષ્ટ દ્રવ્યપૂજનમાં વિશિષ્ટ ભાવનિયમન પરાકાષ્ઠાએ પહોંચતું સાંપડાવે છે અને પ્રભુની પૂજના તે પોતાની પૂજા હોઈ અને અંતર મહેલ તે સાલંબન પરાકલ્પનાને આધારે રચાયેલ હોઈ, ભારે શાંતિનું વાતાવરણ જમાવે છે અને પરમ સુખની વાનકી રજૂ કરે છે (૨)

---

૧ જૈન દૃષ્ટિએ યોગ, પૃ૦ ૧૬૧

अंतरजामी आगळे, अंतरिक गुण गाउं,
'आनंदघन' प्रभु पासजी, मैं तो और न ध्याउं मेरे० ३

**અર્થ**—(અને હું ચાહું છું કે) મારા અંતર્યામી (આપ-અંતરાત્મા)ની પાસે મારા અંદરના ગુણ ગાઉં આનંદના ગઠ્ઠા! હે પાર્શ્વનાથ દેવ! હું તો (એ સિવાય) અન્યનો વિચાર, ખ્યાલ કે ધ્યાન કરતો નથી (મારે તો બસ, ઉપર કહી તેટલી ચીજ જોઈએ) (૩)

**વિવેચન**—અને આ મહાન આદર્શ-પરમાત્મા-ની સન્મુખ, ઉપર જણાવ્યું તે પ્રમાણે, બેસીને મારા આંતરિક ગુણોનું ગાન કરું આંતરિક ગુણોમાં આત્માનું પૃથક્ત્વ, એકત્વ, અમરત્વ, સચ્ચિદાનંદત્વ આદિ અંતરાત્માની પિછાન છે અંતરાત્માના ગુણો એ અંતિમ સાધ્ય છે અને એની પરાકાષ્ઠાએ પરમાત્મપદ આવે છે બાહ્ય સૃષ્ટિનો, ધન, કુટુંબ, ઘરખટલા, નાતજાતના સંબંધોનો, રાજ્યદ્વારી રમતો કે આદર્શોની ધમાલનો વિચાર ન કરતાં, માત્ર ચેતનના અંતરંગ ગુણોનું ગાન કરવું, કષાયત્યાગ, વિષયો પર સંયમ અને અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર-ઉપયોગ પર વિચાર કરવો, પરભાવમાં રમણ ન કરતાં અંતરંગ દશામાં રહેલ ગુણોનો ગુંજારવ કરવો—એ ઉચ્ચ આદર્શ છે, અંતરાત્મદશાનો વિજય છે અને અદ્ભુત અનનુભૂત આંતરદશા છે આ આંતરિક ગુણગાન ચાલે એટલે પ્રભુ સન્મુખ બેઠેલ પ્રાણી પોતાની પ્રભુતા જોઈ શકે છે

પ્રભુ પાસજી! મારે તો આટલું જોઈએ મને આપના દર્શન નિરંતર થયા કરે, તમારા ચરણની સેવા થયા કરે, તમારામાં મારું ચિત્ત લાગી જાય, હું તમારી સન્મુખ બેસી જઉં, બને તેટલો તમારી નજીક આવું અને તમારી આગળ આંતરિક ગુણનું ગાન કર્યા કરું આટલું મને મળે તો બસ છે (૩)

**ઉપસંહાર**—જયવિયરાયમાં કહે છે કે આપના શાસનમાં 'નિદાન' કરવાની મનાઈ છે, પણ હું નિદાન કરું છું કે ભવોભવમાં તમારા ચરણની સેવા મને મળજો એક વાર શાસનની પ્રાપ્તિ થાય તો બીજી સર્વ બાબતો મળી આવે એટલે આ માગણીમાં જડ પકડી છે દર્શન થાય તો પછી પ્રભુ કેવા હતા અને પ્રભુ કેમ થયા એ સવાલ જરૂર થાય અથવા માર્ગ સાંપડે તો રસ્તો થાય, એટલે આવી સીધી-સાદી વગર પૈસાની માગણી કરી છે એ ખૂબ વિચારણા માગે છે કલ્યાણમંદિર સ્તોત્રની બેતાલીશમી ગાથામાં પ્રભુનું શરણ ભવોભવ માટે માગ્યું છે તે આ માટે જ છે અને અનેક શાસ્ત્રગ્રંથમાં પ્રભુદર્શનનો મહિમા વર્ણવ્યો છે તે અતિ ઉપયોગી અને વગર નાણાંની માગણી છે આવી સીધી-સાદી માગણી કરીને પોતાની અંતિમ ભાવના શી છે તે ગ્રંથકારે બહુ થોડા શબ્દમાં રજૂ કરી છે તે ગેય છે, આદરણીય છે, અને અંતિમ સાધ્યે પહોંચાડનારી છે, એ ખાસ આ વધારાના પદમાંથી ધ્યાન પર લેવા જેવું છે આ પદ ગમે તેણે બનાવ્યું હોય તે પ્રસ્તુત વાત નથી, પણ માગણી અને તે કરવાની રીત ખાસ વિચારમાં લેવા યોગ્ય છે

---

**શબ્દાર્થ**—અંતરજામી = અંતર્યામી અંતરાત્મા આગળે = પાસે અંતરિક = અંદરના ઔર = બીજા, બીજો ધ્યાઉં = સેવું ધ્યાન કરું

# પરિશિષ્ટ—૨ હરિયાળી અથવા અવળવાણી

[જુઓ, પ૦ ૯૯, પૃ ૮૦૬]

પદ ૯૮–૯૯ને જૈન પરિભાષામા 'હરિયાળી' કહેવામા આવે છે એવો શબ્દ મને કોઈ કોશમા એ અર્થમા વપરાતો મળી શક્યો નથી કોશમા તેનો 'લીલોતરી કે તેની શોભા' એ અર્થ આપ્યો છે ગમે તે રીતે, જૈન પરિભાષામા એ શબ્દનો ઉપયોગ 'ઉપરથી વિચિત્ર લાગે તેવી હકીકત'ના અર્થમા વપરાય છે તે નિર્વિવાદ છે એનુ મૂળ શોધવાનો પ્રયત્ન કરુ છુ, દરમ્યાન મને એને માટે જૈનેતર સાહિત્યમાથી જે હકીકત પ્રાપ્ત થઈ છે તે અત્ર રજૂ કરુ છુ

જૈનેતર સાહિત્યમા ૯૮–૯૯મા પદના જેવા શબ્દપ્રયોગો કે કથનોને 'ઊલટી વાણી' તરીકે ઓળખાવે છે, કોઈ કોઈ તેને 'અવળવાણી' કહે છે અવળવાણી એટલે અવળી વાણી —ચાલુ અર્થમા વપરાય તેનાથી તદ્દન જુદી પડે તેવી વાર્તા, દેખીતી રીતે વિરુદ્ધ–વિચિત્ર લાગતી હકીકત આને સસ્કૃત અલકાર શાસ્ત્રના વિપર્યય નામનુ અગ કહેવામા આવે છે તેનો અર્થ કરતા જણાવે છે કે "એક પ્રકારની સત્ય વાતને તેથી ઊલટી રીતે કહેવી કે માણસને તે સત્ય વાત અસભવિત જેવી લાગે, તે કથન 'વિપર્યય' કહેવાય છે" સુદર વિલાસમા આવા અનેક વિપર્યયો આપ્યા છે અને તેના ઉપર ગૂઢાર્થપ્રકાશિકા ટીકા લેખકે પોતે જ કરી છે બત્રીસ સવૈયા આ વિપર્યયના દાખલાઓ માટે આપ્યા છે એ સર્વને લઘુ પુસ્તિકાના આકારમા શ્રીમન્નથુરામ શર્મા(બીલખા આશ્રમના અધિષ્ઠાતા)એ સ્પષ્ટીકરણ સાથે પ્રસિદ્ધ કર્યા છે તથા તેની પાછળ ધીરા ભક્ત તથા કબીરના ઊલટી વાણીના પદો આપ્યા છે આ લેખ તે પુસ્તિકાને આધારે તૈયાર કર્યો છે જાણવા ખાતર થોડા દાખલાઓ તેમાથી રજૂ કર્યા છે

પ્રસ્તાવનામા આવી ઊલટી વાણીનો હેતુ સમજાવતા લેખક મહાશય જણાવે છે કે—

"કહેવાનો ઉપયોગી વિષય જો ઊલટી રીતના શબ્દોમા કહેવામા આવે તો તે વિષય વાચનારને તથા સાભળનારને આશ્ચર્ય જેવો પ્રતીત થઈ તેનો વાસ્તવિક અર્થ જાણવા તેની વૃત્તિ વેગવતી થાય છે મનુષ્યોના મનનો આ સ્વભાવ ધ્યાનમા રાખી કેટલાક સત્પુરુષોએ જિજ્ઞાસુ જનોના હિતાર્થે ઊલટી વાણી લખી છે"

## સુદરદાસની અવળવાણી

આવી ઊલટી વાણીનો ઉદ્દેશ વિનોદ સાથે ઉપયોગી જ્ઞાન પ્રાપ્તિનો છે તે વાત નાનકડી પ્રસ્તાવનામા બતાવી છે અવળી વાણીના નમૂનારૂપે સુદરવિલાસના સવૈયા રજૂ કરવામા આવે છે તેના અર્થ સદર ટીકા અનુસાર શ્રી નથુરામ શર્માએ કર્યા છે તે જ અત્ર આપવામા આવ્યા છે.

શ્રવનહુ દેખૈ, સુનૈ પુની નૈનહુ, જિહ્વા સુંઘે, નાસિકા બોલ,
ગુદા ખાય, ઇંદ્રિય જલ પીવૈ, બિન હી હાથ સુમેરહી તોલ,
ઉંચે પાવ, મુંડી નીચેકુ, તીન લોકમે બીચરત ડોલ,
'સુંદરલાલ' કહે સુન જ્ઞાની, ભલી ભાતી યા અર્થહી ખોલ. (૧)

પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા 'તત્ત્વમસિ' (તે બ્રહ્મ તું છે) એ મહાવાક્યને આદર પૂર્વક પોતાના કાન દ્વારા સાભળી ત્યા રહેલી પોતાની અંતઃકરણની વૃત્તિ વડે તે મહા વાક્યથી પ્રતિપાદન કરાયેલા અંતરાત્મામાથી અભિન્ન બ્રહ્મને દેખે એટલે વૃત્તિ વડે અનુભવે (શ્રવનહુ દેખૈ), પ્રાણી પદાર્થના નામ-રૂપને મિથ્યા ગણી તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને નેત્ર દ્વારા નીકળેલી અંતઃકરણની વૃત્તિ દ્વારા સાભળે એટલે અનુભવે (સુનૈ પુની નૈનહુ), જીભના અગ્ર ભાગમા રહેલી અંતઃકરણની વૃત્તિ વડે ત્યા રહેલા બ્રહ્મરૂપ અલૌકિક કમળના પરમાનંદ રૂપ ગંધને સૂંઘે એટલે જાણે (જિહ્વા સુંઘે), નાસિકા દ્વારા નીકળતા પ્રાણની સાથે મન તથા વાણીને જોડીને 'સોહં' અથવા 'ૐ'નો જપ કરવારૂપ સૂક્ષ્મ ઉચ્ચારણ કરે (નાસિકા બોલ), ગુદા વડે ખાય એટલે મૂળબંધ વડે અપાન વાયુને પ્રાણની સાથે મેળવવા ઉપર ચઢાવે (ગુદા ખાય), કામજય માટે ઉપસ્થ દ્વારા જળને પીએ એટલે વજ્રોલી દ્વારા અંદર ખેંચે (ઇંદ્રિય જલ પીવૈ), હાથ વિના, માત્ર ચિત્તવૃત્તિ વડે, વા પ્રાણકલા વડે મેરુદંડ-બરડાના કરોડરૂપ સુમેરુ-ને તોળે એટલે તેનું વાંકાપણું નટાડી સીધો કરે (બિનહી હાથ સુમેરહી તોલ), બન્ને પગને ઊંચા તથા મસ્તકને નીચું રાખીને અર્થાત્ વિપરીત કરણી કરીને જીવાત્મા જાગ્રત થયેલી કુંડલિની સાથે ત્રણ ગ્રંથિ (બ્રહ્મગ્રંથિ, વિષ્ણુગ્રંથિ અને રુદ્રગ્રંથિ) રૂપ ત્રણ લોકમા વિચરે-ગમનાગમન કરે (ત્રીજી પંક્તિ) સુંદરદાસ કહે છે કે હે જ્ઞાની, સાભળો અને આ કાવ્યનો સારી રીતે અર્થ કરો (છેલ્લી પંક્તિ)

આ સર્વ યોગની વાત છે અને પદના અર્થ-વિવેચન જાણનારને સમજાય તેવી છે કુંડલિની' વગેરે હકીકતો હઠયોગના ગ્રંથોમાથી મળે તેમ છે ત્રણ લોકમા વિચરવાની હકીકત 'ચેતન સકલ વિયાપક હોઈ' (પદ ૮૯)ના વિવેચનમા આવી ગઈ (૧)

અંધા તીન લોકકૂ દેખૈ, બૈરા સુનૈ બહુતબિધિ નાદ,
નકટા બાસ કમલકી લેવૈ, ગુગા કરૈ બહુત સંવાદ,
ઠુંઠા પકરી ઉઠાવૈ પરવત, પંગુ કરૈ નિરત અહલાદ,
જો કોઉ યાકો અરથ બિચારે, 'સુંદર' સોઈ પાવૈ સ્વાદ. (૨)

નેત્ર વડે રાગદ્વેષપૂર્વક બહારના પદાર્થો નહિ જોનાર જ્ઞાનીરૂપ આંધળા પોતાના અંતઃકરણની વૃત્તિ વડે બ્રહ્મરૂપ ત્રણ લોકને -સર્વ કલ્પિત સંસારને- અનુભવે છે (અંધા તીન લોકકૂ દેખૈ), બહારના અનુકૂળ - પ્રતિકૂળ શબ્દોને રાગદ્વેષપૂર્વક સાભળવાના સ્વભાવથી નિવૃત્તિ પામેલા ધ્યાનરૂપ બહેરા અનાહત ધ્વનિરૂપ નાના પ્રકારના નાદો સાભળે છે

(બૈરા સુનૈ બહુતબિધિ નાદ), નાસિકા દ્વારા જતા-આવતા પ્રાણ-અપાનને વશ રાખનારા અને પ્રતિષ્ઠાની સ્પૃહા નહિ રાખનારા યોગીરૂપ નકટા પોતાના હૃદયમા સ્થિર બ્રહ્મરૂપ કમળના આનંદરૂપ ગંધને અનુભવે છે (નકટા બાસ કમલકી લેવૈ), વાણીથી સત્ય, હિત, પ્રિય અને મિત બોલનાર અથવા વાણીથી પર રહેલા યોગીરૂપ મૂગા અજપાજાપરૂપ બહુ સુંદર વાદ કરે છે (ગુગા કરૈ બહુત સવાદ), કર્તાપણાના તથા ભોક્તાપણાના અભિમાન-રૂપ વા રાગદ્વેષરૂપ હાથના અભાવવાળા જ્ઞાનીરૂપ ઠૂંઠા અજ્ઞાનરૂપ મોટા પર્વતને પોતાના અંતઃકરણરૂપ પૃથ્વીમાથી ઉઠાવે છે, એટલે કે તેને નિવૃત્ત કરે છે (ઠુંઠા પકરી ઉઠાવૈ પરવત), સંકલ્પ-વિકલ્પરૂપ પગથી રહિત જ્ઞાનીરૂપ પાંગળા પોતાના સર્વવ્યાપક સ્વરૂપના અનુભવરૂપ નૃત્યનુ સુખ ભોગવે છે (પંગુ કરૈ નિરત અહ્લાદ) સુંદરદાસ કહે છે કે જે કોઈ મનુષ્ય આનો અર્થ વિચારે છે તે જ મનુષ્ય બ્રહ્મરૂપ ઉત્તમ સુખનો અનુભવ કરે છે (૨)

> બુંદમાહી સમુદ્ર સમાનો, રાઈમાહી સમાનો મેર,
> પાનીમાહી તૂંબિકા ડૂબી, પાહન તરત ન લાગી બેર,
> તીન લોકમે ભયા તમાસા, સૂરજ કિયો સકલ અંધેર
> મૂરખ હોય સો અર્થહી પાવૈ, 'સુંદર' કહે શબ્દમે ફેર (૩)

સાક્ષી-ચેતનરૂપ પાણીના ટીપામા અપાર સંસારરૂપ સમુદ્ર સમાયો, અર્થાત્ જ્ઞાનકાળમા સાક્ષી-ચેતનના વિવર્તરૂપે આ અપાર સંસાર પ્રતીત થયો (બુંદમાહી સમુદ્ર સમાનો), બ્રહ્માકાર થયેલી સૂક્ષ્મ બુદ્ધિવૃત્તિરૂપ રાઈમા અજ્ઞાનરૂપ મેરુ પર્વત સમાયો (રાઈમાહી સમાયો મેર), સંસારરૂપ પાણીમા શ્રદ્ધાહીન બુદ્ધિરૂપ તૂંબડી બૂડી, અર્થાત્ વારંવાર જન્મ-મરણના અનુભવને પ્રાપ્ત થઈ માત્ર બુદ્ધિના આવા હાલહવાલ થયા (પાનીમાહી તૂંબિકા ડૂબી), અગાધ શ્રદ્ધાવાળા ચિત્તરૂપ પાષાણને ભવસાગરમા તરતા કાંઈ પણ વાર ન લાગી, એટલે કે જ્ઞાન દ્વારા એ ચિત્ત કૃતાર્થ થઈ ભવસાગરને પાર પામ્યુ (પાહન તરત ન લાગી બેર); બ્રહ્મજ્ઞાનરૂપ સૂર્યે નામરૂપાત્મક સર્વ સંસારના બાધરૂપ અંધારુ કર્યું એ જોઈ ત્રણ લોકમાં સર્વ અજ્ઞાનીઓને આશ્ચર્ય થયુ (તીન લોકમે ભયા તમાસા, સૂરજ કિયો સકળ અંધેર), જે સંસારથી ઉપરામરૂપ વૃત્તિવાળા જ્ઞાનીરૂપ મૂર્ખ હોય તે જ આ મારા કહેલા શબ્દોના અર્થને યથાર્થ અનુભવે છે, કેમ કે, સુંદરદાસ કહે છે કે, મારા કહેલા શબ્દમા અર્થનો ફેર છે (મૂર્ખ અને જ્ઞાનીનો ભાવ વિચારવા યોગ્ય છે) (૩)

> કમલમાહીતે પાની ઉપજ્યો, પાનીમાહીતે ઉપજ્યો સૂર,
> સૂરમાહી શીતલતા ઉપજી, શીતલતામે સુખ ભરપૂર,
> તા સુખકો ક્ષય હોય ન કબહું, અત એકરસ નિકટ ન દૂર,
> 'સુંદર' કહત સત્ય યહ સુહી, યામે રતી ન જાનહું કૂર (૪)

અંતઃકરણરૂપ કમળમાથી બ્રહ્મભાવનારૂપ (બ્રહ્માકારવૃત્તિ કરવાના પ્રયત્નરૂપ) પાણી ઊપજ્યુ (કમલમાહી તે પાની ઉપજ્યો) બ્રહ્મભાવનારૂપ પાણીમાથી બ્રહ્માનુભવરૂપ સૂર્ય ઉત્પન્ન થયો (પાનીમાહિતે ઉપજ્યો સૂર), બ્રહ્માનુભવરૂપ સૂર્યનાથી અંતઃકરણની શાંતિરૂપ

શીતગતા ઊપજી (સૂરમાહી શીતગતા ઉપજી), તે શાંતિરૂપ શીતળતાના બ્રહ્માનંદરૂપ પરિપૂર્ણ સુખ રહ્યું છે (શીતલતામે સુખ ભરપૂર), તે બ્રહ્માનંદરૂપ સુખનો કદી પણ નાશ થતો નથી. (તા સુખકા ક્ષય હોય ન કબહુ), તે સુખ સર્વદા એકરસ છે અને તે જ્ઞાનીનુ પોતાનુ સ્વરૂપ હોવાથી તે સમીપ પણ કહી શકાતું નથી તેમ તે દૂર પણ કહી શકાતું નથી (સદા એકરસ નિકટ ન દૂર) સુંદરદાસ કહે છે કે આ વાર્તા એમ જણાવેલી ઉપર ની રીતે સાચી છે, બીજી રીતે નહિ, અને એમા લેશ પણ મિથ્યા ન જાણો (૪)

પાની જરે પુકારે નિનદિન, તાકૂ અગ્નિ બુઝાવે આઈ,
મૈં શીતન તૂ તપત ભયા કયુ, વાર વાર કહૈ સમઝાઈ,
મેરી ઝપા તોહી જો લાગે, તૌ તૂ ભી શીતલ વ્હૈ જાઈ,
કબહુ જરની ફેરી ન ઉપજૈ, 'સુંદર' સુખમ રહૈ સમાઈ (૫)

અંતઃકરણરૂપ જળ આધ્યાત્મિક આદિ ત્રણ પ્રકારના તાપથી બળે છે તે રાતદિવસ–નિરંતર–પોતાના તાપ સંબંધી પોકાર કર્યા કરે છે તે તાપને બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિ આવીને ઓલવે છે, અને અંતઃકરણરૂપ જળને બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિ આનંદમા વારવાર સમજાવીને કહે છે કે –"હું તારામાથી ઉત્પન્ન થયુ છુ, ને શાંત છુ, છતા તુ કેમ તપેતુ રહે છે? મારા સાચો ઝપાટો[1] જો તને લાગે તો તું પણ શીતલ થઈ જાય, અને પછી તને કદી પણ તાપ[2] ન ઊપજે, અને ઉત્કૃષ્ટ સુખમા અભેદભાવ સમાઈ રહે." (૫)

## કવિ ધીરાની અવળવાણી

અવળવાણીના આવા બીજા થોડા દાખલાઓ આપીએ ધીરા કવિએ આવા ઘણ પદો રચ્યા છે તેમાથી એક, અર્થ સાથે, નીચે આપ્યુ છે અર્થ શ્રી નથુરામ શર્માના લેખ પ્રમાણે કર્યો છે જૈન પરિભાષા વિવેકી વાચનારે બેસાડી લેવી. એનો સંકેત ૯૮–૯૯મા પદોના વિવેચનમા રજૂ થયો છે તે વિચારવાથી ધ્યાન બેસી જવા સંભવ છે

અલખ લે લાગી રે, જાગીને જોયુ ઘટમા,
ભ્રમણા સર્વે ભાગી રે, સુહાગી મળ્યા ઊંચટમા (ટેક)
અંબાડીએ ગજરાજને ગળિયો, ઘોડાને ગળી ગયુ જીન,
વસતર ઉપર નાડ સૂકાણી, એમ સમ રસે ગળી ગયા ફીણ,
સસે સિંહને ઘેર્યો રે, શાહુળાને રાખ્યો પટમા. અલખ૦ ૧
આબા હાળે નાળિયેર વળ્યા, કદળીએ કેરીની લૂબ,
નાગરવેલે દ્રાખ બીજોરા, એની શોભા બની છે અતિ ખૂબ,
ગગન દોયો ઘટમા, તેના દૂધ પીધા સટમા. અલખ૦ ૨
પાનક વરસે ને પથ્થર ભીંજે, થઈ ગયુ ચિહુ દિશી પાણી,
એ રે પાણીમા દેવી–દેવતા બૂડ્યા, રાજા રંક અને રાણી,
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર બૂડ્યા, જોગી બૂડ્યા ઝપામા અલખ૦ ૩

---

1 ઝપટ=ઝપાટો, અડફટ 2 જરની=તાપ બળવુ તે

જનકદેશના વાસી વિરલા, ગોરખ દત્ત કબીર,
એ જ દેશના વાસી શુકજી, દાદુ 'ધીરા' સધીર,
જીવન્મુક્તિ નિત્ય માણે રે, એના મન-મઠમાં અનખ૦ ૪

જ્યારે જાગ્રત થઈને શરીરમાં રહેવા અંતઃકરણમાં જોયુ ત્યારે પરમાત્મામાં પરમ પ્રીતિ ઉપજી અને જ્યારે તે પરમાત્મા પ્રસન્નતાપૂર્વક અનુભવાયા ત્યારે સર્વ પ્રકારની ભ્રાંતિઓ દૂર થઈ ગઈ વિચાર કરીને જોયુ તો માયારૂપ અબાડીએ બ્રહ્મરૂપ ગજરાજને ગળ્યો હોય એમ પ્રતીત થાય છે, આ માારૂપ ઘોડાને મનોરૂપ જીન ગળી ગયુ હોય એમ દેખાય છે, અજ્ઞાનરૂપ વસ્ત્ર ઉપર જાણે વિચારૂપ (બ્રહ્મરૂપ) વાઘ સુકાણી હોય એમ દેખાય છે, અને એવી જ રીતે બ્રહ્મરૂપ સમુદ્રને નાનરૂપાત્મક પ્રપંચરૂપ દીવો ગળી ગયેલ હોય એમ દેખાય છે મનોરૂપ સસલે જીવાત્મારૂપ સિંહને ઘેર્યો છે અને તે જીવાત્મારૂપ સિંહને તેણે, અજ્ઞાનીને ન દેખાય તેમ, પગમા (પડદામા) રાખ્યો છે (૧)

અંતઃકરણની વૃત્તિરૂપ આબાના ઝાડે જ્ઞાનના સાધન વિવેકાદિરૂપ નાળિયેર લાગ્યા, દૈવી સંપત્તિરૂપ કેળે વિવિધ શ્રેષ્ઠ સુખોરૂપ કેરીના લૂમો અને સુષુમ્ણારૂપ નાગરવલે ગણપતિ આદિ રૂપ બીજોરા-દ્રાક્ષ (કિસમિસ) અથવા દ્રાક્ષ ને બીજે જ્ઞાનના ફળ લાગેલ છે કે જેની શોભા બહુ જ બની છે ચૈતન્યરૂપ આકાશને શરીરમા દોહ્યુ-અનુભવ વડે પ્રાપ્ત કર્યું- અને તે આકાશના આનંદરૂપ દૂધને વાઘે પીધુ (૨)

બ્રહ્મરૂપ અગ્નિ વરસે છે, તે વાસનારૂપ પથ્થરને સીંજે છે, તે બ્રહ્મરૂપ અગ્નિના વરસવાથી વાસનાઓ રૂપ પાષાણ ગળીને ચારે દિશામા આનંદરૂપ જળ વહી ગયુ તે આનંદરૂપ જળમા દેવી ને દેવો બૂડ્યા—આનંદ સર્વેને પ્રિય હોવાથી તે રૂપ થયા રાજા, રાંક ને રાણી પણ તેમા બૂડ્યા બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર પણ તેમા બૂડ્યા અને યોગી તો શીઘ્ર જ તેમા બૂડ્યા (૩)

જનક-ઉત્પન્ન કરનાર-વિવર્તોપાદાનકારણ-બ્રહ્મ-દેશના અથવા જનકરાજાના જ્ઞાનરૂપ દેશના અનુભવયુક્ત વાસીઓ તો વિરલા જ છે, જેવા કે દત્તાત્રેય, ગોરખનાથ ને કબીરજી, શુકદેવ, દાદુજી ને ધીરજવાળો વીરા એ પણ એ જ દેશના વાસી છે એવા પુરુષો પોતાના મનોરૂપ મઠમા નિત્ય જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવે છે (૪)

## સંત કબીરની અવળવાણી

સંત કબીરે અવળવાણીના ઘણા પ્રયોગો કર્યા છે, એનો એક નમૂનો ખાસ નોંધી રાખવા જેવો છે મહરહુ પુસ્તિકાનુસાર તેનો ભાવાર્થ પણ તારવી રજૂ કર્યો છે એની ભાષા હિંદીમિશ્ર છે તેને ૯૮મા પદ સાથે સરખાવવા યોગ્ય છે અહીં ત્રણ ગાથા છે ત્યારે ૯૮મા પદની છ ગાથા છે અસલ વ્યાખ્યાતનો આધાર કબીરનો હોય તે બનવા જોગ છે તેના પર આનંદઘને કેટલો સુધારો કર્યો છે તે વાત પણ ધ્યાન ખેંચે તેવી છે

અવધૂ ! સો જોગી ગુરુ મેરા, જો યા પદ કા કરે નિવેરા. (ટેક)
તરુવર એક મૂલ બિન ઠાડા, બિન ફૂલા ફલ લાગા,
શાખા પત્ર નહિ કછુ વાકે, અષ્ટ ગગન મુખી આગા અવધૂ૦ ૧
પાવ બિન નિરત, કરા બિન બાજે, બિન જિહ્વા ગુન ગાવે,
ગાવનહારેકૂ રૂપ ન રેખા, સદ્ગુરુ હોય લખાવે અવધૂ૦ ૨
પછીકા ખોજ, મીનકા મારગ, કહે 'કબીર' વિચારી,
અપરંપાર પાર પુરુષોત્તમ, ના મૂરતિકી બલિહારી. અવધૂ૦ ૩

હે અવધૂત ! જે યોગી આ પદનો અનુભવથી સ્પષ્ટ અર્થ કરે તે યોગી મારા ગુરુ સમાન છે સંસારરૂપ એક વૃક્ષ, બ્રહ્મ સાથે તેનો વાસ્તવિક સંબંધ નહિ હોવાથી, મૂળ વિના ઊભુ છે તેને વાસ્તવિક પૂર્વાવસ્થારૂપ ફળ લાગ્યા છે તેને વાસ્તવિક ડાળો અને પાંદડા કાંઈ નથી પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર ને પાંચ તન્માત્રા એ આઠ ગગન એટલે સૂક્ષ્મ તત્ત્વો જેમા મુખ્ય છે એવા આગમા આ સંસારરૂપ વૃક્ષ રહેલું છે (૧)

બ્રહ્મ–ચૈતન્ય પગ વિના નૃત્ય કરનારીમા નૃત્ય કરતું હોય એમ જણાય છે (નિરત = નૃત્ય), હાથ વિના વાદ્ય વગાડનારમા વાદ્ય વગાડતું હોય એમ પ્રતીત થાય છે, પ્રભુ આદિના ગુણ ગાનારમા જીભ રહિત છતા જાણે તે ગુણ ગાતુ હોય એમ પ્રતીત થાય છે તે ગાનારનું જે વાસ્તવિક સ્વરૂપ છે તેમા કોઈ રૂપ આદિ નથી જે સદ્ગુરુ–જ્ઞાની હોય તે આ વાતની સમજણ આપે છે (૨)

કબીરદાસ વિચારીને કહે છે કે આકાશમા પક્ષીનો અને જળમા માછલાનો માર્ગ શોધવો જેમ કઠિન છે તેમ બ્રહ્મનુ સ્વરૂપ જાણવુ પણ કઠિન છે દેશ, કાળ ને વસ્તુના પરિચ્છેદથી રહિત તથા સંસારના પાર–પરતીર–રૂપ જે પુરુષોત્તમ–બ્રહ્મ છે તે સ્વરૂપની બલિહારી છે (૩)

નોંધ—આ પદ ૯૮મા પદ સાથે સરખાવવુ ૯૮મા પદમા ૬ ગાથા છે, આ પદમા ત્રણ છે ૯૮ના પદનો ભાવ, શબ્દ તદ્દન અલગ છે, આ પદનો ભાવ સાવ જુદો છે 'અવધૂ સો જોગી ગુરુ મેરા'ની ટેક બાદ કરીએ તો બાકી બન્ને વચ્ચે સામાન્ય તત્ત્વ લગભગ નહિ જેવુ છે બનવા જોગ છે કે આવી અવળવાણીનો આધાર કબીર ઉપરથી શ્રી આનંદઘને લીધો હોય અને પછી તે મૂળ હકીકતને પોતાની સ્વતંત્ર કૃતિ વડે વિસ્તારી હોય બન્ને પદોના સ્વરૂપ, કૃતિ, ઘટના, વિચારધારા અને અંતિમ સાધ્યની બારીકીથી સરખામણી કરતા બન્ને વચ્ચે સામ્ય લાગશે નહિ, અને આવા પદની ટેક સર્વ સામાન્ય હોય તો તેથી એ પદ કબીરનું કહેવાય નહિ આની ચર્ચા ઉપોદ્ઘાતમા થશે અહીં તો સરખામણી અને અધ્યયનને અંગે આ પદ તેના સાંપ્રદાયિક અર્થ સાથે રજૂ કર્યું છે આનંદઘનની કૃતિ સ્વતંત્ર છે અને અનુકરણશીલ હોવા છતા મૌલિક છે એ વાતમા, સૂક્ષ્મ સરખામણી કરતા, શંકા રહે તેવુ નથી કબીરનો સમય, આનંદઘનનો સમય વગેરે અનેક બાબતો પણ વિચારણીય છે આ સરખામણી અને વિચારણા તદ્યોગ્ય સ્થાનકે થશે અત્ર અવળવાણી–ઊલટી વાણી–ના દષ્ટાંત તરીકે એ પદ રજૂ કર્યું છે

# પરિશિષ્ટ—૩

## શ્રીવિનયવિજયજીકૃત

## શ્રીવીરજિનનું પાંચ સમવાયકારણનું સ્તવન

[જુઓ, પ૦ ૯૯, પૃ૦ ૬૨૧]

(દોહા)

સિદ્ધારથ સુત વંદીએ, જગદીપક જિનરાજ,
વસ્તુતત્ત્વ સવિ જાણીએ, જસ આગમથી આજ ૧

સ્યાદ્વાદથી સંપજે, સકલ વસ્તુ વિખ્યાત,
સપ્ત ભંગ રચના વિના, બંધ ન બેસે વાત ૨

વાદ વદે નય જૂજુઆ, આપ આપણે ઠામ,
પૂરણ વસ્તુ વિચારતાં, કોઈ ન આવે કામ. ૩

અંધ પુરુષે એહ ગજ, ગ્રહી અવયવ એકેક,
દૃષ્ટિવંત લહે પૂર્ણ ગજ, અવયવ મેળી અનેક ૪

સંગતિ સકલ નયે કરી, જુગતિયોગ શુદ્ધ બોધ,
ધન્ય જિનશાસન જગ જયો, જિહાં નહીં કશો વિરોધ ૫.

ઢાલ પહેલી

### ૧. કાળ—સમવાયકારણ કાળવાદીનો મત

શ્રી જિનશાસન જગ જયકારી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપ રે,
નય એકાંત મિથ્યાત્વ નિવારણ, અકલ અભંગ અનૂપ રે શ્રી જિન૦ ૧

કોઈ કહે એક કાલતણે વશ, સકલ જગત ગતિ હોય રે,
કાલે ઊપજે કાલે વિણસે, અવર ન કારણ કોય રે. શ્રી જિન૦ ૨

કાલે ગર્ભ ધરે જગ વનિતા, કાલે જન્મે પૂત રે,
કાલે બોલે કાલે ચાલે, કાલે ઝાલે ઘર સૂત રે શ્રી જિન૦ ૩

કાલે દૂધ થકી દહીં થાયે, કાલે ફલ પરિપાક રે,
વિવિધ પદારથ કાલે ઊપજે, કાલે સહુ થાયે ખાક રે શ્રી જિન૦ ૪

જિન ચોવીશે બાર ચક્રવર્તી, વાસુદેવ બલદેવ રે,
કાલે કવલિત કોઈ ન દીસે, જસ કરતા સુર સેવ રે શ્રી જિન૦ ૫.

ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ જુઈ જુઈ ભાત રે,
ષટ ઋતુ કાલ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાત રે. શ્રી જિન૦ ૬

કાલે બાલવિલાસ મનોહર, યૌવન કાલા કેશ રે,
વૃદ્ધ પણુ વલી પની વપુ અતિ દુર્બલ, શક્તિ નહીં લવલેશ રે શ્રી જિન૦ ૭

ઢાલ બીજી

## ૨ સ્વભાવ–સમવાયકારણ સ્વભાવવાદી મત

તવ સ્વભાવવાદિ વદે જી, કાલ કિસ્યુ કરે રંક,
વસ્તુ સ્વભાવે નીપજે જી, વિણસે તેમ જ નિ શંક,
સુવિવેક વિચારી જૂઓ, જૂઓ વસ્તુ સ્વભાવ (ટેક) ૧
છતે યોગ જોબનવતી જી, વાઝણી ન જણે બાલ,
મૂછ નહીં મહિલા મુખે જી, કરતલ ઊગે ન વાલ. સુવિવેક૦ ૨
વિણુ સ્વભાવ નવિ નીપજે જી, કેમ પદારથ કોય,
આંબ ન લાગે લીંબડે જી, વાગ વસતે જોય સુવિવેક૦ ૩
મોરપિચ્છ કુણ ચીતરે જી, કુણ કરે સંધ્યારંગ;
અંગ વિવિધ સવિ જીવના જી, સુંદર નયન કુરંગ સુવિવેક૦ ૪
કાંટા બોર બબુલના જી, કોણે અણીયાલા કીધ,
રૂપ રંગ ગુણ જૂજુઆ જી, તરૂ ફલ ફૂલ પ્રસિદ્ધ સુવિવેક૦ ૫
વિષધર મસ્તક નિત્ય વસે જી, મણિ હરે વિષ તતકાલ,
પર્વત થિર ચલ વાયરો જી, ઊર્ધ્વ અગ્નિની જાલ સુવિવેક૦ ૬
મચ્છ તુંબ જલમા તરે જી, બૂડે કાગ પહાણ,
પંખી જાત ગયણે ફિરે જી, ઇણિપરે નયવ વિન્નાણ સુવિવેક૦ ૭
વાયુ સુંઠથી ઉપશમે જી, હરડે કરે વિરેચ,
સીઝે નહીં કણ કાંકડુ જી, શક્તિ સ્વભાવ અનેક સુવિવેક૦ ૮
દેશવિશેષે કાષ્ઠનુ જી, ભૂયમાં થાય પાહાણ,
શંખ અસ્થિનો નીપજે જી, એહ સ્વભાવ પ્રમાણ સુવિવેક૦ ૯
રવિ તાતો શશી સીતલો જી, ભવ્યાદિક બહુ ભાવ,
છએ દ્રવ્ય આપ આપણા જી, ન તજે કોય સ્વભાવ સુવિવેક૦ ૧૦

ઢાલ ત્રીજી

## ૩ ભાવિ–સમવાયકારણ નિયતિવાદી મત

કાલ કિશું કરે બાપડો જી, વસ્તુ સ્વભાવ અકજ્જ,
જો નવિ હોય ભવિતવ્યતા જી, તો કિમ સીઝે કજ્જ રે,
પ્રાણી મ કરો મન જંજાલ, ભાવિ ભાવ નિહાલ રે. પ્રાણી૦ ૧

જલનિધિ તરે જંગલ ફરે જી, કોડ જતન કરે કોય,
અણુભાવી હોવે નહીં જી, ભાવિ હોય તે હોય રે. પ્રાણી૦ ૨
આંબે મોર વસંતમાં જી, ડાળે ડાળે કેઈ લાખ,
કેઈ ખર્યા કેઈ ખાખરી જી, કેઈ આંબા કેઈ સાખ રે પ્રાણી૦ ૩
વાઉલ જિમ ભવિતવ્યતા જી, જિણુ જિણુ દિસિઈ જાય,
પરવશ મન માણુસ તણું જી, તૃણ જિમ પૂંઠે ધાય રે પ્રાણી૦ ૪
નિયત વને વિણ ચિંતવ્યું જી, આવી મલે તતકાલ,
વરસાં સોનું ચિંતવ્યું જી, નિયતિ કરે વિસરાલ રે પ્રાણી૦ ૫
બ્રહ્મદત્ત ચક્રીતણા જી, નયણ હણે ગોવાલ,
દોય સહસ્સ જસ દેવતા જી, દેહતણા રખવાલ રે પ્રાણી૦ ૬
કોકૂહો કોયલ કરે જી, કિન રાખી શકે પ્રાણ;
આહેડી શર તાકીયો જી, ઉપર ભમે સીંચાણ રે. પ્રાણી૦ ૭
આહેડી નાગે ડસ્યો જી, બાણ લાગ્યો સીંચાણ,
કોકૂહો ઉડી ગયો જી, જુઓ જુઓ નિયત પ્રમાણ રે પ્રાણી૦ ૮
શસ્ત્ર હણ્યા સંગ્રામમાં જી, વને પડયા જીવંત,
મંદિરમાંથી માનવી જી, રાખ્યા હી ન રહંત રે. પ્રાણી૦ ૯

ઢાલ ચોથી

## ૪ પૂર્વકૃતકર્મ—સમવાયકારણ કર્મવાદી મત

કાલ સ્વભાવ નિયત મતિ કૂડી, કર્મ કરે તે થાય,
કર્મે નરય-તિરિય-નર-સુર-ગતિ જી, જીવાંતરે જાય
ચેતન ચેતિયે રે, કર્મ સમો નહીં કોઈ ચેતન૦ ૧
કર્મે રામ વસ્યા વનવાસે, સીતા પામે આલ,
કર્મે લંકાપતિ રાવણનું, રાજ થયું વિસરાલ ચેતન૦ ૨
કર્મે કીડી કર્મે કુંજર, કર્મે નર ગુણવંત,
કર્મે રોગ સોગ દુખ પીડિત, જન્મ જાય વિલવંત ચેતન૦ ૩
કર્મે વરસ લગે રિસહેસર, ઉદક ન પામે અન્ન,
કર્મે વીરને જુઓ યોગમાં રે, ખીલા રોપ્યા કન્ન ચેતન૦ ૪
કર્મે એક સુખપાલે બેસે, સેવક સેવે પાય,
એક હય ગય રથ ચઢયા ચતુર ... આગલ ઉભાય રે. ચેતન૦ ૫

ઉદ્યમ માની અંધ તણી પરે, જગ હીંડે હાહુતો,
કરમ બલે તે લહે સકલ ફલ, સુખ ભર સેજે સુતો રે  ચેતન૦ ૬

ઉંદર એકે કીધો ઉદ્યમ, કરંડીયો કરકોલે,
માંહે ઘણા દિવસનો ભૂખ્યો, નાગ ગ્યો દુઃખ ડોલે રે  ચેતન૦ ૭

વિવર કરી મૂષક તસ મુખમાં, દિયે આપણો દેહ,
માર્ગ લહી વન નાગ પધાર્યાં, કર્મ મર્મ જુઓ એહ  ચેતન૦ ૮

ઢાલ પાંચમી

## ૫ ઉદ્યમ—સમવાયકારણ ઉદ્યમવાદી મત

હવે ઉદ્યમવાદી ભણે એ, એ ચારે અસમર્થ તો,
સકલ પદારથ સાધવા એ, એક ઉદ્યમ સમરથ તો  ૧

ઉદ્યમ કરતા માનવીએ, શું નવિ સીઝે કાજ તો,
રામે રયણાયર તરીઓ, લીધુ લંકા રાજ તો  ૨

કર્મ નિયત તે અનુસરે એ, જેહમાં શક્તિ ન હોય તો,
દેઉલ વાઘમુખે પંખીયા એ, પિંડ પેસતા જોય તો  ૩

વિણ ઉદ્યમ કિમ નીકલે એ, તિલ માંહેથી તેલ તો,
ઉદ્યમથી ઊંચી ચઢે એ, જુઓ એકેંદ્રિય વેલ તો  ૪

ઉદ્યમ કરતા એક સમે એ, જેહ નવિ સીઝે કાજ તો,
તે ફરી ઉદ્યમથી હુવે એ, જો નવિ આવે વાજ તો  ૫

ઉદ્યમ કરી ઓર્યા વિના એ, નવિ રંધાએ અન્ન તો,
આવી ન પડે કોળીઓ એ, મુખમાં પાખે જતન તો  ૬

કર્મ સુત ઉદ્યમ પિતા એ, ઉદ્યમે કીધા કર્મ તો,
ઉદ્યમથી દૂરે ટલે એ, જુઓ કર્મનો મર્મ તો  ૭

દૃઢપ્રહારી હત્યા કરી એ, કીધા પાપ અનંત તો,
ઉદ્યમથી ષટ માસમાં એ, આપ થયા અરિહંત તો  ૮

ટીપે ટીપે સર ભરે એ, કાંકરે કાંકરે પાલ તો,
ગિરિ જેહવા ગઢ નીપજે એ, ઉદ્યમશક્તિ નિહાલ તો  ૯

ઉદ્યમથી જલબિંદુઓ એ, કરે પાષાણમાં ઠામ તો,
ઉદ્યમથી વિદ્યા ભણે એ, ઉદ્યમ જોડે દામ તો  ૧૦

ઢાળ છઠ્ઠી

## ૬ સ્યાદ્વાદ મતે પૂર્વોક્ત એકાંતવાદીઓનું સમાધાન

એ પાંચે નયવાદ કરતા, શ્રી જિન ચરણે આવે,
અમિય સરસ જિનવાણી સુણીને, આનંદ અંગ ન માવે રે પ્રાણી;
સમકિત મતિ મન આણો, નય એકાંત મ તાણો રે પ્રાણી,
તે મિથ્યા મતિ જાણો રે પ્રાણી સમકિત૦ ૧

એ પાંચે સમુદાય મિલ્યા વિણ, કોઈ કાજ ન સીઝે,
અંગુલિયોગે કરતણી પરે, જે બુઝે તે રીઝે રે પ્રાણી સમકિત૦ ૨

આગ્રહ આણી, કોઈ એકને, એહના દીજે વડાઈ,
પણ સેના મેળી સકલ રણાંગણ, જીતે સુભટ લડાઈ રે પ્રાણી સમકિત૦ ૩

તંતુ સ્વભાવે પટ ઉપજાવે, કાલક્રમે રે વણાએ,
ભવિતવ્યતા હોય તો નિપજે નહીં તો વિઘન ઘણાએ રે પ્રાણી સમકિત૦ ૪

તંતુવાય ઉદ્યમ ભોક્તાદિક, ભાગ્ય સકલ સહકારી,
ઇમ પાંચે મલી સકલ પદારથ, ઉત્પત્તિ જુઓ વિચારી રે પ્રાણી. સમકિત૦ ૫

નિયતિવશે હલુકરમો થઈને, નિગોદ થકી નિકલીયો,
પુણ્યે મનુજ ભવાદિક પામી, સદ્ગુરુને જઈ મલિયો રે પ્રાણી. સમકિત૦ ૬

ભવસ્થિતિનો પરિપાક થયો તવ, પંડિત વીર્ય ઉલ્લસિઓ,
ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઈને વસીઓ રે પ્રાણી સમકિત૦ ૭

વર્ધમાન જિન ઇણિપરે 'વિનયે', શાસનનાયક ગાયો,
સંઘ સકલ સુખ હોયે જેહથી, સ્યાદ્વાદ રસ પાયો રે પ્રાણી સમકિત૦ ૮

કળશ

ઇમ ધર્મનાયક, મુક્તિદાયક, વીર જિનવર સંથુણ્યો,
સય સત્તર સંવત વહ્નિ લોચન, વર્ષ હર્ષ ધરી ઘણો,
શ્રી વિજયદેવસુરિં૦ પટધર, શ્રી વિજયપ્રભ મુણિંદ એ,
શ્રીકીર્તિવિજય વાચક શિષ્ય ઇણિપર, 'વિનય' કહે આનંદ એ ૧

# પરિશિષ્ટ–૪ વિવેચનમાં આવતાં અવતરણો

પૃ. ૧૧ અનુભવ ગોચર વસ્તુકો રે, જાણવો યહ ઇલાજ;
કહન સુનનકો કછુ નહિ પ્યારે, આનંદઘન મહારાજ (શ્રી આનંદઘનજીનાં પદો, પદ ૨૧)

પૃ. ૨૦ यथाभिमतध्यानाद् वा । (પાતંજલ યોગસૂત્ર, ૧–૩૯)

પૃ. ૨૫ वहमारणअब्भक्खाणदाणपरधणविलोवणाईण ।
सव्वजहन्नो उदओ दसगुणिओ इक्कसि कयाण ॥ १७७ ॥
तिव्वयरे उ पओसे सयगुणिओ सयसहस्सकोडिगुणो ।
कोडाकोडिगुणो वा हुज्ज विवागो बहुतरो वा ॥ १७८ ॥ (ઉપદેશમાલા)

પૃ. ૩૦ उप्पन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा । (વિશેષાવશ્યક, મલધારી ટીકા)

પૃ. ૩૯ मोक्षे भवे च सर्वत्र निःस्पृहो मुनिसत्तमः ।

મોક્ષ સંસાર બિહુ સમ ગણે, ઇસ્યો હોય તું જાણ રે.
(શ્રી આનંદઘનજીકૃત શાન્તિજિનસ્તવન)

પૃ. ૬૩ ન મળ્યા રામ અને ન મળી માયા

પૃ. ૬૨ मुखमर्धं शरीरस्य सर्वं वा मुखमुच्यते ।
तत्रापि नासिका श्रेष्ठा नासिकायाश्च लोचने ॥ (સુભાષિત)

પૃ. ૭૭, ૩૧૮ मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । (બ્રહ્મોપનિષદ્ બ્રહ્મબિન્દુ ૨)

પૃ. ૭૪ દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ જિનેશ્વર
પ્રેમ પ્રતીત વિચારો ટૂંકડી, ગુરુગમ લેજો રે જોડ જિનેશ્વર.
(શ્રી આનંદઘનજીકૃત ધર્મનાથજિનસ્તવન)

પૃ. ૭૫ બંધ મોખ નિહચે નહિ, પુન. નિશ્ચે સાર અનંત,
અચલ અબાધિત દેખતુ હો, પ્રેમ શરીર લખંત.
નિજ સરૂપ નિશ્ચય નય નિરખૂં, શુદ્ધ પરમપદ મેરો,
હું હી અકલ અનાદિ સિદ્ધ હું, અજર અમર અનેરો
બંધ મોખ નહિ હમરે કબહી, નહી ઉપપાત વિનાસ,
શુદ્ધ સરૂપી હમ સબ કાલે, જ્ઞાનસાર પદ વાસ (શ્રીજ્ઞાનસારજી)
અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે.
(શ્રી આનંદઘનજીકૃત શાંતિજિનસ્તવન)

પૃ. ૮૧ મહાવીર જિનેશ્વર ઉપદિશે તુમે સાંભળજો ચિત્ત લાઈ રે,
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે. મહાવીર જિનેશ્વર ઉપદિશે
(શ્રી યશોવિજયજીકૃત શ્રીપાળરાસ ખંડ ૪, ઢાળ ૧૧)

પૃ. ૯૬ न सा जाई न सा जोणी न तं ठाणं न तं कुलं ।
न जाया न मुआ जत्थ, सव्वे जीवा अणंतसो ॥ (વૈરાગ્યશતક, ગાથા ૨૩)

પૃ. ૧૩૧, ૩૯૨ ચૂરણી ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે,
સમયપુરુષના અંગ કહ્યાં એ, જે છેદે તે દુર્ભવ રે
(શ્રી આનંદઘનજીકૃત નેમિનાથસ્તવન, ગાથા ૮)

પૃ. ૧૩૩, ૧૪૬ ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા, તત્ત્વની વાત કરતા ન લાજે,
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહ નડીઆ કલિકાલ રાજે
(શ્રી આનંદઘનજીકૃત અનંતજિનસ્તવન)

પૃ. ૧૩૩ બહિરાતમ મૂઢા જગ જેતા, માયા કે ફંદ રહેતા,
ઘટ અંતર પરમાતમ ભાવે, દુરલભ પ્રાણી તેતા,
અવધૂ રામ રામ જગ ગાવે, વિરલા અલખ લગાવે (શ્રી આનંદઘન કૃત પદ ૨૭)

પૃ. ૧૩૪ જોગીએ મિલીને જોગણ કીધી, જતીએ જતણી બનાવી,
કોઈએ મુંડી, કોઈએ લોચી, કોઈએ કેશ લપેટી,
કોઈ જગાવી, કોઈ સુતી છોડી, વેદન કિણહી ન મેટી. (શ્રી આનંદઘનજીકૃત પદ ૪૮)

પૃ. ૧૩૮ गुणपर्यायवद् द्रव्यम् । (તત્ત્વાર્થાધિગમસૂત્ર અ. ૫, સૂ. ૩૭)

પૃ. ૧૪૧ बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति । (મનુસ્મૃતિ, ૨-૨૧૫)

यस्य संक्लेशजननो रागो नास्त्येव सर्वथा ।
न च द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते ॥
यो वीतरागः सर्वज्ञो यः शाश्वतसुखेश्वरः ।
क्लिष्टकर्मकलातीतः सर्वथा निष्कलस्तथा ॥
यः पूज्यः सर्वदेवानां, यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनां महादेवः स उच्यते ॥ (શ્રી હરિભદ્રસૂરિકૃત મહાદેવાષ્ટક)

(છાંદોગ્યોપનિષદ્)

પૃ. ૧૪૨ अहं ब्रह्मास्मि ।

પૃ. ૧૪૪ भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥
(શ્રી હેમચંદ્રાચાર્યકૃત મહાદેવસ્તોત્ર શ્લોક ૪૪)

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥ (શ્રી હરિભદ્રસૂરિકૃત લોકતત્ત્વનિર્ણય)

પૃ. ૧૮૭ समानशीलव्यसनेषु सख्यम् ।

પૃ. ૧૫૨ जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं सत्सङ्गतिः कथय किं न करोति पुंसाम् ॥
(શ્રી ભર્તૃહરિકૃત નીતિશતક, શ્લોક ૮૯)

પૃ. ૧૫૩ सङ्गः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः ... मेषजम् ॥ (હિતોપદેશ, સંધિ, શ્લોક ૯૬)

પૃ ૧૫૫ यां चिन्तयामि सततं मयि सा विरक्ता साऽप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या, धिक् तां च तं च मदनं च इमां च मां च ॥
(શ્રી ભર્તૃહરિકૃત નીતિશતક, શ્લોક ૨)

પૃ ૧૬૦ वस्तु विचारत ध्यावतें मन पावै विश्राम,
रस स्वादत सुख ऊपजै अनुभव याको नाम ।
(શ્રી બનારસીદાસકૃત સમયસાર નાટક)

પૃ. ૧૬૪ આતમ પીઆલા પીઓ મતવાલા, ચીન્હે અધ્યાતમ વાસા,
આનંદઘન ચેતન વ્હૈ ખેલે, દેખે લોક તમાસા આશા ઔર કી કયા કીજે ?
(શ્રી આનંદઘનજીકૃત પ. ૨૮)

પૃ ૧૭૦, ૧૭૨, ૧૭૩ गति-मइय-भञ्जय (દશવૈકાલિકસૂત્ર નિર્યુક્તિ ગાથા ૩૫૧)

પૃ ૧૭૨ કાન પાક કારણ મિલે, સાધ્ય સિદ્ધ થૈ જાય,
બીન મન્યા દૂરે રહે, ન્યોં ધનત નનાય

પૃ ૧૭૬ उट्ठाणेण कम्मेण बलेण वीरिएण पुरिसक्कारपरक्कमेण ।
(ઉપાસકદશાંગસૂત્ર સૂત્ર ૩૬)

પૃ ૧૮૭ नट्ठम्मि छाउमत्थिए नाणे ॥ (આવશ્યકનિર્યુક્તિ)

પૃ ૨૩૩ यदा किञ्चिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवं,
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ।
यदा किञ्चित् किञ्चिद् बुधजनसकाशादवगतं,
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ।
(શ્રી ભર્તૃહરિકૃત વૈરાગ્યશતક શ્લોક ૩૨)

પૃ ૨૩૮ महापद्मश्च पद्मश्च शङ्खो मकरकच्छपौ ।
मुकुन्दकुन्दनीलाश्च खर्वश्च निधयो नव ॥

પૃ. ૨૬૫ આપ સ્વભાવમેં રે, અવધૂ ! સદા મગનમેં રહેના (શ્રી જીવવિજયજીકૃત સજ્ઝાય)

પૃ. ૨૬૭ जा पर जा कर सत्य सनेहू, सो तेहि मिलहि न कछु संदेहू । (તુલસીકૃત)

પૃ ૨૪૭ તથા ૨૪૮ अहं ब्रह्मास्मि तत् त्वमसि सोऽहम् ।
(છાંદોગ્યોપનિષદ, બૃહદારણ્યકોપનિષદાદિ)

પૃ ૨૫૦ મર્યો અનંત વાર બિન સમજ્યો, અબ સુખ-દુઃખ વિસરેંગે,
'આનંદઘન' નિપટ નિકટ અક્ષર દો, નહિ સમરે સો મરેંગે
અબ હમ અમર ભયે ન મરેંગે (શ્રી આનંદઘનજીકૃત પદ ૪૨)

પૃ ૨૫૦, ૨૫૩, ૬૦૨ सोऽहम् । (છાંદોગ્યોપનિષદાદિ)

પૃ. ૨૫૨ उपयोगो लक्षणम् । (તત્ત્વાર્થાધિગમસૂત્ર, અ. ૨, સૂ. ૮)

પૃ. ૨૫૮ કુબુદ્ધિ કુબજા કુટિલ ગતિ, સુબુદ્ધિ રાધિકા નારી,
ચોપર ખેલે રાધિકા, જીતે કુબજા હારી.
(શ્રી આનંદઘનજીકૃત બારમા પદની સાખી)

કુલગ, કુટિલ, કુબુદ્ધિ સગ ખેલકે અપની પત કસુ હારે.
(શ્રી આનદઘનજીકૃત ૫૦ ૧૪)

પૃ. ૨૬૧ મૂલ ચારિત્રનુ એ ભલુ, સમકિતવૃદ્ધિ નિદાન,
શીલ સલિલ ધરે જિકે, તસ હુવે સુજસ વખાણ. (ઉપાધ્યાય શ્રી યશોવિજયજી)

પૃ. ૨૬૧ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યના કામ,
છાર ઉપર તે લીપણુ ઝાખર ચિત્રામ. ધન ધન તે દિન માહરો.
(શ્રી વિનયવિજયજીકૃત આરાધનાસ્તવન)

પૃ. ૨૭૮ જૈસી નીત હરામ મે, તસી હરિમે હોય,
ચલ્યા જાય વૈકુઠમે, પલ્લા ન પકડે કોય.

પૃ. ૩૦૯ મિત્ત વિવેક વાતે કહે, સમતા સુનિ બોલા,
આનદઘન પ્રભુ આવશે, સેજડી રગ રોલા (આનદઘનજીકૃત ૫૦ ૧૬)

પૃ. ૩૧૩ આપણો ચેતનભાન જે, એક ચેતનાધાર રે,
અવર સવિ સયોગથી, એહ નિજ પરિકર સાર રે શાતિજિન એક મુજ વિનતિ
(શ્રી આનદઘનજીકૃત શાતિજિનસ્તવન)

एगो मे सासओ अप्पा नाणदसणसंजुओ ।
सेसा मे बाहिरा भावा सव्वे सजोगलक्खणा ॥ (સથારાપોરિસી)

પૃ. ૩૨૫ जे एग जाणइ से सव्व जाणइ । (આચારાગસૂત્ર ૧ ૩, ૪ ૧)

પૃ. ૩૨૭ सर्वभावेषु कर्तृत्व ज्ञातृत्व यदि सम्मतम् । (શ્રી હેમચદ્રાચાર્યકૃત વીતરાગસ્તોત્ર)

પૃ. ૩૮૪ नाण च दसण चेव अव्वाबाह तहेव सम्मत्त ।
अक्खयठिई अरूवा अगुरुलहु वीरिय हवई ॥

પૃ. ૪૦૨ ॐ विद्याकारदरोर्ध्वरेफविद्यानवाक्षरम् ।
मालाध स्यन्दि पीयूषबिन्दु विदुरनाहतम् ॥ (સુભાષિત)

પૃ. ૪૧૬ कार्येषु मन्त्री, भोज्येषु माता

પૃ. ૪૨૧ ૪૨૨ મા વિનયવિજયજીકૃત ભવિતવ્યતા-સમવાયમત્વાનુ સ્તવન આપ્યુ છે
(જુઓ પૃ ૫૦૭)

પૃ. ૪૩૬ सत्यप्रतिष्ठाया क्रियाफलाश्रयत्वम् । (પાતજલયોગસૂત્ર ૨-૩૬)

પૃ. ૪૬૪ भोगान् कृष्णभुजङ्गभोगविषमान् राज्य रज सन्निभ,
बन्धून् बन्धनिबन्धनानि विषयग्राम विषान्नोपमम् ।
भूर्ति भूतिसहोदरा तृणमिव स्त्रैण विदित्वा त्यजन्
स्तेष्वासक्तिमनाविलो विलभते मुक्ति विरक्त पुमान् ॥
(શ્રી સોમપ્રભાચાર્યકૃત સિદ્ધૂરપ્રકર શ્લોક ૯૨)

પૃ. ૪૬૫ भोगे रोगभय, कुले च्युतिभय, वित्ते नृपालाद् भय
मौने दैन्यभय बले रिपुभय, रूपे जराया भयम् ।
शास्त्रे वादभय, गुणे खलभय, काये कृतान्ताद् भय
सर्वं वस्तु भयान्वित भुवि नृणा वैराग्यमेवाभयम् ॥ (શ્રી ભર્તૃહરિકૃત વૈરાગ્યશતક)

પૃ ૪૭૧ ભાવ વિના દાનાદિકા, જાણો અલૂણો ધાન,
ભાવ રસાંગ મિલ્યા થકી, તૂટે કર્મ નિદાન.

(શ્રી સમયસુંદરકૃત દાન-શીલ-તપ-ભાવનું ચોઢાળિયું)

પૃ ૪૯૧ दर्शनं देवदेवस्य दर्शनं पापनाशनम् ।
दर्शनं स्वर्गसोपानं दर्शनं मोक्षसाधनम् ॥
પ્રભુ દરિશન સુખ સંપદા, પ્રભુદરિશન નવનિધ,
પ્રભુ દરિશનથી પામીએ, સકલ પદારથ સિદ્ધ

# પરિશિષ્ટ—૫ મૂળ પદો

## પદ – ૫૧  ભાદ્રપદની ઘોરરાત્રિ, પ્રભાત ભાનુ ઉદય  પૃ૦ ૭

( રાગ–ધમાલ )

ભાદુ કી રાતી કાતી સી વહે, છાતીય છીન છીન છીના,  ભાદુ કી૦ ૧
પ્રીતમ સબ છબી નીરખકે હો, પીઉ! પીઉ! પીઉ! કીના,
વાહી બીચ ચાતક કરે હો, પ્રાણ હરે પરવીના  ભાદુ કી૦ ૨
એક નિસિ પ્રીતમ નાઉ કી હો, વિસર ગઈ સુધ નાઉ,
ચાતક! ચતુર વિના રહી હો, પીઉ પીઉ પીઉ પીઉ પાઉ  ભાદુ કી૦ ૩
એક સમે આલાપકે હો, કાને અડાને ગાન,
સુઘર બપીહા સૂર ધરે હો, દેત હૈ પીઉ પીઉ તાન  ભાદુ કી૦ ૪
રાત વિભાવ વિલાત હૈ હો, ઉન્તિ સુભાવ સુભાન,
સુમતા સાથ મતે મિલે હો, આએ 'આનદઘન' માન.  ભાદુ કી૦ ૫

## પદ – ૫૨  આનદમયમહિમા, આનદ સર્વસ્વ  પૃ૦ ૧૪

( રાગ–જયજયવતી )

મેરે પ્રાન આનદઘન, તાન આનન્દઘન.  (ટેક)
માત આનન્દઘન, તાત આનન્દઘન,
ગાત આનન્દઘન, જાત આનન્દઘન  મેરે૦ ૧
રાજ આનન્દઘન, કાજ આનન્દઘન,
સાજ આનન્દઘન, લાજ આનન્દઘન  મેરે૦ ૨
આભ આનન્દઘન, ગાભ આનન્દઘન,
નાભ આનન્દઘન, લાભ આનન્દઘન  મેરે૦ ૩

## પદ – ૫૩  પૃ૦ ૧૯

( રાગ–સોરઠ સુલતાની નટરાગિણી સહેલી )

સારા દિલ લગા હૈ બસીવારેસૂ, બસીવારેસૂ પ્રાનપ્યારેસૂ,  સારા૦
મોરમુકુટ મકરાકૃત કુણ્ડલ, પીતામ્બર પટવારેસૂ  સારા૦ ૧
ચન્દ્રચકોર ભયે પ્રાન પપૈયા, નાગરનન્દદુલારેસૂ,  સારા૦
ઇનૂ સખીકે ગુન ગન્ધ્રપ ગાવે, 'આનન્દઘન' ઉજીયારેસૂ  સારા૦ ૨

### પદ – ૫૪ વ્યાજમાં મૂડી ડૂલ,–તારણહાર શેઠ પૃ૦ ૨૪

(રાગ–પ્રભાતી, આશાવરી રાતની રમીને ઇહાંથી આવિયા—એ દેશી)

મૂલડો થોડો ભાઈ! વ્યાજડો ઘણેરો, કેમ કરી દીધો રે જાય?
તલપદ પૂંજી મેં આપી સઘળી રે, તોહે વ્યાજ પૂરું નવ થાય મૂલડો૦ ૧

વ્યાપાર ભાગો જલવટ થલવટે રે, ધીરે નહિ નિસાની માય,
વ્યાજ છોડાવી કોઈ ખંદા પરઠવે રે, તો મૂલ આપું સમ ખાય. મૂલડો૦ ૨
હાટડું માંડું રૂડા માણેકચોકમાં રે, સાજનીઆનું મનડું મનાય,
'આનન્દઘન' પ્રભુ શેઠશિરોમણિ રે, બાહડી ઝાલજો રે આય. મૂલડો૦ ૩

### પદ – ૫૫ આત્મપ્રાપ્તિ પૃ૦ ૨૯

(રાગ–ધન્યાશ્રી)

ચેતન! આપા કૈસે લહોઈ, ચેતન૦
સત્તા એક અખંડ અબાધિત, ઇહ સિદ્ધાંત પખ જોઈ ચેતન૦ ૧

અન્વય અરુ વ્યતિરેક હેતુ કો, સમજ રૂપ–ભ્રમ ખોઈ,
આરોપિત સબ ધર્મ ઔર હૈ, 'આનંદઘન' તત સોઈ ચેતન! આપા કૈસે લહોઈ? ૨

### પદ – ૫૬ પરગૃહ ને સ્વગૃહ પૃ૦ ૪૨

(રાગ–ધન્યાશ્રી)

બાલુડી અબળા જોર કિશ્યું કરે, પીઉડો પરઘર જાય,
પૂરવ દિસિ પશ્ચિમ દિસિ રાતડો, રવિ અસ્તંગત થાય બાલુડી૦ ૧

પૂનમ નિશિ સમ ચેતન જાણીએ, ચંદ્રાતપ સમ નાણ,
વાદલભર જિમ દલથિતિ આણીએ, પ્રકૃતિ અનાવૃત જાણ બાલુડી૦ ૨

પરઘર ભમતા સ્વાદ કિશો લહે? તન ધન યૌવન હાણ;
દિન દિન દીસે અપયશ વાધતો, નિજ જન ન માને કાણ બાલુડી૦ ૩

કુલવટ છાંડી અવટઊવટ પડે, મન મેહૂવાને ઘાટ,
આંધો આંધો મિલે બેહુ જણ, કોણ દેખાડે વાટ? બાલુડી૦ ૪

બંધુ વિવેકે પીઉડો બૂઝવ્યો, વાર્યો પરઘર–સંગ,
'આનંદઘન' સમતા ઘર આણો, વાધે નવ નવ રંગ બાલુડી૦ ૫

### પદ – ૫૭ અદ્ભુત નાટક–ખેલ પૃ૦ ૫૦

(રાગ–આશાવરી)

દેખો એક અપૂરવ ખેલા,
આપ હી બાજી, આપ હી બાજીગર, આપ ગુરુ આપ ચેલા દેખો૦ ૧

લોક-અલોક બિચ આપ બિરાજિત, ગ્યાનપ્રકાશ અકેલા,
બાજી છાડ તહા ચઢ બૈઠે, જિહા સિંધુ કા મેલા. દેખો० ૨

વાગ્વાદ ખટ નાદ સહુમે, કિસકે કિસકે બોલા?
પાહાણુ કો ભાર કાહી ઉઠાવત, એક તારેકા ચોલા દેખો० ૩

ષટ્પદ પદકે જોગ સિરિ ખસ, ક્યોં કર ગજ પદ તોલા?
'આનંદઘન' પ્રભુ આય મિલો તબ, મિટ જાય મનકા ઝોલા દેખો० ૪

### પદ-૫૮ વિરહવ્યથા, મેળાપ પૃ० ૫૮

( રાગ-વસંત )

પ્યારે આય મિલો કહા યેતે જાત,
મેરો વિરહ વ્યથા અકુલાત ઘાત. પ્યારે० ૧

એક પૈનાભર ન ભાવે નાજ;
ન ભૂષણ નહીં પટ સમાજ પ્યારે० ૨

મોહન રાસ ન દૂસત તેરી આસી,
મદનો ભય હૈ ઘરકી દાસી પ્યારે० ૩

અનુભવ જાયકે કરો વિચાર,
કદ દેખે હૈ વાકી તનમેં સાર પ્યારે० ૪

જાય અનુભવ જઈ સમજાયે કંત,
ઘર આયે 'આનંદઘન' ભયે વસંત. પ્યારે० ૫

### પદ-૫૯ પૃ० ૬૧

( રાગ-કલ્યાણ )

મોકૂ કોઊ કૈસી હૂ તકો,
મેરે કામ એક પ્રાણજીવનસૂ, ઔર ભાવે સો બકો મોકૂ० ૧

મે આયો પ્રભુ! સરન તુમારી, લાગત નાહી ધકો,
ભુજન ઉઠાય કહુ ઔરનસૂ, કરહુ જ કર હી સકો મોકૂ० ૨

અપરાધી ચિત્ત ઠાન જગત જન, કોરિક ભાંત ચકો,
'આનંદઘન' પ્રભુ નિહચે માનો, ઇહ જન રાવરો થકો મોકૂ० ૩

### પદ-૬૦ અન્તરાત્મદશાના ગુંજન પૃ० ૭૩

( રાગ-સારંગ )

અબ મેરે પતિ ગતિ દેવ નિરંજન,
ભટકૂ કહા કહા સિર પટકૂ, કહા કરુ જનરંજન. અબ० ૧

ખ જન દગન દગ ન લગાવૂ, ચાહૂ ન ચિતવિત અ જન,
સજન ઘટ અ તર પરમાતમ, સકલ દુરિત ભયભજન અ૦ ૨

એહિ કામગવિ એહિ કામઘટ, એહિ સુધારસ મ જન,
'આન દઘન' પ્રભુ ઘટવન કે હરિ, કામ મત ગ ગજગ જન અ૦ ૩

પદ – ૬૧ : પૃ૦ ૮૨

( રાગ—જયજયવતી )

મેરીસું તુમતે જુ કહા, દૂરીકે હોને ન બૈરી રે મેરી૦ ૧

રુઠેસે દેખ મેરી, મનસા દુ ખ ઘેરી રી,
જાકે સગ ખેલો સો તો, જગતકી ચેરી રી મેરી૦ ૨

શિર છેદી આગે ધરે, ઔર નહીં તેરી રી,
'આન દઘન' કી સો, જો કહુ હું અનેરી રી મેરી૦ ૩

પદ – ૬૨ વિરહવ્યથામા આશાકિરણ પૃ૦ ૮૭

( રાગ–મારુ )

પિયા બિન સુધ બુદ્ધ મુંદી હો,
વિરહ–ભુયગ નિસા સમે, મેરી સેજડી ખૂદી હો પિયા૦ ૧

લોયણ પાન કથા મિટી, કિસકુ કહું સૂધી હો ?
આજકાલ ઘર આનકી, જીઉ આસ વિલુદ્ધી હો પિયા૦ ૨

વેદન વિરહ અથાહ હૈ, પાણી નવ નેજા હો,
કૌન હબીબ તબીબ હૈ, ટારે કર કરેજા હો પિયા૦ ૩

ગાલ હથેલી લગાય કે, સુરસિંધુ સમેલી હો
અસુઅન નીર વહાય કે, સિંચુ કર–વેલી હો. પિયા૦ ૪

શ્રાવણ–ભાદુ ઘનઘટા, વિચ વીજ ઝબુકા હો,
સરિતા સરવર સબ ભરે, મેરા ઘટસર સબ સૂકા હો પિયા૦ ૫

અનુભવ બાત બનાય કે, કહે જૈસી ભાવે હો,
સમતા, ટુક ધીરજ ધરે, 'આન દઘન' આવે હો પિયા૦ ૬

પદ – ૬૩ ઉદ્ધારમાટે આપેક્ષપ્રાર્થના પૃ૦ ૯૬

( રાગ–મારુ )

વ્રજનાથસે સુનાથ વિણ, હાથોહાથ વિકાયો,
વિચકો કોઉ જનકૃપાલ, સરન નજર નાયો. વ્રજ૦ ૧

જનની કહું, જનક કહું, સુત સુતા કહાયો,
ભાઈ કહું ભગની કહું, મિત્ર શત્રુ ભાયો વ્રજ૦ ૨

રમણી કહું રમણ કહું, નાઉ રંજ ઉતાયો,
સેવક પતિ ઇઠ ચઠ, કોટ ભૃગ ગાયો. વ્રજ૦ ૩

કામી કહુ નામી કહુ, રોગ ભોગ માયો,
નિસપતિધર દેહ ગેહ ધરી, વિવિધ વિધ ધરાયો વ્રજ૦ ૪

વિધનિષેધ નાટક ધર્યા, ભેદ આઠ છાયો,
ભાષા ષટ્ વેદ ચાર, સાગ શુદ્ધ પઢાયો વ્રજ૦ ૫

તુમસે ગજરાજ પાય, ગર્દભ ચઢી ધાયો,
પાયસ સુગ્રહકા વિસારી, ભીખ નાજ ખાયો વ્રજ૦ ૬

લીલાળુહ હુક નચાય, કહો જુ દાસ આયો;
રોમ રોમ પુલકિત હુ, પરમ લાભ પાયો વ્રજ૦ ૭

એરિ પતિત કે ઉધારન તુમ, કહિસો પીવત મામી,
મોસું તુમ કબ ઉધારો, ક્રૂર કુટિલ કામી. વ્રજ૦ ૮

ઔર પતિત કેઈ ઉધારે, કરણી બિનુ કરતા,
એકકા હી નાઉ લેઉ, જૂઠે બિરુદ ધરતા વ્રજ૦ ૯

કરની કરી પાર ભયે, બહોત નિગમ સાખી,
શોભા દઈ તુમકુ નાથ, અપની પત રાખી વ્રજ૦ ૧૦

નિપટ અજ્ઞાની પાપકારી, દાસ હૈ અપરાધી,
જાનુ જો સુધારહો, અબ નાથ લાજ સાધી વ્રજ૦ ૧૧

ઔરકો ઉપાસક હુ, કૈસે કોઈ ઉધારુ,
દુવિધા યહ રાખો મત, યાવરી વિચારુ વ્રજ૦ ૧૨

ગઈ સો તો ગઈ નાથ, ફેર નહીં કીજે;
દ્વારે રહ્યો ઢીંગ દાસ, અપનો કરી લીજે વ્રજ૦ ૧૩

દાસકો સુધારી લેહુ, બહુત કહા કહિયે,
'આનંદઘન' પરમ રીત, નાઉકી નિવહિયે વ્રજ૦ ૧૪

પદ-૬૯ જડવાસનો અંત પૃ૦ ૧૦૮

(રાગ-વસંત)

અબ જાગો પરમ ગુરુ પરમ દેવ પ્યારે,
મેરહુ હમ તુમ બિચ ભેદ. અબ૦ ૧

આની લાજ નિગોરી ગમારી જાત,
મુહિ આન મનાવત વિવિધ ભાત. અબ૦ ૨

અલિ પર નિમૂંડી કુલટી કાન,
મુનિ તુહિ મિલન બિચ દેત હાન. અબ૦ ૩

પતિ મતવારે ઔર રંગ,
રમે મમતા ગણિકાકે પ્રસંગ અબ૦ ૪

અબ જાતો જગવાસ અંત
ચિત્ત ફૂલે 'આનંદઘન' ભય વસંત. અબ૦ ૫

## પદ-૬૫ વિરહીની દશા અને આશા પૃ૦ ૫૧૪

(સાખી)

રાશ શશિ તારા કલા, જોશી જોઈને જોસ,
રમતા સુમતા કબ મિલે, સાં'ઈ વિરહાસોસ

(રાગ-જોગી)

પીયા વિન કૌન મિટાવે રે, વિરહવિથા અસરાલ. પીયા૦ (ટેક)

નીંદ નિમાણી આખ તેરે, નાઠી મુજ દુખ દેખ,
દીપક સર ડોલે પરો પ્યારે, તન થીર ધરે ન નિમેષ. પીયા૦ ૧

સસિ સરિણુ તારા જગી રે, વિનગી દામિની તેગ,
રયણી દયણુ મતે દગો પ્યારે, મયણુ સયણુ વિનુ વેગ પીયા૦ ૨

તનપિંજર ઝૂરે પર્યો રે, ઊડી ન સકે જીઉ હંસ,
વિરહાનલ જાલા જલી પ્યારે, પંખ મૂલ નિરવંસ પીયા૦ ૩

ઉસાસાસે વઢાઉકો રે, વાદ વદે નિશિ રાંડ,
ન મને ઉસાસા મની પ્યારે, હટકે ન રયણાં માંડ. પીયા૦ ૪

ઇહ વિધિ છે જે ઘરધણી રે, ઉસનુ રહે ઉદાસ,
હર વિધિ આઈ પૂરી કરે પ્યાર, 'આનંદઘન' પ્રભુ આસ પીયા૦ ૫

## પદ-૬૬ સ્વરૂપદર્શનના પરિણામ પૃ૦ ૫૨૬

(રાગ-આશાવરી)

સાધુ ભાઈ! અપના રૂપ દેખા,
સાધુ ભાઈ! અપના રૂપ દેખા
કરતા કૌન કૌન કુની કરની?
કૌન માગેગા લેખા? સાધુ ભાઈ૦ ૧

સાધુ સંગતિ અરુ ગુરુકી કૃપા તે,
મિટ ગઈ કુલકી રેખા,
'આનંદઘન' પ્રભુ પરચો પાયો,
ઉતર ગયો દિલ ભેખા   સાધુ ભાઈ૦ ૨

પદ – ૬૭   મતઔદાર્ય – મતસહિષ્ણુતા   પૃ૦ ૧૩૭
( રાગ-આશાવરી )

રામ કહો રહેમાન કહો કોઉ કહાન કહો મહાદેવ રી,
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવ રી   રામ૦ ૧

ભાજનભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપ રી,
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સ્વરૂપ રી   રામ૦ ૨

નિજ પદ રમે રામ સો કહિયે, રહિમ કરે રહિમાન રી,
કરષે કરમ કાન સો કહિયે, મહાદેવ નિરવાણ રી   રામ૦ ૩

પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મ ચીને સો બ્રહ્મ રી,
ઇહ વિધ સાધો આપ 'આનંદઘન,' ચેતનમય નિઃકર્મ રી   રામ૦ ૪

પદ – ૬૮   સાધુસંગતિ – સત્સંગ   પૃ૦ ૧૪૭
( રાગ-આશાવરી )

સાધુ સંગતિ બિનુ કૈસે પઈયે, પરમ મહારસધામ રી,
કોટિ ઉપાય કરે જો બૌરો, અનુભવકથા વિસરામ રી   સાધુ૦ ૧

શીતલ સફલ સંત સુરપાદપ, સેવૈ સદા સુછાઈ રી,
વંછિત ફલે ટલે અનવંછિત, ભવસંતાપ બુઝાઈ રી   સાધુ૦ ૨

ચતુર વિરંચી વિરંજન ચાહૂ, ચરણકમળ મકરંદ રી,
કો હરિ ભગતિ વિહાર દિખાવે, શુદ્ધ નિરંજન ચંદ રી   સાધુ૦ ૩

દેવ અસુર ઇંદ્ર પદ ચાહૂ ન, રાજ ન કાજ સમાજ રી,
સંગતિ સાધુ નિરંતર પાવુ, 'આનંદઘન' મહારાજ રી   સાધુ૦ ૪

પદ – ૬૯   પ્રીતની રીત, અસહ્ય વિરહદશા   પૃ૦ ૧૫૪
( રાગ-અનહિયો વેલાવલ )

પ્રીતકી રીત નહિ હો, પ્રીતમ, પ્રીતકી રીત નહિ,
મૈં તો અપનો સરવ સિંગારો, પ્યારે કી ન લઈ હો   પ્રીતમ૦ ૧

મૈં વસ પિય કે પિય સંગ ઔર કે, યા ગતિ કિનહી સીખઈ,
ઉપકારી જન જાય મનાવો, જો કછુ ભઈ સો ભઈ   પ્રીતમ૦ ૨

